।। श्रीस्वामिनारायणो विजयतेतराम् ।।

।। श्रीहरिकृष्ण महाराजाय नमः ।।



# કવીશ્વર સદ્‌ગુરુ શ્રીઅચિંત્યાનંદ બ્રહ્મચારીનું જીવન અને કવન

શાર્દુલવિક્રીડિતવૃત્તમ્ :

વિદ્યાવંત અનંત સદ્‌ગુણ દીસે, જ્ઞાની અમાની કહુ ।
જાણે કાવ્ય કળા કર્યાં ભલભલાં, ગિર્વાણ ગ્રંથો બહુ ।।
બુદ્ધિ તો બહુધા બૃહસ્પતિ સમી, સૌ કો પૂરે સાખ્યને ।
સંભારે સતસંગી સંતજન સૌ, વર્ણી અચિંત્યાખ્યને ।।

:: પ્રકાશક એવં પ્રેરક ::
શાસ્ત્રી હરિપ્રકાશદાસજીસ્વામી એવં
શાસ્ત્રી જ્ઞાનપ્રકાશદાસજીસ્વામી

ગુરુકુળ સે-૨૩, ગાંધીનગર-૩૮૨૦૨૩, (ગુજરાત)
ફોન : (૦૭૯) ૨૩૨૨૯૪૧૯, www.ssparishad.org
Email : gandhinagargurukul@gmail.com
gurukulgandhinagar@yahoo.com
લેખક : સાધુ બ્રહ્મપ્રકાશદાસ
ગુરુ : પ.પૂ.સદ્.શ્રીજ્ઞાનજીવનદાસજીસ્વામી (કુંડળધામ)

આવૃત્તિ પહેલી : તા.૧૪/૨/૨૦૧૪
સં. ૨૦૭૦, મહા સુદ-૧૫
પ્રત : ૨૦૦૦

PRICE :- Rs. 50/-

: PRINTED :
SATSANG PRESS, SECTOR NO.23,
GANDHINAGAR Pin-382023 (GUJARAT)

॥ श्रीस्वामिनारायणो विजयतेतराम् ॥

## સપ્રેમ ભેટ



સુજ્ઞ સ્નેહી શ્રી........................................................................................................

ગામ ............................ તા.............................. જિ. ..............................

સર્વાવતારી શ્રીસ્વામિનારાયણ ભગવાનના મહિમાને વધારતું અને પ્રભુપ્રેમ પ્રગટાવતું **‘સદ્.બ્રહ્મચારી શ્રીઅચિંત્યાનંદસ્વામીનું જીવનકવન’** આપણને જીવન જીવવાનો સંદેશ આપે છે. તેમણે રચેલાં કીર્તનો પ્રભુપ્રેમની અનુભૂતિ કરાવે છે અને તત્કૃત ‘વિવેકશતક’ ગ્રંથ વિવેકરૂપી નેત્રો આપે છે. આ રીતે શુભ સંદેશ, સ્નેહ અને સમજણરૂપી ત્રિવેણી ગંગામાં સ્નાન કરાવતો આ નાનકડો ગ્રંથ આપના જીવનને સુખ, શાંતિ અને આધ્યાત્મિક રીતે ઉન્નત બનાવે એવી શુભકામના સાથે સપ્રેમ ભેટ...

**આપનો સ્નેહી**

.......................................

**તારીખ** ...........................

# પ્રાસંગિકમ્



અક્ષરધામાધિપતિ સર્વાવતારી શ્રીપૂર્ણપુરુષોત્તમનારાયણ આ ધરતી ઉપર એમના મુક્તો સાથે અઢારમી સદીમાં પ્રગટ થયા. સ્વામિનારાયણ એવા નામથી વિશ્વમાં પ્રસિદ્ધ થયા. તેમણે ત્યાગી, ગૃહી લાખો અનુયાયીઓ કર્યા, તેમનું સ્વપ્રતાપથી સહજમાં આત્યંતિક કલ્યાણ કર્યું.

શ્રીહરિને મળેલા અનેક મુક્તોમાં આ એક મુક્તનું નામ સ્વામિનારાયણ  સંપ્રદાયના નભોમંડળમાં સદાય ચમકતું રહેશે. એ છે **'બ્રહ્મચારી અચિંત્યાનંદજીસ્વામી.'** આવા મહા વિદ્વાનો હર કાળમાં નથી થાતા. ભાગ્યે જ આવા ભક્ત વિદ્વાન પુરુષો અને એમાંય ત્યાગી બ્રહ્મચારીના રૂપે પૃથ્વી ઉપર ક્યારેક જ થતા હોય છે.

વિદ્વાનની મહત્તા વિદ્વાન જ જાણે. એ ન્યાયે ગાંધીનગર નિવાસી શાસ્ત્રી હરિપ્રકાશદાસજીસ્વામી તથા શાસ્ત્રી જ્ઞાનપ્રકાશદાસજીસ્વામી જેવું માહાત્મ્ય વિદ્વાન બ્રહ્મચારી અચિંત્યાનંદજીનું સમજી શકે, તેવું આપણે ન સમજી શકીએ.

વળી, તેમણે અચિંત્યાનંદજી બહ્મચારી કૃત શ્રીહરિસંભવ મહાકાવ્ય, શ્રીહરિલીલાપ્રદિપ, શ્રીમદ્ દુર્ગપુરમાહાત્મ્ય તથા શ્રીમદ્ ઉન્મત્તગંગા માહાત્મ્ય જેવા ઘણા ગ્રંથો પ્રકાશિત કર્યા છે. તેથી જ તેઓને અચિંત્યાનંદ બ્રહ્મચારીની વિદ્વત્તા, સેવા, નિષ્ઠા, ભક્તિ આદિ ગુણોની મહત્તા સમજાણી હશે. અને તેથી જ દિલમાં ભાવના થઈ હશે કે, આવા મહાવિદ્વાનપુરુષનું જીવનકવન આલેખાય અને તે પ્રસિદ્ધ કરીએ તો સંપ્રદાયના વિદ્વાન, અવિદ્વાન ત્યાગી તથા સર્વે ગૃહસ્થોને તેમાંથી ઘણું બધું ભગવાન ભજવાનું બળ મળે.

આ સેવા તેમણે અમોને સોંપી. અમે અમારા સાધુ બ્રહ્મપ્રકાશદાસ આદિને આજ્ઞા કરી. બંને વડિલ સંતો રાજી કરવા જેવા છે. માટે આપણે ભેળા મળી બ્રહ્મચારીનું જીવન સંકલન કરી વ્યવસ્થિત શબ્દોમાં આલેખન કરી અર્પણ કરીએ.

અને આપણે તો પછી દોહા, ચોપાઈ વગેરેથી સજાવીને એમનું આખ્યાન હરિભક્તોની આગળ રવિસભા વગેરેમાં ગાઈને સર્વે કથાપિપાસુ જનોનો રાજીપો પણ લેશું.

કેમ જે, અચિંત્યાનંદજી બ્રહ્મચારી એટલે અહંશૂન્ય અને અખંડ શ્રીહરિસ્વરૂપમાં રમમાણ રહેનારા સંત..!!

સદ્.બ્રહ્મચારીજી એટલે અન્યને હરિસમ યશદાતા, હનુમાનજી તથા શુકાનંદસ્વામી જેવા દાસત્વમૂર્તિ અને દૃઢ નિષ્કામી, બ્રહ્માનંદસ્વામી જેવા કવિસમ્રાટ તથા ધર્મમર્યાદાપાલક, નિત્યાનંદ સ્વામી જેવા પ્રતિભાસંપન્ન વિદ્વાન, પ્રેમાનંદસ્વામી જેવા નિર્માની અને પ્રેમી, વ્યાસ ભગવાનની તુલ્ય અનુપમ લેખક, શુકદેવજી જેવા મધુરભાષી વક્તા અને ગોપાળાનંદ સ્વામી જેવા મહાન સંતોએ વિશાળ સભામાં પ્રમાણિત કરેલા મહાન સંત..!!

અચિંત્યાનંદવર્ણીને બાળપણમાં શ્રીજીમહારાજે વડોદરામાં આશીર્વાદ આપ્યો હતો. વળી તેઓ સદ્.શ્રીગોપાળાનંદ સ્વામી, સદ્. શ્રીનિત્યાનંદ સ્વામી, સદ્.શ્રીગુણાતીતાનંદ સ્વામી તથા આચાર્યશ્રી રઘુવીરજી મહારાજના અતિશય કૃપાપાત્ર સંત હતા. તેમણે નામની કામના છોડી પાયાનો પથ્થર બની આજીવન નિષ્કામભાવે સેવા કરી છે. વ્યક્તિના જીવનમાં પંચવિષય અને સ્ત્રી-ધનાદિકનો મોહ છુટે છે, પરંતુ માન છુટવું કઠણ છે. માન હટે પછી જ પ્રભુજી પ્રગટે છે. યશની ઈચ્છા જાય તો જ પરમેશ્વર વશ થાય.



વર્ણી અચિંત્યાનંદજી સ્વામીએ જગતમાં જોટો ન જડે એવા અજોડ ગ્રંથોની રચના કરી છે. તેમણે રચેલું સાહિત્ય સંપ્રદાયનું જ નહિ પરંતુ વિશ્વકલ્યાણ કરે એવું સક્ષમ અને અનુપમ છે. છતાં

**सत् कर्म करे और चूप रहे, भले छांव मिले या धूप रहे;**
**निःस्पृही बनी जगमें विचरे, और रहेवे धीर गंभीरीमें.**

આ પંક્તિની એમના જીવનમાં સાર્થકતા જણાય છે. તેથી જ શ્રીહરિએ તેમના દ્વારા અનેક મહાન કાર્ય કર્યા.

આ રીતે ડૂબીને સેવા કરવી તે આપણને ઘણું બધુ શીખવી જાય છે. તેમનું જીવન જ સંદેશારૂપ છે. માટે તેમનું આખ્યાન ગાઈને સંતો-હરિભક્તોનો રાજીપો રળશું.

સદ્. શાસ્ત્રી શ્રીહરિપ્રકાશદાસજીસ્વામી તથા સદ્. શાસ્ત્રી શ્રીજ્ઞાનપ્રકાશદાસજીસ્વામીએ સત્સંગ સાહિત્ય ક્ષેત્રે ઘણું પ્રસંશનીય કાર્ય કર્યું છે અને હજુ કરી રહ્યા છે. સમજુ અને ઉદાર દિલના આ બંને વયોવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ પવિત્ર સંતો આપણા પ્રત્યે અતિ ભાવ રાખે તે તેમની ઉદારતા છે. તેઓ પ્રસન્ન થાય તો સ્વયં ભગવાન પ્રસન્ન થાય. એવી આશાથી અમારા સાધુ બ્રહ્મપ્રકાશ દ્વારા આ એક નાનું એવું કાર્ય ભગવદ્ ઈચ્છાથી સંપન્ન થયું છે. આથી સર્વે હરિઆશ્રિતો પ્રસન્ન થશો એ જ અભ્યર્થના.

*સ્વામી જ્ઞાનજીવનદાસ (કુંડળધામ)*
*તા. ૪/૨/૨૦૧૪, સંવત્ ૨૦૭૦, વસંતપંચમી*



# પ્રકાશકીય



અક્ષરાધિપતિ સર્વાવતારી, પૂર્ણ પુરુષોતમ શ્રીસ્વામિનારાયણ ભગવાન આ બ્રહ્માંડમાં પહેલી વાર જ પ્રકટ થયા છે. તે મહાપ્રભુ શ્રીહરિ મારા ઈષ્ટદેવ છે એમ મનમાં સુદઢ નિશ્ચય કરીને કવીશ્વર સદ્‌ગુરુ સ્વામી શ્રીઅચિંત્યાનંદજી બ્રહ્મચારીએ મહાન વિશાળકાય અનેક ગ્રંથો સંસ્કૃતમાં રચ્યા છે, તેમજ ભક્તિભાવથી ભરપૂર ગુજરાતી-હિન્દી પદ પણ કર્યા છે. તે બધામાં તેમણે પોતાના ઈષ્ટદેવની ગૌરવગાથા, સર્વોપરિતા તથા અદ્‌ભુત ચરિત્રોની દિવ્યતાનું વર્ણન નિશ્છળ ભાવથી ખુલ્લું દિલ રાખીને કર્યું છે.

વળી, વાણીવિવેક, સંગશુદ્ધિવિવેક, શક્તિવિવેક, શ્રવ્યા-શ્રવ્ય વિવેક, દષ્ટિવિવેક, હેતવિવેક, વિચારવિવેક, સુબુદ્ધિવિવેક જેવા નાના-મોટા સાડત્રીસ પ્રકારના વિવેકનું સુંદર નિરૂપણ ‘વિવેકશતક’ નામના ગ્રંથમાં કર્યું છે. ભર્તૃહરિકૃત નીતિશતકની જેમ જ સદ્‌.શ્રીઅચિંત્યાનંદ બ્રહ્મચારી રચિત વિવેકશતક ગ્રંથ તથા ગુણાતીતાનંદ સ્વામી અને ગોપાળાનંદ સ્વામી માહાત્મ્ય સ્તોત્રનો પણ અતિ ઉપયોગી જાણી અહીં સમાવેશ કર્યો છે.

બ્રહ્મચારી અચિંત્યાનંદ સ્વામી જે કુળમાં જન્મ્યા હતા. તે કુળમાં તેમના ભ્રાતૃવંશ જ શ્રી બી.જે.ભટ્ટ સાહેબ ગત વર્ષે (ગાંધીનગર જિલ્લા કલેક્ટર) ગુરુકુળમાં મારી પાસે આવ્યા. તેમણે પોતાનો પરિચય આપતા મને કહ્યું કે, ‘હું પૂ.અચિંત્યાનંદજી બ્રહ્મચારી સ્વામીના કુળનો ભ્રાતૃવંશજ છું. મારે પૂજ્ય સ્વામીજીના જીવન પરિચયની કોઈ પુસ્તિકા હોય તો જોઈએ છે. પણ મારી પાસે તેમણે માગી તેવી તેમના એકલા જીવનને પ્રદર્શિત કરતી કોઈ પુસ્તિકા ન હતી.



પછી જ્યાંથી-ત્યાંથી સંગ્રહ કરી, તેની ઝેરોક્ષ કોપી ભટ્ટ સાહેબને આપી. પરંતુ તેનાથી મને તથા તેમને પૂરો સંતોષ થયો નહિ.

કવિસમ્રાટ અચિંત્યાનંદજી સ્વામીના રચેલા ઘણા ગ્રંથોનું મેં પ્રકાશન કર્યું છે. છતાં તેમના જીવન અંગેનું મારું જ્ઞાન નહિવત્ છે. તેથી કવીશ્વરના જીવનને દર્શાવતી કોઈ પુસ્તિકાની જરૂર મને જણાઈ, પણ અત્યારે મારી ઉંમર ૮૬ વરસની છે. અને મારું સ્વાસ્થ્ય પણ સારું રહેતું નથી. પછી વિચાર કરીને મેં પૂ.સદ્‌.શ્રીજ્ઞાનજીવનદાસજી સ્વામી (કુંડળધામ) ના નવયુવક શિષ્ય સાધુ બ્રહ્મપ્રકાશદાસજીને ફોન દ્વારા મારી ઈચ્છા દર્શાવી. કવિરાજ બ્રહ્મચારી અચિંત્યાનંદ સ્વામીના જીવન અંગે વિચાર વિમર્શ કરીને પછી મેં તેમને એક પુસ્તિકા તૈયાર કરવા વિનંતી કરી.

પછી બ્રહ્મપ્રકાશ સ્વામીએ પોતાના ગુરુજી સદ્‌. સ્વામી શ્રીજ્ઞાનજીવનદાસજીને બધી વાત કરી. ત્યારે તેઓએ બ્રહ્મસ્વામી વગેરે સંતોને અનુમતિ આપી. પછી વિશાળ સત્સંગ સાહિત્યના અધ્યયનથી જે યથાર્થ ઘટનાઓ બની હતી તેનો નિશ્ચય કરીને ઘણા જ ઉત્સાહથી **‘કવીશ્વર બ્રહ્મચારી અચિંત્યાનંદ સ્વામીનું જીવન અને કવન’** નામે આ પુસ્તિકા તૈયાર કરી છે. તેમાં કવીશ્વરના જીવનને લગતા અનેક અદ્‌ભુત દિવ્ય પ્રસંગોનું યથાર્થ આલેખન સ્વચ્છ તથા તટસ્થ ભાવથી કર્યું છે.

**આ પુસ્તિકાની પ્રેસકોપી વાંચીને મને અત્યંત આનંદ થયો છે, અને તેથી મારા સ્વાસ્થ્યમાં સુધારો અનુભવાયો છે. આથી આ લેખના લેખક બ્રહ્મપ્રકાશ સ્વામીને મારા અંતરના આશીર્વાદ સહ હજારો ધન્યવાદ આપું છું. ઈષ્ટદેવ શ્રીહરિ તેમને સારા સત્યવક્તા લેખક બનાવે એવી શુભ આશા રાખું છું,**

આપણા સત્સંગમાં સહુ કોઈ સંત-હરિભક્તોએ મહાન કવિસમ્રાટનું સર્વદેશી સમજણવાળું આ જીવન અને કવન વારંવાર વાંચવું-વિચારવું

જોઈએ, કારણ કે **આ લેખન સહુ કોઈને શ્રીહરિમય કરી દે તેવું અદ્‌ભુત છે.** જેથી સુરત સ્વામિનારાયણ મહિલા મંદિરના દશાબ્દિ મહોત્સવ પ્રસંગે વિમોચિત કરી સહુ કોઈ સંતોને આ પુસ્તક ભેટ આપવું.

આપણા સંપ્રદાયમાં આચાર્યો અને આપણા પૂર્વજ સંતો, હરિભક્તો, એક મતના રહીને શ્રીહરિસંસ્થાપિત સંપ્રદાયમાં અનેક મોક્ષભાગી જીવોનું કલ્યાણ કરવા માટે મંદિરોના નિર્માણ કરાવતા આવ્યા છે. અને તેમાં કથા-વાર્તા દ્વારા અનેક ભક્તોને અક્ષરધામના અધિકારી બનાવતા રહ્યા છે. હાલ પણ આપણા પૂર્વજોની જેમ આપણે પણ સહુ મળી એક મતના અને એકમના બની ઝાઝા જીવો અક્ષરધામના અધિકારી બને એવા શ્રીહરિના સંકલ્પને અને પૂર્વજોના દાખડાને થાય એટલો સફળ કરીએ. એ જ...

*- શાસ્ત્રી હરિપ્રકાશ*

*સ્વા. ગુરુકુળ ગાંધીનગર, સેક્ટર : ૨૨-૨૩*



# અનુક્રમણિકા





## કીર્તનોની વિષય અનુક્રમણિકા

# અનુક્રમણિકા



૨૯૭ : કુલ પદ



॥ श्रीस्वामिनारायणो विजयतेतराम् ॥



# કવીશ્વર સદ્.શ્રીઅચિંત્યાનંદ બ્રહ્મચારીનું જીવન

દોહા : ધન્ય ધન્ય સહજાનંદજી, ધન્ય ધન્ય તેના સંત;
ધન્ય ધન્ય તેની મહત્તા, ધરા કરી પુણ્યવંત.
જેવા સમર્થ શ્રીહરિ, તેવા જ સમર્થ સંત;
એવા સમર્થ બ્રહ્મચારી, અચિંત્યાખ્ય ધીમંત.
આખ્યાન લખું તેહનું, રાજી કરવા રાજ;
શક્તિ ભક્તિ દેજો હરિ, કૃપા કરીને આજ.

જેમ સૂર્યોદય થાય એટલે તેનો પ્રકાશ આખી પૃથ્વી પર પથરાય છે, પુષ્પ ખીલે તેની સુગંધ સર્વત્ર લહેરાય છે તેમ આપણા સંપ્રદાયમાં સદ્‌ગુરુ અચિંત્યાનંદ બ્રહ્મચારીરૂપી એવો સૂર્યોદય થયો કે, તેમના સદ્‌ગુણો, સત્કાર્યો અને સર્વોત્તમ સમજણરૂપી પ્રકાશ નવખંડ ધરતીમાં

પથરાતો રહેશે. તેમના રચાયેલા સદ્ગ્રંથોની સુગંધ સર્વત્ર લહેરાતી રહેશે. અગણિત લોકો આ પ્રકાશ થતાં સુગંધને પામી અક્ષરધામના અધિકારી બનતા રહેશે. પોતાના જીવનને દિવ્ય બનાવતા રહેશે.

શ્રીહરિ શ્રીહરિચરિત્રામૃતસાગર-૫/૩૬માં આ બ્રહ્મચારી જેવા મહાપુરુષનો મહિમા ગાતા કહે છે,

**दोहा : परम निधि मेरी संत हे, इनसे अधिक न कोई;**
**अक्षरधाम से अधिक हि, संत कु मानत सोई.**
**संत समागम सम हि, ओर सुख नहि कोई;**
**अक्षर धाम से एहि अधिक, जानत शुद्ध मति जोई.**

મોરસિયામાં બોટેનિકલ ગાર્ડન છે. તેમાં પામ નામના વૃક્ષ થાય છે. આ વૃક્ષને ઘણા વર્ષે ફૂલ આવે છે. એક ફૂલ ૧૦ થી ૧૫ ફૂટ લાંબુ હોય છે. અને ૨૦-૨૫ દિવસ ખીલેલું રહે છે. જ્યારે તે પુષ્પ ખીલે ત્યારે તેની સુગંધ માણવા અનેક લોકો ઉમટે છે. તેમ શ્રીજીમહારાજે સ્થાપેલા **આ સત્સંગરૂપી બાગમાં અચિંત્યાનંદ બ્રહ્મચારી જેવું એક અનુપમ પુષ્પ ખીલ્યું છે કે, તેમના જીવનકવન અને સદ્ગુણોની સુગંધ લેવા અનેક લોકો ખેંચાશે અને યુગો સુધી આ સુગંધ મહેકતી રહેશે.**

અજોડ વિદ્વત્તા અને પ્રૌઢ પ્રતિભાથી સમગ્ર ગુજરાતમાં પ્રસિદ્ધિ પામેલા સ્વામિનારાયણ સંપ્રદાયના મહાન સંતરત્ન એટલે અચિંત્યાનંદજી બ્રહ્મચારી.

**सरल स्वभाव न मन कुटिलाई, यथालाभ संतोष सदाई;**

તુલસીદાસજીની આ પંક્તિને આજીવન જીવનમાં આત્મસાત કરનાર મહાન સંત એટલે અચિંત્યાનંદજી બ્રહ્મચારી.

'સ્વામિનારાયણ સંપ્રદાય અવૈદિક છે.' એવી ખોટી અફવા ફેલાવનાર શંકરાચાર્ય કૈલાસાનંદજી સાથે શાસ્ત્રાર્થ કરી જગજાહેર સંપ્રદાયની વૈદિકતા સિદ્ધ કરનાર પ્રખર વિદ્વાન એટલે અચિંત્યાનંદજી બ્રહ્મચારી.



**જૂનાગઢના રાજપંડિત મહાવિદ્વાન કમળનયન શાસ્ત્રીને શાસ્ત્રાર્થમાં પરાજય કરી સત્સંગનો ડંકો વગાડનાર મહાન સંત એટલે અચિંત્યાનંદજી બ્રહ્મચારી.**

જેમ કાગળનું પેકેટ હોય પણ તેમાં હીરા રાખે તો હીરાનું પેકેટ કહેવાય, તેમ આત્મામાં અખંડ ભગવાનને ધારી રાખવાથી ભગવત્સાધર્મ્યને પામેલા મૂર્તિધારી એટલે અચિંત્યાનંદજી બ્રહ્મચારી.

**'સંત તે સ્વયં હરિ...'** આ વાક્ય તેમનાં જીવનમાં ચરીતાર્થ થયું હતું. આવા સંત માટે શ્રીહરિ **વ.ગ.પ્ર.૩૭**માં કહે છે, **"જે એવા નિષ્ઠાવાન યથાર્થ ભગવાનના ભક્ત છે તેનું દર્શન તો ભગવાનનાં દર્શનતુલ્ય છે, અને એનાં દર્શને કરીને અનંત પતિત જીવનો ઉદ્ધાર થાય છે એવા એ મોટા છે."** જેનાં દર્શનથી અનંત પતિતનો ઉદ્ધાર થાય એવા મહાસંત એટલે અચિંત્યાનંદજી બ્રહ્મચારી.

**✻ ચાર અચિંત્યાનંદ સ્વામીની વિગત :**

સંપ્રદાયમાં નંદસંતોમાં જ 'અચિંત્યાનંદ સ્વામી' નામના ત્રણ સંતો હતા અને એક અચિંત્યાનંદજી બ્રહ્મચારી હતા. ત્રણ સંતોની ઓળખ આપતા નંદમાળામાં મંજુકેશાનંદ સ્વામી કહે છે...

**અચિંત્યાનંદ છે ત્રણ ઉદાર, ત્યાગ તપ ધ્યાન તણા ભંડાર;**

ત્રણેય અચિંત્યાનંદ સ્વામી મહાન ત્યાગી, અતિશય તપસ્વી અને ધ્યાન ભજનના ભંડારરૂપ હતા. અતિશય ગુણિયલ હતા. (૧) તેમાં એક અચિંત્યાનંદ સ્વામીનો પરીચય આપતા હ.ચ.સા. ૧૯/૧૮માં આધારાનંદ સ્વામી કહે છે...

**रामदासजि ताके, सेवक रहे अनन्य होइ;**
**महंत करेउ वाके, अचिंत्यानंद हि मुनि कर.**

એક અચિંત્યાનંદ સ્વામી ભાઈરામદાસ સ્વામીના અનન્ય સેવક હતા. અને તેમને જ્યારથી સત્સંગ થયો ત્યારથી તેઓ શ્રીહરિએ

કહેલી વાતો અને શ્રીહરિનાં થયેલાં દર્શન અંતરમાં યાદ રાખતા અને તેને જ પોતાની જીવનદોરી માનતા. જ્યારે શ્રીહરિએ કરજીસણના નાનાભાઈને અમદાવાદમાં સંતો માટે ધર્મશાળા બાંધવા મોકલ્યા ત્યારે આ અચિંત્યાનંદ સ્વામીને તેમની સાથે મોકલ્યા હતા. જ્યારે કરજીસણના નાનાભાઈએ દેહ છોડ્યો ત્યારે આ સ્વામીએ મહારાજની મૂર્તિમાં અતિ અનુરાગ થાય એવાં ચરિત્રો અને પ્રસંગો તેમને સંભળાવ્યાં હતાં. તેથી નાનાભાઈને શ્રીહરિની મૂર્તિનાં દિવ્યદર્શન થયાં અને કહીને ધામમાં ગયા. આવા તે પ્રભુપ્રેમી અને ચરિત્રાનુરાગી હતા.

પછી શ્રીહરિએ આ અચિંત્યાનંદ સ્વામીને અમદાવાદના મહંત કર્યા હતા. તેઓ અતિ ઉદાર, ત્યાગ, તપ અને સદ્‌ગુણોના ભંડાર હતા.

(૨) કારીયાણીના માંચા ખાચર સંત થયા તેમનું નામ પણ અચિંત્યાનંદ સ્વામી રાખ્યું હતું. તે પણ ત્યાગ, તપ, ધ્યાન-ભજન વગેરે અનેક ગુણોની ખાણ સમા હતા.

આ અચિંત્યાનંદ સ્વામીને સં.૧૮૭૮માં શરીરે મંદવાડ થયો હતો. શ્રીહરિએ તેમની સેવામાં છ સાધુ રાખ્યા હતા. તેઓ અમદાવાદની આંબલીઓમાં રહ્યા હતા. જે વખતે શ્રીજીમહારાજે નરાનરાયણ દેવ પધરાવ્યા અને કાંકરીયા તળાવે બ્રાહ્મણોની ચોરાશી કરી, તે વખતે અચિંત્યાનંદ સ્વામીને ત્યાં લાવ્યા. પછી શ્રીજીમહારાજ મંચ ઉપર ઊભા થઈને તાળી પાડીને બોલ્યા જે, **‘આ કારીયાણી ગામના માંચાભગત પ્રથમ મારગીના પંથમાં હતા છતાં નિષ્કામી વર્તમાનમાં દઢ હતા. અને તે અમારે વચને કરીને સાધુ થયા. પરંતુ તેમનું પ્રારબ્ધ એવું હતું કે તેમના રુંવાડે રુંવાડે જીવડા પડે. પણ અમારું એમણે માન્યું તો તેમનું એવું પ્રારબ્ધ હતું તે ટળી ગયું અને એમને લઈને આખું ઝાલાવાડ સત્સંગી થયું. તે બધાયનું પુણ્ય આમને છે.’** એમ શ્રીજીમહારાજે ઊભાં ઊભાં સૌ સાંભળે તેમ ઊંચે સાદે વાત કરી. પછી ત્રીજે દિવસે



શ્રીજીમહારાજ તેમને અક્ષરધામમાં તેડી ગયા હતા. ***(સંદર્ભ : અક્ષરાનંદ સ્વામીની વાતો-૪૮૦)***

(૩) અચિંત્યાનંદ સ્વામી પણ સદ્‌ગુણોની ખાણ સમાન હતા. શ્રીહરિ એકવાર ગઢપુરથી વડતાલ સમૈયો કરવા જતા કારીયાણી રાત રહ્યા. તે સમયે કારીયાણીમાં ઘણા સંતો બિમાર પડ્યા. ત્યારે આ અચિંત્યાનંદ સ્વામી કહે, ‘હે મહારાજ ! આ માંદા સંતોની સેવા હું કરીશ. આપ સુખે સહુ સંતો સાથે વડતાલ ઉત્સવ કરવા પધારો.’ તેથી શ્રીહરિ તેમના પર ખૂબ રાજી થયા. જ્યારે શ્રીહરિ વડતાલ સમૈયો કરી અઢારમે દિવસે પાછા કારીયાણી આવ્યા ત્યારે આ અચિંત્યાનંદ સ્વામીને અઢાર વાર મળ્યા હતા.

પછી સર્વે માંદા સંતોએ કહ્યું, ‘હે મહારાજ ! સ્વામીએ અમારી ખૂબ સેવા કરી છે, માટે તમો એમના ઉપર બહુ રાજી થાજો.’ તે સાંભળી મહારાજ બહુ પ્રસન્ન થયા અને કહે, ‘હે અચિંત્યાનંદ સ્વામી ! આજથી તમને અમારી મૂર્તિ અખંડ દેખાશે.’ તે દિવસથી આ અચિંત્યાનંદ સ્વામી અખંડ મહારાજની મૂર્તિ દેખતા હતા. અખંડ મહારાજના ધ્યાન-ભજનમાં ડૂબેલા રહેતા, સેવામાં ખૂબ શ્રદ્ધા હતી. ગોપાળાનંદ સ્વામી વગેરે સંતોની ઈચ્છા મુજબ ભગા દોશીએ બોટાદમાં મંદિર બંધાવ્યું પછી તેઓ વિશેષતઃ કાયમ બોટાદ જ રહેતા. બોટાદના તમામ સત્સંગીઓને તેમના પ્રત્યે ગુરુભાવ હતો. સહુ ખૂબ શ્રદ્ધા રાખી સ્વામીની સેવા કરતા. જ્યારે બોટાદ મંદિરના સ્થાને શિવલાલભાઈએ હવેલી બાંધી ત્યારે તે હવેલીમાં અચિંત્યાનંદ સ્વામીને એક ઓરડી આપી હતી. એટલે તે ઓરડી તેમના નામની કહેવાતી હતી.

આ અચિંત્યાનંદ સ્વામીની ઓરડીમાં ભગા દોશી સ્વામી સાથે એકાંતમાં બેઠેલા. ત્યારે સ્વામીએ વ્યવહારમાર્ગ અને મોક્ષમાર્ગ બંને બતાવ્યા હતા. જેમને મહારાજના વરદાનથી અખંડ અંતરમાં મૂર્તિ

દેખાતી હતી એવા વૃદ્ધ અચિંત્યાનંદ સ્વામી ભગા શેઠ ધામમાં ગયા બાદ એક મહિને સં.૧૯૨૫, માગસર સુદ પૂનમના પવિત્ર દિવસે બોટાદ મંદિરમાંથી દેહત્યાગ કરી શ્રીહરિની સાથે અક્ષરધામમાં ગયા હતા.

હવે આપણે મહાવિદ્વાન, વિદ્યાભાસ્કર અને સદ્‌ગુણોના ભંડાર એવા બ્રહ્મચારી અચિંત્યાનંદ સ્વામી વિશે જાણીએ. શ્રીહરિના હજૂરી પાર્ષદ ગુમાનજી ભગત નિજગ્રંથ હ.ચ.ચિં.કિ-૧૦૦ માં કહે છે,

**અચિંત્યાનંદ અતિ અવલ, કરે કાવ્ય ને શ્લોક નવલ.**

જેમાં એક પણ દોષ ન હતો. અતિશય અવલ કહેતા નિર્મળ અંતરના હતા અને નૂતન ઢંગથી જેમણે અનેક કાવ્યો તથા સદ્‌ગ્રંથોની રચના કરી છે. એવા બ્રહ્મચારી અચિંત્યાનંદજીના ગુણ વર્ણવતા વિહારીલાલજી મહારાજ કહે છે...

*શાર્દૂલવિક્રીડિતવૃત્ત :*

**વિદ્યાવંત અનંત સદ્‌ગુણ દીસે, જ્ઞાની અમાની કહુ ।**
**જાણે કાવ્ય કળા કર્યાં ભલભલાં, ગિર્વાણ ગ્રંથો બહુ ॥**
**બુદ્ધિ તો બહુધા બૃહસ્પતિ સમી, સૌ કો પૂરે સાખ્યને ।**
**સંભારે સતસંગી સંતજન સૌ, વર્ણી અચિંત્યાખ્યને ॥**

दोहा : **पुनि ब्रह्मचारी तिनके, जेते नाम रहेउ;**
**लिखे संभारने हित हि, संभारी के तेउ.**
**निरन्नमुक्तानंद रहेउ, श्रीकृष्णानंद जेहि;**
**नृसिंघानंद निलकंठ हि, अचिंत्यानंद तेहि.**

મહામુક્ત આધારાનંદ સ્વામીએ હ.ચ.સા.૧૫/૭૨માં સ્વામિનારાયણ ભગવાનને મળેલા બ્રહ્મચારીઓના નામ સહુના હિત માટે સંભારીને લખવાનો આરંભ કર્યો. તેમાં જેમ શ્રીકૃષ્ણ-સુદામાની મિત્રાચારીની જોડી તેવી જ કૃષ્ણાનંદ બ્રહ્મચારી અને અચિંત્યાનંદ



બ્રહ્મચારીની મિત્રતાની જોડી હતી. તેમના નામનો પ્રથમ દોહામાં જ ઉલ્લેખ કર્યો છે. તે એમની મહાનતાનો પુરાવો છે.

**❋ અચિંત્યાનંદ બ્રહ્મચારીનો પૂર્વજન્મ :**

યોગસમ્રાટ અનાદિ મુક્તરાજ સદ્.ગોપાળાનંદ સ્વામીએ જેમને ત્રિકાળજ્ઞાની ત્રિતમુનિનો અવતાર કહીને બિરદાવ્યા છે. એવા આ મુક્તાત્માના પૂર્વજન્મનું વૃતાંત ઉન્મતગંગામાહાત્મ્ય ગ્રંથના ૮૩મા અધ્યાયમાં લખ્યું છે. પૂર્વે સત્યયુગમાં મુક્તસ્વરૂપ અને ભગવાનના પરમ એકાંતિક ભક્ત ત્રિત નામે મહાન ઋષિ હતા. તેમનું મન ભમરાની જેમ અખંડ ભગવાનના ચરણારવિંદમાં તલ્લીન રહેતું. આ ત્રિતમુનિ મહાજ્ઞાની, અતિધ્યાની, ઈન્દ્રિયો-અંતઃકરણને જીતનારા અને અતિશય ઉદાર દિલના હતા. તેમનું જીવનવૃતાંત સાંભળીને જ અનેક જીવોનો સંસારથી ઉદ્ધાર થયો હતો. જેમ મોરને મેઘમાં ને ચકોરને ચંદ્રમાં સ્નેહ હોય છે તેવો જ સ્નેહ તેમને આદિદેવ શંકરમાં હતો.

તેમનું ભક્તિસભર જીવન જોઈને શિવજી અતિશય પ્રસન્ન થયા. અને દેવી પાર્વતીજી સાથે તેમના આશ્રમમાં પધાર્યા. ઓચિંતા પોતાના આશ્રમે પધારેલા શિવજીને જોઈને ત્રિતમુનિ અતિ રોમાંચિત થઈ ગયા. ઊભા થઈ બંને હાથ જોડી પગે લાગ્યા.શાસ્ત્રોક્તવિધિ મુજબ શિવજીની પૂજા કરી. પછી ગળતા હૃદયે અતિશય ગદ્‌ગદિત ભાવે કહ્યું, 'હે પ્રભુ ! આજે હું આપનાં દર્શનથી કૃતાર્થ થયો છું. મેં ઘણા મહર્ષિઓને સેવ્યા હતા. તેમણે મને આશીર્વાદ આપ્યા હતા કે, તમારા ઈષ્ટ શિવજી એક દિવસ પ્રસન્ન થઈને તમને દર્શન દેવા તમારા આશ્રમે આવશે. તે આજ સફળ થયા. **હે નાથ ! તમોએ જેમ પૂર્વે દશ પ્રચેતાઓને ઉપદેશ આપ્યો હતો તેમ મને પણ ઉપદેશ આપો. જેથી મને અક્ષરાધિપતિ પુરુષોત્તમનારાયણની પ્રાપ્તિ થાય.'**

આ રીતે ત્રિકાલજ્ઞ ત્રિતમુનિની વાત સાંભળી શિવજી અતિશય પ્રસન્ન થયા. અને કહ્યું, 'હે બુદ્ધિમાન ત્રિતમુનિ ! તમે માગેલું સમય આવ્યે અવશ્ય તમને મળશે. **હું વરદાન આપું છું કે તમને જરૂર અક્ષરાધિપતિ પુરુષોત્તમનારાયણની પ્રાપ્તિ થશે. હવે હું સહુનું કારણ અને ધ્યેયસ્વરૂપનું વર્ણન કરું છું તેમ તમે ધ્યાન કરો.**' મુનિ ધ્યાનમાં બેઠા અને શિવજી વર્ણન કરતા કહે છે, 'નવીન મેઘના સમાન ઘનશ્યામ જેમનું સ્વરૂપ છે, તે પૂર્ણિમાના ચંદ્ર જેવું મોહક છે, રમણીય શ્વેત વસ્ત્રો પહેર્યા છે. પૂનમનો ચંદ્રોદય થતા જેમ સાગરમાં ભરતી આવે છે તેમ જેનાં દર્શન થતાં જ અંતરમાં આનંદ ઊભરાય છે. વળી, સંતો-ભક્તોએ જેમને અનેક પ્રકારના ચંદન, પુષ્પના હાર અને તોરાઓથી પૂજ્યા છે એવા પરમેશ્વરનું તમે નિરંતર ધ્યાન કરો. અખંડ તેમના મંત્રનો જપ કરો. તેનાથી અક્ષરાધિપતિ નારાયણ પ્રસન્ન થઈ નિશ્ચિત તમને દર્શન દેશે.' એમ આશીર્વાદ આપી પાર્વતીજી સાથે શિવજી કૈલાસ પર્વત પર પધાર્યા.

શિવજીએ કહ્યા મુજબ પરમેશ્વરને મળવાની જ દિલમાં અતિશય લાલસા રાખી નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત ધરી મુનિવર્ય ત્રિતઋષિ ધ્યાન ધરવા લાગ્યા. આ રીતે ધ્યાન, ભજન અને સાધના, આરાધના કરતા ઘણો સમય વીતી ગયો. ધ્યાન, ભજનના પ્રતાપે તેમને ત્રિકાળનું જ્ઞાન પ્રાપ્ત થયું. અક્ષરાધિપતિ પરમેશ્વરનાં અંતરમાં દર્શન થયાં. તેથી તેઓ તે મહાન આનંદમાં નિમગ્ન રહેવા લાગ્યા.

બીજી બાજુ આવા અનેક ઋષિમુનિઓની ઇચ્છાને પૂર્ણ કરવા અક્ષરાધિપતિ શ્રીસ્વામિનારાયણ ભગવાન સં.૧૮૩૭, ચૈત્ર સુદ-૯ ને દિવસે રાત્રી દશ ઘડી જતા પૃથ્વી પર પ્રગટ થયા. પ્રભુ પ્રાગટ્યની આ વાત ત્રિકાળજ્ઞાની એવા ત્રિતમુનિએ બદરીકાશ્રમમાં જાણી, તેથી તેઓ ખૂબ જ રાજી થયા. અને અક્ષરાધિપતિની સેવા કરવા માટે અવની ઉપર અવતરવાનું પોતે નિશ્ચિત કર્યું.



**❊ અચિંત્યાનંદ બ્રહ્મચારીના પૂર્વજોનો પરીચય :**

ચરોતર પ્રદેશમાં ખેડા જિલ્લાના પ્રસિદ્ધ તીર્થધામ ડાકોર પાસે ત્રણોલ ગામ આવેલું છે. આ ગામમાં મહાદેવ ભટ્ટ નામના અતિ પવિત્ર અને પ્રસિદ્ધ કાશીવિશ્વનાથના મહાન ભક્ત થયા. તેમની ત્રીજી પેઢીએ સુરભાઈ ભટ્ટ પણ એવા જ મહાન ભક્ત થયા. તેમના ધર્મપત્ની સાકરબા મહાન સતી હતા. આ દંપતીની ભક્તિ, સત્સંગ, સરળતા અને પરોપકાર જેવા સદ્ગુણોથી તે આખા પ્રાંતના નગરજનો હરખાતા હતા. સુરભાઈ ભટ્ટ થકી સતી સાકરબાની કૂખે બે પુત્રરત્નનો જન્મ થયો. (૧) દામોદરભાઈ અને (૨) મૂળજીભાઈ. તેમાં દામોદરભાઈએ બ્રહ્મચર્યવ્રત રાખી ભગવાનની સેવામાં જ જીવન વિતાવ્યું.

સુરભટ્ટનો આખો પરીવાર અતિ ધાર્મિક, ભક્તિમાન અને સંસ્કારી હતો. તેઓ ત્રણોલ ગામમાં બ્રાહ્મણપોળમાં રહેતા હતા. **આ સુર ભટ્ટને ધનનો લોભ અડ્યો ન હતો. નારી નયનબાણ મારી શકતી ન હતી.** સંયમ અને સદાચારમાં પૂરાશૂરા, પવિત્ર દિલના સુર ભટ્ટ વૈદ્યનો ધંધો કરતા. લોકોના દેહના દર્દો દૂર કરતા. સાથોસાથ ભક્તિનું વાવેતર કરી આત્માની ઔષધિ આપતા. તેમના પવિત્ર જીવનની સુવાસ આજુબાજુ ઘણા વિસ્તારમાં પ્રસરી હતી. આર્થિક સામાન્ય સ્થિતિ હોવા છતાં જે મળે તેમાં સંતોષ માનતા. કોઈ દવાના બદલામાં અનાજ આપે છતાં પ્રેમથી સ્વીકારતા. કોઈની માંદગીના સમાચાર મળે તો અડધી રાતે તેની સારવાર માટે જતા. તેમની વનસ્પતિજન્ય દવા આજની એલોપેથી દવાઓ કરતા પણ વધું અસરકારક બની હતી. લોકો તેમને 'વૈદ્યબાપા' એવા વહાલસોયા નામથી બોલાવતા.

આ રીતે સંયમ સાથે સેવા કરતા સાત-સાત દાયકાઓ વિતી ગયા. છતાં તેમનો બાંધો મજબૂત હતો. આંખો સતેજ હતી. મોટી ઉંમરે

તેમને એકવાર કાશીવિશ્વનાથનાં દર્શન અને ગંગાસ્નાનની તાલાવેલી જાગી. પછી સારા સંગાથની રાહ જોતા હતા. સમય જતા બાજુના ગામમાંથી એક સંઘ કાશીની યાત્રાએ જતો હતો, તેની જાણ થતા વૈદ્યબાપાનો આત્મા આનંદથી નાચી ઊઠ્યો. સંઘ સાથે તેઓ કાશી પહોંચ્યા, ગંગાસ્નાન કર્યું. કાશીવિશ્વનાથનાં દર્શન કર્યા. જીવનમાં ધન્યતા અનુભવી.

પછી તો થોડા સમય ત્યાં જ રોકાયા. નિત્ય ગંગાસ્નાન અને શિવદર્શન કરી, શિવસ્તુતિના શ્લોકો બોલતા હતા. તે સમયે કાશીનું મરણ વખણાતું. સુર ભટ્ટને વિચાર થયો કે, 'અહીં જ મારું મરણ થાય તો જન્મારો સુધરી જાય.' પ્રભુએ તેમની પ્રાર્થના સાંભળી. એક દિવસ નિત્યક્રમ મુજબ ગંગાસ્નાન કરી નેણાભરી કાશીવિશ્વનાથનાં દર્શન કર્યા. પછી ઉતારે આવી શિવસ્તોત્ર બોલતા થકાં તેમના મહિમા ગુલતાન થયા. **આ રીતે શિવસ્મરણ સાથે તેઓ કૈલાસવાસી થયા.** કાશી મરણથી પોતાનો જન્મ સફળ કર્યો.

આ સમયે સાકરબા ત્રણોલ ગામે પોતાના ઘરનું આંગણું સાફ કરતા હતા. પરંતુ સતીધર્મ પાલનના પ્રતાપે પોતાના પતિ પરલોકવાસી થયા તેની તેમને તરત જ ઘેર બેઠા જાણ થઈ. તેથી તેઓ ઘરકામ પડતું મૂકી પુત્રોને બોલાવી કહ્યું, 'દીકરાઓ ! તમારા બાપુજી અત્યારે કૈલાસવાસી થયા છે. કાશીમાં દેહ ત્યાગી તેઓ બડભાગી બન્યા છે. હવે મારાથી કોઈ કામ નહિ થાય. મારે સતી થવું છે.' એમ કહી પોતાના ઘરની પાસે એક પીપળાના વૃક્ષ નીચે ઓટલે જઈને બેઠા.

જાણ થતાં ગામ લોકો ભેગા થયા. પુત્રો વગેરેએ સાકરબાને સમજાવતા કહ્યું, 'માજી ! કાશીથી સમાચાર આવે પછી સતી થજો.' ત્યારે સાકરબાએ કહ્યું, 'આજે જ ત્યાંથી સંઘ પાછો ફર્યો છે, તે ત્રણ



મહિને અહીં આવશે.' લોકો કહે, 'તો અમે તે દિવસે આપને સતી થવા દેશું.'

પછી તેઓ અન્નજળનો ત્યાગ કરી સમાધિસ્થિતિમાં ઊંડા ઊતરી ગયા. ત્રણ માસ અન્નજળ વિના વીતી ગયા. ભૂખ કે તરસ વિના દિવસો જતાં. હજારો લોકો તેમનાં દર્શને આવતાં. સતી સાકરબાનાં દર્શન કરી પાવન થતા.

ત્રણ માસે સંઘના માણસો વૈદ્યરાજ સુરભટ્ટબાપાની પાઘડી અને વસ્ત્ર લઈ પાછા આવ્યા અને તેમના પુત્ર દામોદરભાઈને સોંપી ઉપરોક્ત વાત કહી. સાકરબાનું વચન સત્ય ઠર્યું. ગામજનોને વિશ્વાસ આવ્યો. પછી સાકરબાએ સહુને કહ્યું કે, 'આપણા ત્રણોલ ગામથી દોઢ કિલોમીરી દૂર ભીલેશ્વર ગામમાં ભીમનાથ મહાદેવનું મંદિર છે, તેની પાસે અતિ પવિત્ર જગ્યા છે. તે જગ્યાએ મારે સતી થવું છે.' એવો નિર્દેશ કર્યો. તેમના પુત્રો વગેરેએ કહ્યું, 'માજી ! ઘોડી પર બેસીને ત્યાં પધારો.' ત્યારે જવાબ આપતા કહ્યું, 'હવે મારાથી ઘોડીએ ન બેસાય.' પછી તેમના કહ્યા મુજબ પુત્ર વગેરે સંબંધીઓ અને ગામજનોએ સાકરબાની ભવ્ય શોભાયાત્રા કાઢી. હજારો માનવીઓ સતીનાં દર્શને પધાર્યા.

કોઈ અબીલ ગુલાલ તો કોઈ ફૂલડાં ઉડાડતા, ચોખાથી વધાવતા. પગે ચાલી સતીમાની અંતિમયાત્રા અનેક લોકોને પાવન કરતી ભીમનાથ મહાદેવના મંદિરે પહોંચી. સતી સાકરબાએ મહાદેવજીનાં દર્શન કર્યાં. પછી બાજુમાં પોતે જે પવિત્ર જગ્યાનો નિર્દેશ કર્યો હતો તે જગ્યાએ ચાલ્યા ત્યારે સાકરબાના પગલે-પગલે કંકુ વેરાતું હતું. લોકો તે પવિત્ર રજ મસ્તકે ચડાવી પાવન થયા. ઢોલ-નગારા વાગવા લાગ્યા. અનુપમ ચંદનના કાષ્ઠની ચિતા રચાઈ. દેવોએ પણ પુષ્પ વેર્યા.

આ રીતે સહુને સતીધર્મનો પ્રતાપ જણાવ્યો. પછી વિ.સં.૧૮૬૧ ચૈત્ર સુદ-૯ તા.૨૮/૪/૧૮૦૫ રવિવારના પવિત્ર દિવસે પોતાના

પતિદેવની પાઘ અને વસ્ત્ર લઈ સતી સાકરબા ચંદનના કાષ્ઠની ચિતામાં બેઠા. અને સતીત્વના પ્રભાવથી જમણા પગના અંગૂઠામાંથી અગ્નિ પ્રગટાવી અગનપછેડી ઓઢી સાકરબાએ સહુને સતીત્વનાં દર્શન કરાવ્યાં. તેઓ પણ પતિના પંથે સીધાવ્યા. લોકોએ સતીમાતાની જય બોલાવી.

ગામજનોએ સાકરબાની ભક્તિ અને સતીત્વની યાદીમાં એ જગ્યાએ સુંદર દેરી બનાવી છે. તે 'સતીમાની દેરી' તરીકે પ્રસિદ્ધ છે. તે દેરીમાં સતી સાકરબાની ચૂંદડી અને શ્રીફળ પધરાવેલા છે. તે પ્રાંતના અનેક નવદંપતીઓ તથા દુઃખિયાઓ માતાજીના દર્શને જાય છે અને સતીમાતા તેમની મનઃકામના પૂરી કરે છે.



**સતી સાકરબા તથા તેમની દેરી (ભીલેશ્વર મહાદેવ)**

આવા મહાસતી સાકરબા અને સુરભટ્ટ જ્ઞાતિએ ટોળકિયા ઋગ્વેદી બ્રાહ્મણ હતા. તેઓનું કશ્યપ ગોત્ર અને આશ્વલાયિની શાખા હતી. તેઓને કશ્યપ, વત્સર અને ધ્રુવેતી આ ત્રણ પ્રવર હતા. નવદુર્ગા તેમના કુળદેવી હતા. અને ડાકોરનાથને પોતાના ઈષ્ટદેવ માનતા હતા. તેમના બીજા પુત્ર મૂળજીભાઈને ત્યાં ચાર પુત્રનો જન્મ થયો.



(૧) હરિશંકરભાઈ (૨) રૂપશંકરભાઈ (૩) રાજારામ અને (૪) હરખરામ. તેમાં હરખરામભાઈને પ્રભુરામ, દિનકર ભટ્ટ, રામશંકર અને ગોપાળજી નામે ચાર પુત્ર થયા હતા. આ પરીવાર પણ ખૂબ જ ભગવદીય હતો. અને ડાકોરનાથની પ્રત્યક્ષભાવે ભક્તિ કરતા હતા.

આ હરખરામ ભટ્ટ નાની ઉંમરમાં પિતાની આજ્ઞાથી કાશી ભણવા ગયા હતા અને સારા વિદ્વાન તથા કવિ હતા. તેમની વિદ્વાતા અને કવિત્વથી પ્રભાવિત થઈ વડોદરા નરેશ સિયાજીરાવ પણ તેમની સાથે મિત્રાચારી રાખતા. તેથી તેઓ અવારનવાર વડોદરા આવતા રહેતા.

ગાયકવાડ સરકાર અને તેમના પ્રધાનમંડળમાં સત્સંગ થયો તેથી હરખરામ ભટ્ટ પણ ગોપાળાનંદ સ્વામી જેવા મહાન સંતોનો યોગ આવ્યા. અને તેઓ પણ શ્રીહરિના આશ્રિત થયા હતા. પછીથી તેઓ અમુક સમય માટે ઉમરેઠ રહેવા આવ્યા હતા. અને પોતાની પાછલી ઉંમરમાં વિશેષતઃ વડતાલમાં જ રહેતા. તેમણે અનેકવાર શ્રીહરિનાં દર્શન કરેલા. અને પોતાની આંખે દેખેલા અનુભવોને પોતાની પાછલી ઉંમરમાં 'શ્રીહરિકૃષ્ણપ્રૌઢપ્રતાપબળ' અને 'શ્રીહરિકૃષ્ણલીલામૃત' નામના ગ્રંથમાં લખ્યા છે.

**❋ અચિંત્યાનંદ બ્રહ્મચારીનો જન્મ અને પરીચય :**

મૂળજીભાઈના ત્રીજા નંબરના પુત્ર રાજારામભાઈને હરજીવનભાઈ અને દુર્લભરામ ભટ્ટ નામના બે પુત્રો હતા. આ બંને ભાઈઓમાં હરજીવનભાઈને જીતરામ, રવિશંકર અને નથુભટ્ટ નામે ત્રણ પુત્ર હતા. જ્યારે બીજા ભાઈ **દુર્લભરામ** મોટા પંડિત અને સારા કથાકાર હતા. જગપ્રસિદ્ધ ડાકોરનાથના મંદિરમાં ભાગવત આદિ પુરાણોની કથા કરવા માટે પરંપરા મુજબ તેમની નિમણૂંક થઈ હતી. અને આસપાસના વિસ્તારમાં પણ તેઓ મહાન વક્તા તરીકે પ્રસિદ્ધ હતા. તેમના ધર્મપત્ની

**કમળાબા** અતિ ગુણિયલ, ભક્તિભાવથી ભરપૂર, સત્સંગપ્રેમી અને પતિવ્રતા હતા.

આ પવિત્ર દંપતીને ત્યાં જ **સં.૧૮૭૯માં અનેક સદ્ગ્રંથોના નિર્માતા અને ત્રિકાળજ્ઞ મુક્તાત્માનો જન્મ થયો હતો.** ગંગા જેવા પવિત્ર અને અનેકને પાવન કરનારા એવા આ મુક્તાત્માનું બાળપણનું નામ **'ગંગાશંકર'** રાખ્યું હતું. તેમના નાનાભાઈનું નામ સંતોકરામ હતું.

બાળકભાવથી માત-પિતાને રાજી કરતા થકા ગંગાશંકર સુદ પક્ષના ચંદ્રમાની પેઠે વધવા લાગ્યા. યોગ્ય ઉંમર થતા પિતાશ્રીએ ગંગાશંકરને ઉપવીત સંસ્કાર આપ્યા. તે નિમિત્તે મોટો ઉત્સવ કર્યો.

ઉપવીત સંસ્કાર બાદ દુર્લભરામે જ પુત્ર ગંગાશંકરને વ્યાકરણ, ન્યાય, કાવ્ય વગેરેનો અભ્યાસ શરૂ કરાવ્યો. વડોદરા-નરેશ સયાજીરાવ ગાયકવાડ પણ તેમની નિસ્પૃહતા, સરળતા અને વિદ્વત્તાદિક સદ્ગુણોથી પ્રભાવિત હતા.

સં.૧૮૮૨માં ગાયકવાડ સરકારના આમંત્રણથી સર્વાવતારી શ્રીહરિ વડોદરા પધાર્યા, ત્યારે હરખરામભટ્ટના કહેવાથી વડોદરા નરેશે સજ્જન અને વિદ્વાન દુર્લભરામભટ્ટને આમંત્રણ આપ્યુ. તેથી પુત્ર ગંગાશંકરને લઈને દુર્લભરામ ભટ્ટ વડોદરા પધાર્યા હતા.

વર્ષોથી પોતાને મળવા તલસતા બાળ ગંગાશંકરને જોઈને સ્વામિનારાયણ ભગવાન બહુ જ રાજી થયા. અને જ્યારે વડોદરા-નરેશે શ્રીહરિને નવગજા હાથી ઉપર બેસારી ભવ્ય સવારી કાઢી ત્યારે અતિશય પ્રસન્ન થયેલા પુરુષોત્તમ નારાયણે બાળ ગંગાશંકરને પોતાના હાથી ઉપર બેસાર્યા હતા. જેનું વર્ણન કરતા હરિલીલામૃત ૧/૬માં આ રીતે લખ્યું છે.

**વળી તે વર્ણીને બહુ બહુ વખાણ્યા નરવિરે,**
**સ્વહસ્તે બેસાર્યા વટનગરમાં મેંગળ શિરે;**



**કહે શ્રીજી પોતે અધિક વરસો જેમ જ જશે,**
**અમારા શિષ્યોમાં સુરતરુ સમા આ બટુ થશે...૦૬**

આ સમયે સ્વામિનારાયણ ભગવાને બાળ ગંગાશંકરના મસ્તકે હાથ મૂક્યો અને ભવિષ્યવાણી ઉચ્ચારતા બોલ્યા કે, **'આ ગંગાશંકર જેમ મોટા થશે તેમ મહાન વિદ્વાન થશે અને અમારા તમામ શિષ્યોમાં કલ્પવૃક્ષની જેમ તેમના દ્વારા અનેક સારાં કામ થશે.'** આ સમયે બ્રહ્મચારીની ઉંમર માત્ર ચાર વર્ષની હતી. આ રીતે પિતાની સાથે ગંગાશંકર શ્રીહરિની સવારીનાં દર્શન કરવા વડોદરામાં આવ્યા હતા. મહારાજે તેમનું હીર પારખીને રૂડા આશીર્વાદ આપ્યા હતા.

શ્રીહરિ અને મોટા સદ્ગુરુઓનાં દર્શન પામી ધન્ય થયેલા ગંગાશંકર પિતા સાથે પાછા પોતાના ગામ ત્રણોલ પધાર્યા.

*** શ્રીહરિનાં પુનર્દર્શન અને અચિંત્યાનંદ ઘાટ-વર્ણન :**

થોડું અક્ષરજ્ઞાન પિતાશ્રીએ આપ્યું. પરંતુ દુર્લભરામના દિલમાં વિચાર આવ્યો કે, 'પ્રતિભાશાળી પુત્ર ગંગાશંકરને કોઈ સારી સંસ્કૃત વિદ્યાલયમાં વિદ્યાભ્યાસ કરાવ્યો હોય તો બાળપણથી સદ્વિદ્યાના સંસ્કારો ઊંડા રોપાય. આ સમયે પેટલાદમાં નારાયણ સંસ્કૃત વિદ્યાલય ચાલતું ત્યાં ગયા. પિતાશ્રીએ પુત્રને ત્યાં ભણવાની વ્યવસ્થા કરી આપી. બાળ ગંગાશંકર પેટલાદ વિદ્યાલયમાં વિદ્યાભ્યાસ કરવા લાગ્યા. પૂર્વજન્મના સંસ્કારી ગંગાશંકર એકપાઠી હતા. જે કાંઈ ભણાવે તે એક જ વારે બધું યાદ રહી જતું. તેથી તે પાઠશાળાના પંડિતો પણ આ બાળમુક્તથી ખૂબ જ પ્રભાવિત થતા હતા.

પેટલાદમાં ગંગાશંકરને પ્રગટ શ્રીહરિના ઉપાસક ભક્તોનો અને મોટા સંતોનો સમાગમ થયો. તેથી પૂર્વજન્મની પ્રીત પ્રગટી. સંતોના મુખેથી સાંભળ્યું કે, 'કરોડો જીવોના કલ્યાણ કરવા માટે સર્વાવતારી સ્વામિનારાયણ ભગવાન પ્રગટ થયા છે અને તે હાલ વડતાલમાં

બિરાજે છે.' વડોદરામાં શ્રીહરિએ આશીર્વાદ આપ્યા હતા તેની સ્મૃતિ થઈ આવી. શ્રીહરિના દર્શનની પુનઃ ઉત્કંઠા જાગી, તેથી અભ્યાસ છોડીને વડતાલ જવા તૈયાર થયા. ત્યારે ભણનારા સહપાઠી એક વિદ્યાર્થીએ કહ્યું, 'હે ગુણિયલ ગંગાશંકર ! આપણે સાથે ભણીએ છીએ, માટે ગુરુબંધુ છીએ ને હું હરિભક્ત છું, માટે થોડું રોકાઓ તો આપણે બંને સાથે દર્શન કરવા જશું.' થોડા દિવસ બાદ તેઓ બંને વડતાલ શ્રીહરિનાં દર્શન કરવા ગયા. તે સમયે શ્રીહરિ વડતાલથી નીકળી ગઢપુર પધાર્યા હતા.

**સં.૧૮૮૫ માં મિત્ર સાથે ગંગાશંકર વડતાલ આવ્યા** અને ત્યાંના મહંત અક્ષરાનંદ સ્વામીને પૂછ્યું કે, 'સ્વામિનારાયણ ભગવાન ક્યાં છે ?' ત્યારે સ્વામી કહે, 'અત્યારે તો ભક્તોને દર્શન આપતા આપતા ગઢપુર પધાર્યા છે. પરંતુ પૂર્વજન્મથી જ જેમને અષ્ટાંગ યોગ સિદ્ધ છે, વેદોના તમામ પારને પામેલા છે એવા મહાન સમર્થ સદ્.ગોપાળાનંદ સ્વામી અહીં બિરાજે છે.' એમ કહી અક્ષરાનંદ સ્વામી તેમને સંતોની વિશાળ ધર્મશાળામાં ગોપાળાનંદ સ્વામી પાસે લઈ ગયા.

તે સમયે અખંડ મૂર્તિધારી યોગિરાજ ગોપાળાનંદ સ્વામી ભક્તોને એકાંતિક ધર્મનું રહસ્ય સમજાવતા હતા. યોગિરાજ ગોપાળાનંદ સ્વામીનાં દર્શન થતા જ મતિમાન આ બંને બ્રહ્મકુમારોનું દિલ ખેંચાયું. સ્વામીને દંડવત પ્રણામ કર્યા. ત્યારે ગોપાળાનંદ સ્વામીએ મીઠા શબ્દથી બોલાવી તેમને પાસે બેસાર્યા. પછી સર્વજ્ઞ એવા ગોપાળાનંદ સ્વામીએ ત્રિતમુનિના અવતાર એવા ગંગાશંકરની તેજસ્વિતા દેખીને પ્રેમથી કહ્યું, 'બ્રહ્મકુમારો! ક્યાંથી આવ્યા છો ? અને કોનું કામ છે ?'

સ્વામીનાં આટલાં વચનો સાંભળવાથી કૃતાર્થ થયેલા તે વિપ્રે કહ્યું, 'હું પેટલાદથી આવ્યો છું. **જન્મ-મરણના ભયથી છૂટવા માગું છું. અને એટલે જ આપના ગુરુ શ્રીસ્વામિનારાયણનાં દર્શન કરવા આવ્યો છું.** પરંતુ તેમનાં દર્શન થયાં નહીં. પરમહંસોના યોગથી શ્રીહરિ સાક્ષાત્ ભગવાન છે અને તેમનાં ચરણારવિંદ જ સેવવાં, ભજવા અને પૂજવા યોગ્ય છે. એવો મને પૂર્ણ વિશ્વાસ આવ્યો છે.'



આવા મુમુક્ષુતાસભર ગંગાશંકરના શબ્દ સાંભળી સર્વજ્ઞ એવા ગોપાળાનંદ સ્વામીએ કહ્યું, 'ગંગાશંકર ! તમે પૂર્વના ખૂબ જ સંસ્કારી છો. તમને એકાંતિક ધર્મ ગમે છે. તમારું મન ભગવન્મિલનનું પ્યાસું છે. તમે પૂર્વજન્મના ત્રિત મહર્ષિ છો. અક્ષરાધિપતિ પુરુષોત્તમનારાયણનો સાક્ષાત્કાર કરવા માટે તમોએ પૂર્વજન્મમાં વર્ષો સુધી એકાગ્ર થઈ મનને નિર્મળ રાખી તેમની સર્વોત્તમ આરાધના કરી છે. તે જ અક્ષરાધિપતિ પુરુષોત્તમ નારાયણ આજે અવની ઉપર સ્વામિનારાયણ એવું નામ ધારણ કરી વિચરે છે.' પછી તેમણે પૂર્વજન્મમાં ભગવાનને રાજી કરવા માટે જે જે કર્યું હતું તે બધું જ કહી દેખાડ્યું અને અનુભવ પણ કરાવ્યો.

અતિશય કૃતાર્થ થયેલા ગંગાશંકરે ફરી ગોપાળાનંદ સ્વામીને કહ્યું, **'હે યોગીરાજ ! કાળ, માયાના નિયામક પરાત્પર પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણનાં દર્શન આપ જ હવે મને કૃપા કરીને કરાવો.'** ત્યારે સ્વામીએ કહ્યું, 'મહાદયાળુ પ્રભુ અત્યારે ગઢપુરમાં બિરાજે છે. ચાલો હું તમારી સાથે આવું. આપણે સહુ સાથે મળી ગઢપુર પ્રગટ શ્રીહરિના દર્શન કરવા માટે જઈએ.'

પછી પોતાના સંતમંડળને સાથે લઈ તે વિપ્રની સાથે ગોપાળાનંદ સ્વામી ગઢપુરમાં આવ્યા. તે સમયે શ્રીહરિ ઘણાક સંતો તથા સખાઓ સાથે ઉન્મતગંગાના પ્રભાસતીર્થમાં સ્નાન કરવા પધાર્યા હતા. તેથી ગોપાળાનંદ સ્વામી પણ સંઘ સાથે ત્યાં પધાર્યા. સ્વામી આવ્યા છે એવું સાંભળીને શ્રીહરિ એકદમ ઉતાવળથી સ્વામી અને તેની સાથે આવેલા બાળવિપ્રને સત્કારવા તત્કાળ કીનારા પર આવ્યા. શ્રીહરિ સ્વામી તથા બાળ ગંગાશંકરને ભાવથી ભેટ્યા. ગંગાશંકરની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. તેમનું શરીર રોમાંચિત થઈ ગયું. થોડીવાર તે

આનંદના મહાસાગરમાં ખોવાઈ ગયા. પછી શ્રીહરિના દર્શનથી અતિ પ્રસન્ન થયેલા એવા સ્વામીશ્રી, સંતો અને તે વિપ્રનું સ્વાગત કરી શ્રીહરિએ ખૂબ પ્રશંસા કરી. પછી સહુને સાથે લઈ પુનઃ ઉન્મતગંગામાં સ્નાન કરવા ગયા. મહારાજે આવેલા સહુ સંતો સાથે તે બાળકના મસ્તક ઉપર ખોબે ખોબે પાણી રેડી ખૂબ જ સ્નાન કરાવ્યું. પછી ગંગાશંકરના હાથનું કાંડું ઝાલીને શ્રીહરિ જળથી બહાર નીકળ્યા. કીનારે આવી કોરાં વસ્ત્રો પહેર્યાં. સુંદર શણગાર ધારણ કર્યો.

પછી સેવકોએ તૈયાર કરેલ સુંદર ગાદી ઉપર શ્રીહરિ બેઠા. સંતો-ભક્તોની સભા ભરાઈ. તે જ સમયે ઈશ્વરઈચ્છાથી ગંગાશંકરને ફરીવાર પૂર્વજન્મનું જ્ઞાન થઈ આવ્યું. તેથી અતિ હર્ષાયમાન થયેલા તેમની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. અતિ કૃતાર્થ થયેલા તે રડતા હૃદયે બોલ્યા, **‘હે નાથ ! જેને એક જ વાર આપનાં દર્શન થાય તેને ફરીવાર સંસારમાં ભટકવું પડતું નથી. આપ તો સર્વથી પર અક્ષરના પણ અધિપતિ છો. પરાત્પર છો. સ્મરણીય મૂર્તિ છો. ભવ, બ્રહ્માદિક દેવો અને મોટા ઈશ્વરો પણ હંમેશાં આપની પ્રાર્થના કરે છે. એવા પ્રગટ પુરુષોત્તમ નારાયણ હું આપણે પ્રણામ કરું છું. આપ મનુષ્ય જેવા દેખાઓ છો છતાં અનંત ભુવનના નાથ છો. હું આપણે શરણે છું. આપ મને ભાગવતી દીક્ષા આપો અને સદા આપને શરણે રાખો.’**

આવા તે વિપ્ર ગંગાશંકરનાં વચન સાંભળી શ્રીહરિએ તેમને પોતાની પાસે બોલાવ્યા. મસ્તક પર હાથ મૂકી અભયદાન આપ્યું અને કહ્યું, ‘તમો પૂર્વજન્મથી અમારા જ છો. હજી તમારો વિદ્યાભ્યાસ ચાલું છે. માટે આ રઘુવીરજી તમોને ભાગવતી દીક્ષા આપશે અને અચિંત્યાનંદ એવું નામ રાખશે. અને તમો અમારા સર્વોપરિ મહિમાનું ગાન કરતા સદ્ગ્રંથો રચવામાં ખૂબ જ નિપુણ થશો.’ આ રીતે તેમની ખૂબ જ પ્રશંસા કરી રૂડા આર્શીવાદ આપ્યા અને કહ્યું, ‘આપણે જ્યાં સ્નાન



કર્યું છે એવો આ ઘેલા નદીનો ઘાટ ભવિષ્યમાં **‘અચિંત્યાનંદ ઘાટ’** તરીકે પ્રસિદ્ધ થશે. અહીં પ્રભાસ નામનું તીર્થ રહ્યું છે તેના અધિષ્ઠાતા દેવ પુત્રદ ભગવાન છે. જે કોઈ ભવિષ્યમાં અહીં આવશે, હરિજયંતીનું વ્રત કરશે અને આ તીર્થમાં સ્નાન કરશે તેમને ગુણિયલ પુત્રોની પ્રાપ્તિ થશે.’ આ રીતે શ્રીહરિએ ભવિષ્યવાણી ભાખી રૂડા આશીર્વાદ આપી ગંગાશંકરને કૃતાર્થ કર્યા.

જ્યારે વિહારીલાલજી મહારાજ ગાદીએ બેઠા ત્યારે પણ શ્રીહરિને મળેલા મોટા સંતોને અને બ્રહ્મચારીઓને બોલાવીને કહ્યું હતું,

**બોલ્યા આચાર્ય લાલવિહારી, સુણો સદ્ગુરુઓ સુવિચારી;**
**અહો અદ્ભુતાનંદ મુનીંદ, ભૂમાનંદ ને વિજ્ઞાનાનંદ.**
**શ્વેતવૈકુંઠાનંદ સુજાણ, સાધુ નિષ્કામાનંદ પ્રમાણ;**
**આનંદાનંદજી બ્રહ્મચારી, અચિંત્યાનંદજી અવિકારી.**
**છોજી પ્રગટ પ્રભુને મળેલા, શ્રીજી તમ શિર અઢળ ઢળેલા;**
**વળી શ્રીજી તણો અભિપ્રાય, તે તો જાણો તમે મુનિરાય.**
**તમે સદ્ગુરુ છો મુખ્ય સાત, જેમ ઋષિયોમાં સાત વિખ્યાત;**
**કામ સોંપું છું તમને આ કાળ, આખા સતસંગની લ્યો સંભાળ.**

વળી, વિહારીલાલજી મહારાજને માણેજાના મૂળજીભાઈ પટેલે પ્રગટ પ્રભુનાં ચરિત્રો પૂછ્યાં ત્યારે તેઓ કહે છે, ‘જેમ પ્રતાપસિંહ રાજાને સુવ્રત મુનિએ લીલા કહી હતી તેમ અચિંત્યાનંદ આદિક બ્રહ્મચારીએ મને જે વાત કહી છે તે હું તમને કહું છું. કેમ જે, તેઓ પ્રગટ ભગવાનને મળેલા હતા.’

સ્વયં અચિંત્યાનંદજી બ્રહ્મચારીએ પ્રગટ ભક્તિના અનેક કીર્તનો રચ્યા છે. તેમાં નિજ અનુભવ કંડારતા ઘણાં કીર્તનમાં પ્રગટ ભગવાનનાં પોતાને દર્શન થયા તેનું મહિમાસભર વર્ણન કરતા કહે છે...

**મોહન રૂપનિધાન, સોહત હરિ**

**મોહન રૂપનિધાન, સોહત હરિ...મોહન૦ ટેક**
**મંદ હાસ જુત બદન વિલોકી, ઘુમત વિધુ અસમાન...સોહત૦ ૧**
**કોટી કામ એક અંગ છબી દેખી, લાજત સબ તજી માન...સોહત૦ ૨**
**અખિલ ભુવનકી શોભા જીનકે, નહિ એક રોમ સમાન...સોહત૦ ૩**
**કૃષ્ણાનંદ નિરખી યહ મૂરતિ, વિસર ગયે તન ભાન...સોહત૦ ૪**

વળી, બીજા એક પદમાં કહે છે કે...

**માણકી પર બૈઠે રંગભીને, બાજ ઘુમર ઘેરી રે...છબી૦ ૩**
**કૃષ્ણાનંદ હરિ દરસ દાનસેં, પીર હરત મેરી રે...છબી૦ ૪**

આ રીતે ગંગાશંકર શ્રીહરિને નાનપણથી જ બે-ત્રણ વાર મળેલા હોય તેવો ઉલ્લેખ આપણા સદ્‌ગ્રંથોમાં છે અને તેઓએ પણ નિજકૃતિમાં લખેલ છે. વળી, તેઓ શ્રીજીમહારાજનો અભિપ્રાય જાણનારા મહાન વિદ્વાન હતા. એવા બાળ ગંગાશંકર શ્રીહરિની આજ્ઞા મુજબ વિશેષ વિદ્યાભ્યાસ માટે ગઢપુરથી પાછા પેટલાદ ગયા. હવે તે કઈ રીતે ત્યાગી થયા ? તે વાંચીએ...

**❋ ગંગાશંકરનો ગૃહત્યાગ :**

ગંગાશંકર કુશાગ્ર બુદ્ધિવાળા હોવાથી થોડા જ સમયમાં ઘણા વિષયોનું અધ્યયન તેમણે પૂરું કર્યું. પછી પિતાની પાસે પાછા ત્રણોલ આવ્યા. પિતાશ્રીએ પણ પોતા પાસે રહેલી વિદ્યા સુપાત્ર એવા નિજ પુત્રને ભણાવી. ગંગાશંકર ભણી-ગણી સોળ વર્ષની ઉંમરે તો વિદ્વાન થઈ ગયા. પછી પુત્રની વિદ્વત્તા અને કથાની શૈલીની પરીક્ષા કરવા દુર્લભરામ ભટ્ટ તેમને એક વાર ડાકોર પોતાની સાથે લઈ ગયા. અને તે દિવસે પોતાને સ્થાને ભાગવતની કથા વાંચવાની ગંગાશંકરને આજ્ઞા કરી.



**ત્યારે તેમની સોળેક વર્ષની ઉંમર હતી. કૃષદેહ, ગૌરવર્ણ, ઉન્નત અને તેજસ્વી ભાલપ્રદેશ, મરોડદાર ભ્રકુટિ અને સ્મિત વેરતું વદન સહુને પ્રભાવિત કરતું.** ગંગાશંકર જ્યારે કથા વાંચવા વ્યાસાસન ઉપર બેઠા ત્યારે શ્રોતાજનોનાં હૃદયમાં પુરાણનિષ્ણાત પૌરાણિકની છાપ પડી ગઈ. કથાનું પાનું તો હજી હાથમાં લીધું ન હતું. કેડ સુધી લાંબા કાળા ભમ્મર જેવા વાળને બાંધી ગંગાશંકરે જ્યારે મંગળાચરણના શ્લોકનું ઉચ્ચારણ કર્યું, ત્યારે જાણે તેમના કંઠમાંથી અમૃતનો સ્રોત વરસતો હોય તેમ સહુ શ્રોતાઓને અનુભવ થયો.

ધીરે ધીરે કથાપ્રવાહ આગળ વધતો ગયો તેમ તેમ પ્રસંગોચિત શબ્દાલંકાર, અર્થાલંકાર, સાહિત્યના શ્લોકો તથા સમયોચિત દૃષ્ટાંતોથી શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી દીધા. કથાની સમાપ્તિ થઈ ત્યારે મુક્તકંઠે શ્રોતાવર્ગ તેમની પ્રશંસા કરવા લાગ્યા. પિતા દિનકરભાઈ પણ પુત્રની વિવિધ રસમાધુર્યભરી વાણીથી પ્રસન્ન થયા. ગંગાશંકરનો મધુરકંઠ તો પરમાત્માની અનુપમ બક્ષિસ હતી. તેઓ જ્યારે શ્લોકો બોલતા ત્યારે જાણે કંઠમાંથી અમૃત ઝરતું હોય તેવી મીઠાશ સર્વત્ર પ્રસરતી. કવિશ્રીની આવી મધુરતાથી, સાદાઈથી, વિદ્વત્તાથી અને સાધુ સ્વભાવથી તેમને ત્યાં લક્ષ્મીજી અને સરસ્વતીજી બંનેનો સારો સુમેળ થયો હતો.

યોગ્ય ઉંમર થતા દુર્લભરામે પોતાના બંને પુત્ર સંતોકરામ અને ગંગાશંકરના લાડકોડથી લગ્ન કર્યાં. તેમાં સંતોકરામ સંસારમાં જોડાયા. તેમને મૂળજી ભટ્ટ નામે પુત્ર થયા હતા. જ્યારે ગંગાશંકરે તો પરણ્યા પછી તરત જ તેમના માતપિતાને કહ્યું કે, **'મારા લગ્નનો મનોરથ તમે પૂર્ણ કર્યો, હવે હું મારા આત્માને પરમેશ્વર સાથે પરણાવવા માગું છું.' એમ કહી પરણેતરના પ્રથમ દિવસથી જ તેમણે આજીવન બ્રહ્મચર્ય પાળવાનો દૃઢ નિર્ધાર કર્યો.** પત્નીના મનને રાજી રાખવા ગંગાશંકર નશ્વર દેહના નાશંવત સંબંધનો વિચાર કરી, ધીરજ રાખી તેમની સાથે

થોડો સમય ગૃહસ્થાશ્રમમાં રહ્યા. વીજળી કે શરદઋતુનાં વાદળાં જેમ અસ્થિર છે તેમ જ આ શરીર પણ અસ્થિર છે. કાળના એક ઝપાટે દેહ અને દુનિયાનો નાશ થઈ જાય છે, પ્રાપ્તિ અપ્રાપ્તિમાં ફરી જાય છે. આ વિચારથી ગંગાશંકરને ક્ષણભંગુર દેહમાં રહેલા અજર-અમર આત્મસ્વરૂપનો વિચાર દઢ થયો. **પછી આત્માને અખંડ પરમાત્માની સેવામાં સમર્પિત કરવા એ જ વિદ્યાનું અને મનુષ્યદેહનું સાર્થકપણું છે. એવો સુદઢ નિશ્ચય કર્યો.**

આ નિશ્ચયના પરીપાકરૂપે તેમણે એકાએક નિર્ણય કરી લીધો કે, 'હવે આત્મા અને પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન સિદ્ધ કરવું છે. દેહથી જુદા આત્મરૂપ થઈ પરમાત્માનું સાંનિધ્ય સેવવું છે. આ એક દેહ સર્વાવતારી શ્રીસ્વામિનારાયણ ભગવાનને સેવામાં સમર્પણ કરવો છે. જેમણે મને ગઢપુરમાં આશીર્વાદ આપ્યા હતા અને પૂર્વજન્મનું જ્ઞાન કરાવ્યું હતું તે કાર્ય કરવાનો સમય મારે આવી ચૂક્યો છે. **માતપિતાને મને પરણાવવાનો કોડ હતો તે મેં પૂરો કર્યો. હવે મારા આત્માને પુરુષોત્તમનારાયણને પરણાવવાનો મારો કોડ હું સિદ્ધ કરું.'**

નવયુવાન ગંગાશંકર આવા વિચારો કરતા હતા, ત્યાં એકાએક તેમનું બારણું ખખડ્યું, તેઓ વિચારમગ્ન સ્થિતિમાંથી બહાર આવ્યા. અને બારણું ઉઘાડ્યું. સામે તેમના ત્રણ મિત્રો ઊભા હતા. મિત્રોનો સત્કાર કરી તેમને અંદર બોલાવ્યા. પછી ગંગાશંકરે મિત્રોને આગમનનું કારણ પૂછ્યું. ત્યારે ત્રણે મિત્રોએ કહ્યું, 'આવતી કાલે જ અમારે વિશેષ અભ્યાસ માટે કાશી જવા ઈચ્છા છે; જો તમે સાથે આવો તો સારું.' પોતાના આંતરીક વિચારને કાંઈક મળતો જ આ વિચાર છે અને આ બહાને ગૃહત્યાગનો મોકો છે. તેવો વિચાર કરીને ગંગાશંકરે તરત જ સંમતિ આપી. બીજે દિવસે વહેલી સવારે ગામને પાદર શિવાલયમાં તેમણે મળવાનું નક્કી કરી સહુ છૂટા પડ્યા.



ગંગાશંકરે પણ કાશીએ વિદ્યાભ્યાસ કરવા જવા માટે માતપિતા તથા પત્ની પાસેથી રજા મેળવી. પરંતુ ભગવત્પ્રાપ્તિ માટે ગૃહત્યાગ કરવાનો અંતરમાં દઢ ઠેરાવ કર્યો હતો. બીજે દિવસે વહેલી સવારે ગૃહત્યાગ કરી ગંગાશંકર મિત્રોની વાટ જોતા શિવાલયમાં ગયા. '**जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ**' એ રીતે આ શુભ કાર્યમાં જગતના પિતા શિવજી અને પાર્વતીજીને વંદન કર્યું. પછી ગંગાશંકર પોતાના ભાવિના વિચારમાં તલ્લીન બની ગયા હતા. ત્યાં ત્રણે મિત્રો આવ્યા. તેમણે નક્કી કર્યું કે, વડતાલધામે જઈ શ્રીલક્ષ્મીનારાયણ દેવ તથા શ્રીહરિકૃષ્ણ મહારાજનાં દર્શન કરીને પછી કાશી જવું. આ રીતે ૨૧ વર્ષની વયે સંવત્ ૧૯૦૦માં અક્ષરાધિપતિ શ્રીહરિનો આનંદ માણવા ગંગાશંકરે ગૃહત્યાગ કર્યો.

**❋ ગંગાશંકરનું વડતાલ આગમન :**

વડતાલધામે આવી હૈયાની ધડકનસમા શ્રીહરિકૃષ્ણ મહારાજ તથા લક્ષ્મીનારાયણ આદિ દેવોનાં દર્શન કર્યાં. ત્યાંના અત્યંત પવિત્ર વાતાવરણથી તેમના અંતરમાં ખૂબ શાંતિ થઈ ગઈ. મંદિરે દર્શન કરીને સાધુની ધર્મશાળામાં યોગિરાજ સદ્.શ્રીગોપાળાનંદ સ્વામીના દર્શને ગયા. સ્વામીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. સર્વજ્ઞ સ્વામી તો તેમને જોઈને બહુ જ રાજી થયા અને પોતાની સન્મુખ બેસાડ્યા. પછી પ્રેમથી તેમની તરફ જોઈ પૂછ્યું, 'ગંગાશંકર ! અચાનક ક્યાં જવા નીકળ્યા છો ?'

ત્યારે તે કહે, 'આ મારા મિત્રો સાથે હું કાશી વધુ વિદ્યાભ્યાસ માટે જાઉં છું. અહીં તો ફક્ત પંચકાવ્ય અને શ્રીમદ્ભાગવત તથા વ્યાકરણનો અભ્યાસ પેટલાદ સંસ્કૃત પાઠશાળામાં તથા મારા પિતા પાસે કર્યો છે.' ગંગાશંકરની વાણીમાં અમૃતની મીઠાશ હતી. પછી સ્વામીએ ધીરે રહીને પૂછ્યું, 'માઘ ભણ્યા છો ?' ત્યારે ગંગાશંકરે હા કહી અને

વિશેષ જણાવતા કહ્યું કે, '**माघे सन्ति त्रयो गुणाः** માઘમાં કાલીદાસની ઉપમા, ભારવિનું અર્થગૌરવ અને દંડીનું પદલાલિત્ય આ ત્રણ ગુણ છે.' એટલું કહીને વળી બોલ્યા કે, '**अध्येति माघं स भवेद् व्याघ्रः**' જે માઘનું કાવ્ય ભણે તે સાહિત્ય ક્ષેત્રમાં સિંહસમાન થાય છે. એવી પણ માઘની પ્રશસ્તિ ગણાય છે.

યુવાન ગંગાશંકરની આ વાત સાંભળી સ્વામીશ્રી રાજી થયા. જેમ ઝવેરી હીરાને પારખે તેમ ગોપાળાનંદ સ્વામીએ પોતાની સર્વજ્ઞતાથી આ હીરાને પારખી લીધો. સ્વામી મનમાં વિચારે છે કે, 'ગંગાશંકર કાશીમાં નહિ પરંતુ વડતાલમાં જ રહીને વિશેષ વિદ્યાભ્યાસ કરે તો સારું.' આમ, વિચારી યુવાન ગંગાશંકર સામે પ્રેમભરી દૃષ્ટિથી જોયું. તે સમયે ગંગાશંકર શ્લોક બોલ્યા,

**आकारसदृशांप्रज्ञाः प्रज्ञया सदृशागमः ।**
**आगमैः सदृशारम्भ आरम्भसदृशोद्यमः ।।**

કવિવર માઘના આ ગુણોનું વર્ણન કરતા આ શ્લોક સાંભળીને પંડિતવર્ય શ્રીનિત્યાનંદ સ્વામીને પણ આ યુવાન વિદ્યાર્થીનું આકર્ષણ થયું. તેમણે તેમના આસનેથી પૂછ્યું, ' સ્વામી ! આ સુંદર શ્લોક કોણ બોલે છે ? એ વિદ્યાર્થીને મારા આસને મોકલો.' એટલે ગોપાળાનંદ સ્વામીએ તે સર્વેને નિત્યાનંદ સ્વામીના આસને જવા આજ્ઞા કરી. ગંગાશંકર પોતાના મિત્રોને લઈ સદ્.નિત્યાનંદ સ્વામી પાસે આવ્યા. નિત્યાનંદ સ્વામીને સાષ્ટાંગ દંડવત્ કરી, પગે લાગી તેમની સન્મુખ હાથ જોડીને બેઠા. પછી સ્વામીએ પૂછ્યું, 'હમણાં તમો શ્લોક બોલતા હતા ?' ત્યારે તેમણે કહ્યું, 'હા સ્વામી !' એટલે સ્વામીએ કહ્યું, 'એ શ્લોક ફરી બોલો.' તેથી ગંગાશંકર તે શ્લોક બોલ્યા. પછી સ્વામીએ માઘનો બીજો શ્લોક બોલવા કહ્યું. એટલે માઘનો બીજો શ્લોક ગંગાશંકર બોલ્યા. નિત્યાનંદ સ્વામી તે સાંભળી અત્યંત રાજી થયા.



પછી પોતાના શિષ્ય ભગવદાનંદ સ્વામી સાથે તેમને શાસ્ત્રચર્ચા કરવા કહ્યું. એટલે ગંગાશંકર અને ભગવદાનંદ સ્વામીનો શાસ્ત્રાર્થ થયો. નિત્યાનંદ સ્વામી પણ યુવાન ગંગાશંકરનું બુદ્ધિચાતુર્ય જોઈ અત્યંત પ્રસન્ન થયા. પછી સ્વામીએ તેને પૂછ્યું, 'તમે શું ભણો છો ?' ત્યારે તેમણે કહ્યું, 'નૈષધકાવ્ય, માઘકાવ્ય, કિરાર્તાજુનીય કાવ્ય, રઘુવંશ ઈત્યાદિક કાવ્યશાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે.'

પછી નિત્યાનંદ સ્વામીએ કહ્યું, 'એક-એક અક્ષરમાંથી અનેક અર્થો નીકળતા હોય એવા પદલાલિત્યયુક્ત માઘકાવ્યના શ્લોક બોલો.' ત્યારે ગંગાશંકરે તે શ્લોક બોલી તેના બાર બાર અર્થ કર્યા. લોભીને ધન મળે કે વાંજિયાને પુત્ર મળે અને જે આનંદ તેમને થાય તેવો જ આનંદ નિત્યાનંદ સ્વામીને મુમુક્ષુ ગંગાશંકરને જોઈને થયો.

પછી નિત્યાનંદ સ્વામીએ તેમના પાર્ષદ હકાભગતને કહ્યું, **'આ સાઠ કેળાની લૂમ છે તેને સુધારીને તેમાં ઘી તથા ખાંડ નાખી અહીં લાવો, એટલે આ વિદ્યાર્થીઓને ફળાહાર કરાવીએ.'** પછી કેળાં સુધારી તેમાં ઘી-ખાંડ નાંખી હકાભગત ત્યાં લઈ આવ્યા. પછી નિત્યાનંદ સ્વામીએ અતિ વહાલથી ગંગાશંકર વગેરે વિદ્યાર્થીઓને સારી રીતે ફળાહાર કરાવ્યું. પછી સ્વામીએ શૂન્યાતીતાનંદ સ્વામીને બોલાવીને કહ્યું, 'બ્રહ્મચારીના ભંડારે લઈ જઈ આ વિદ્યાર્થીઓને ઠાકોરજીનો મીષ્ટ પ્રસાદ જમાડજો.' એટલે શૂન્યાતીતાનંદ સ્વામીએ તે પ્રમાણે બ્રહ્મચારીના ભંડારમાં લઈ જઈ તેમને પ્રેમથી જમાડ્યા.

જમીને તેઓ ગોપાળાનંદ સ્વામીને આસને પાછા આવ્યા. ત્યારે ગોપાળાનંદ સ્વામીએ રમૂજ કરતાં તેમને કહ્યું, 'તમો દરેકે કેટલા કેટલા મોદક ખાધા તે કહી દઉં ?' ત્યારે તે વિદ્યાર્થીઓને થોડું આશ્ચર્ય થયું. પાછો વિચાર આવ્યો કે, કદાચ કોઈએ આવીને સ્વામીશ્રીને કહી દીધું હશે, નહિ તો સ્વામી આ કેવી રીતે જાણે ? તેમના આ વિચારને

જાણીને સર્વજ્ઞ ગોપાળાનંદ સ્વામીએ તેમને કહ્યું, **‘મને કોઈએ આવીને કહ્યું નથી. છતાં ધારો કે અહીંની વાત કોઈ કહી ગયું હોય તોપણ તમો અહીં આવતાં માર્ગમાં કૂવાના થાળામાં બેસીને વિચાર કરતા હતા કે ‘મંદિરમાં આપણને કોઈ જમાડશે કે નહિ ? બોલો આ વાત સાચી ?’** આવી સ્વામીની અંતર્યામીશક્તિ જોઈ સર્વે વિદ્યાર્થીઓના આશ્ચર્યનો પાર ન રહ્યો. પછી સ્વામીએ કહ્યું, ‘તમારો સંકલ્પ સત્ય થયો છે અને શ્રીહરિજીની કૃપાથી અખિલ બ્રહ્માંડમાં શું શું બને છે તે હું મારી જમણી હથેળીમાં રાખેલું જળનું ટીપું દેખાય તેમ જોઈ રહ્યો છું. છતાં તમો કહો તો તમારા મનમાં જે વિચારો ચાલી રહ્યા છે તે તમામ કહી દઉં.’ એમ કહી સ્વામીએ તે સર્વેના વિચારો ક્રમશઃ કહી દીધા.

પછી સ્વામીજીએ ગંગાશંકર ઉપર કરુણાદૃષ્ટિ રેલાવતા કહ્યું, **‘કાશીમાં અભ્યાસ કરવા જાઓ છો પણ ત્યાં સાંઢ બનેલા શુષ્ક વેદાંતીઓ અને અધઃપતન પામેલી વિધવા સ્ત્રીઓનું જોર છે. તેથી શુદ્ધ જીવન જીવવું મુશ્કેલ છે. જો અહીં રહીને અભ્યાસ કરો તો અમે સર્વે વ્યવસ્થા કરી આપીએ.’** સ્વામીશ્રીની આ આજ્ઞા પૂર્વના મુક્તાત્મા ગંગાશંકરના જીવમાં ઊતરી ગઈ. તેમણે મનોમન નિર્ણય કરી લીધો અને બીજા જ દિવસથી સદ્.ગોપાળાનંદ સ્વામી પાસે વડતાલમાં જ વિદ્યાભ્યાસ શરૂ કરી દીધો. થોડા દિવસો બાદ ગંગાશંકરના મિત્રો મૂંઝાવા લાગ્યા. તેમણે ગંગાશંકરને કાશીએ સાથે આવવા કહ્યું.

ત્યારે ગંગાશંકરે કહ્યું, **‘જેમની જિહ્વાના અગ્ર ભાગમાં સ્વામિનારાયણ નામ વસ્યું છે ત્યાં જ ગંગા, કાશી, કેદાર, પ્રયાગ, પુષ્કર વગેરે કરોડો તીર્થો વસ્યાં છે. માટે હવે શા સારુ કાશી જવું જોઈએ ?** મારે તો અહીં રહેવાનો વિચાર છે. તમો પણ બધા મારી સાથે અહીં જ રહો એવી મારી ઈચ્છા છે. કારણ કે સદ્.ગોપાળાનંદ સ્વામી જેવા સમર્થ સંતની છત્રછાયામાં તમામ વિદ્યાની સિદ્ધિ સાથે ત્રિવિધ તાપથી



મુક્તિ મળશે. મને તો તેમના સમાગમથી શાશ્વત શાંતિ મળી ગઈ છે.’ ગંગાશંકરના આ વિચારો તેના મિત્રોને રુચ્યા નહીં. તેથી ગંગાશંકરે તેમને શુભેચ્છાઓ સાથે કાશી જવા રજા આપી.

**✻ ગોપાળાનંદ સ્વામી સાથે ગંગાશંકર :**

ગંગાશંકરને સદ્.ગોપાળાનંદ સ્વામીનાં દર્શન અને સમાગમથી શાશ્વત શાંતિનો અનુભવ થયો હતો. સ્વામીશ્રીના સાંનિધ્યનું સેવન કરવાથી તેમની વૃત્તિઓ આપોઆપ બ્રહ્માકાર થવા લાગી. એક વખત તેઓ સ્વામીશ્રી પાસે બેઠા હતા. ત્યારે સ્વામીશ્રીએ તેમની સામે કરુણામયદૃષ્ટિથી જોઈ કહ્યું, **‘ગંગાશંકર ! હવે આ સ્વાંગ ક્યાં સુધી રાખવો છે ? હવે તો દીક્ષા લઈ સફેદ વસ્ત્રધારી પાર્ષદ બનો અને સ્વામિનારાયણ ભગવાનની સેવામાં તન-મન સમર્પણ કરો. કેમ જે, શ્રીહરિને અંતરમાં પ્રગટ કરવા હોય તો તપ, નિવૃત્તિ ધર્મ અને વૈરાગ્ય આ ત્રણ સાધનો અવશ્ય કરવાં પડશે.’** સ્વામીશ્રીનું આ વચન સાંભળી ગંગાશંકર તરત જ ગૃહસ્થના સ્વાંગનો ત્યાગ કરી પાર્ષદ થયા.

પછી તે જ વખતે સદ્.નિત્યાનંદ સ્વામીના સેવકે આવી કહ્યું ‘આ નવા પાર્ષદને સ્વામી બોલાવે છે.’ તેથી ગંગાશંકર નિત્યાનંદ સ્વામીના આસને આવ્યા. અને સ્વામીશ્રીને સાષ્ટાંગ દંડવત્ કરી પગે લાગી બેઠા. તે વખતે નિત્યાનંદ સ્વામી તેમના શિષ્યવૃંદને શ્રીમદ્ભાગવત ભણાવતા હતા. તેથી સ્વામીએ ગંગાશંકરને પૂછ્યું, ‘તમે ભાગવત ભણ્યા છો ?’ એટલે ગંગાશંકરે હાથ જોડી કહ્યું, ‘હા, સ્વામીજી આપની કૃપાથી કાવ્ય, ભાગવત વગેરે ભણ્યો છું.’ એટલે સ્વામીશ્રીએ તેમને ભાગવતમાંથી કેટલાક કૂટ પ્રશ્નો પૂછ્યા. તે તમામ પ્રશ્નોના પાર્ષદ ગંગાશંકરે સુંદર ઉત્તર આપ્યા. તે સાંભળી નિત્યાનંદ સ્વામી તેમના ઉપર અત્યંત પ્રસન્ન થયા.

એક વખત ગંગાશંકર સદ્.ગોપાળાનંદ સ્વામી સાથે શુકાનંદમુનિ પાસે ગયા. શુકાનંદમુનિએ આ વિદ્યાર્થીની તેજસ્વિતાની ખૂબ પ્રશંસા

સાંભળી હતી. તેથી તેમણે સુંદર કાવ્ય સંભળાવવાનું કહ્યું. એટલે ગંગાશંકરે ભાગવતનો એક શ્લોક સંભળાવ્યો. ત્યારે તેમની અત્યંત મીઠી વાણી સાંભળી શુકમુનિ ખૂબ જ પ્રસન્ન થયા અને ગંગાશંકરને રૂડા આશીર્વાદ આપ્યા.

પછી સદ્.ગોપાળાનંદ સ્વામીએ ગંગાશંકરની અથેતિ ઓળખાણ આપતા કહ્યું, ' સ્વામી ! વ્યક્તિએ મહાન બનવા અને જીવન વિકસાવવા માટે ત્રણ ગુણો અવશ્ય કેળવવા જોઈએ. (૧) **તેજસ્વિતા** કહેતાં લક્ષસિદ્ધ ન થાય ત્યાં સુધી વીરતાપૂર્વક દૃઢ મનોબળ સાથે ટકી રહેવું. (૨) **તપસ્વિતા** કહેતાં સંયમ. આધ્યાત્મિક માર્ગે આગળ ચાલતા કામ-ક્રોધ, અહં-આસક્તિ આદિ દોષો પ્રવેશી ન જાય તેવી જાગૃતિ. અને (૩) **તત્પરતા** કહેતાં જે વેગથી ગંગા સાગરને મળે છે તે રીતે હાથમાં લીધેલા કાર્યને સિદ્ધ કરવાની ત્વરા-સાવધાની. હરિકૃપાથી આ ત્રણેય ગુણો ગંગાશંકરમાં સહજતયા રહ્યા છે.

**આ રીતે યોગીરાજ ગોપાળાનંદ સ્વામી જેમના સદ્‌ગુણોનું પ્રમાણ કરતા હોય તે તેમની દૃઢ નિષ્ઠા અને સમજણ સાથેની દાસત્વભક્તિનું ફળ છે.** કેમ જે, દાસપણામાં અનેક સદ્‌ગુણો, શક્તિ-સામર્થી અને ખુદ સર્વાત્મા શ્રીહરિ પણ સમાયેલા છે. આપણે પણ શ્રીહરિ અને મોટા સંતોને રાજી કરવા આવા સદ્‌ગુણો કેળવીએ...

**✻ ગંગાશંકર શાસ્ત્રીને અલૌકિક દર્શન :**

આ જ અરસામાં ગંગાશંકરના કેટલાક સંબંધીઓને જાણ થઈ કે, તેમણે ત્યાગીની દીક્ષા લીધી છે. તેથી તેઓ તેમને ઘેર પાછા લઈ જવા માટે વડતાલ આવ્યા હતા. તેમને જોઈને ગંગાશંકરને થયું કે, 'હવે જરૂર ઉપાધિ થશે અને ઘેર જવું પડશે.' તેથી તેમણે સદ્.ગોપાળાનંદ સ્વામીને કહ્યું, 'આ સંબંધીઓ કદાચ ઉપાધિ કરશે, માટે મને આપ અહીંથી બીજે સ્થાને મોકલી દ્યો.' ગોપાળાનંદ સ્વામી તેમના તીવ્ર વૈરાગ્યની



પરાકાષ્ઠા જાણતા હતા. તેથી સ્વામીએ સભામાં સંબંધીઓની હાજરીમાં તેમને વાતો કરવાનું કહ્યું.

ગુરુઆજ્ઞાથી ગંગાશંકરે સભામાં કેટલીક વૈરાગ્યસભર વાતો કરી. તે સાંભળી ગોપાળાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી અને રઘુવીરજી મહારાજ પણ પ્રસન્ન થયા. પછી જ્યારે સભા પૂરી થઈ ત્યારે સાધુઓનાં દર્શન કરવા ગયા. સર્વ સાધુને પગે લાગી પછી જૂનાગઢના સાધુ મેડે ઊતર્યા હતા ત્યાં દર્શને ગયા. તે સમે ગુણાતીતાનંદ સ્વામીને પગે લાગી ત્યાં ઘડીક બેઠા. ત્યારે સ્વામીએ પૂછ્યું કે, 'તમે બ્રહ્મચારી થશો ?' ત્યારે ગંગાશંકર શાસ્ત્રીએ કહ્યું કે, 'હું હજી ભણું છું. નાનપણથી જ મારા લગ્ન થઈ ગયા છે.' તે સાંભળી સ્વામી બોલ્યા કે, **'જ્યારે તમોને કામ પડે ત્યારે શ્રીહરિને અને ગોપાળાનંદ સ્વામીને સંભારજો, તે તમારી રક્ષા કરશે.'** આ શબ્દો તેમના અંતરમાં આરપાર ઊતરી ગયા. તેવા તે વિશ્વાસુ અને સંતપ્રેમી હતા.

પછી ગંગાશંકર શાસ્ત્રી કહે, 'ઠીક, સ્વામી !' પછી બે દિવસ સંબંધીઓ રોકાયા. ત્રીજે દિવસે ગંગાશંકરને તેડીને તેમના સંબંધીઓ તેમને પોતાને ઘેર ત્રણોલ પાછા લઈ ગયા. ત્યાં એક દિવસ રાત્રિએ અગિયાર વાગે સત્સંગનો લાભ લઈ ગંગાશંકર પોતાના ઘર તરફ આવતા હતા. ત્યાં લૂંટારાઓ સામા મળ્યા. ગંગાશંકર શાસ્ત્રી તેઓને ઓળખી ગયા હતા. તેથી તેમણે શાસ્ત્રીને કહ્યું કે, 'જો કોઈને વાત કરી તો બંદૂક દાબતા આટલી જ વાર છે.' તેથી ભય પામી વિચારમાં પડી ગયા ત્યાં ગુણાતીતાનંદ સ્વામીના શબ્દો સાંભર્યા.

તેથી તરત જ શ્રીહરિ અને ગોપાળાનંદ સ્વામીને યાદ કર્યા એટલે **ક્ષણભરમાં શ્રીહરિ સાથે સ્વામી ત્યાં દિવ્યરૂપે પ્રગટ થયા. અને અમૃતમય દૃષ્ટિથી ગંગાશંકર શાસ્ત્રી સામું જોયું. લૂંટારાઓને શ્રીહરિ કાળરૂપે દેખાયા, તેથી તેઓ ભય પામી ભાગી ગયા.** શ્રીહરિ અને સ્વામીની

અચિંત્યાનંદ સ્વામી તથા તેમની મદદ કરનારા શાસ્ત્રી માધવદાસજી સ્વામી, બ્રહ્મચારી હરિપ્રસાદાનંદ સ્વામી, લહિયા પરમસુખદાસજી સ્વામી વગેરે મહાપુરુષોની પૂજા કરી.

**હરિલીલાકલ્પતરુ નામે, ભક્તિશાસ્ત્ર રચ્યું એ જ કામે;**
**તેમાં ધર્મ એકાંતિક તણું, પ્રતિપાદન કીધું છે ઘણું.**
**પોતે વરતિયા એ જ પ્રમાણે, સર્વ સંત ને હરિજન જાણે;**

સંપ્રદાયના ધર્મશાસ્ત્ર સત્સંગિજીવનમાં જ્યાં જ્યાં પ્રસંગવિસ્તાર હોય ત્યાં આ ગ્રંથમાં તે પ્રસંગ સંક્ષિપ્તથી વર્ણવી વિસ્તાર માટે સત્સંગિજીવનનું અનુસંધાન ટાંકવાનો ઉલ્લેખ છે. તે જ રીતે સત્સંગિજીવન ગ્રંથમાં જે પ્રસંગો સંક્ષેપમાં હોય તે પ્રસંગો આ ગ્રંથમાં વિસ્તારથી રજૂ કરેલ છે. તદુપરાંત નિત્યાનંદમુનિકૃત શ્રીહરિદિગ્વિજય ગ્રંથમાં પણ અમુક પ્રસંગ વિસ્તારથી લખેલા છે. તેનું અનુસંધાન પણ આ ગ્રંથમાં ટાંકવામાં આવેલ છે. અને એ ગ્રંથોમાં જે ન હોય તે સિદ્ધાંતિક વાતો અને ચરિત્રો આ ગ્રંથમાં વિસ્તારથી છે. આમ, આ ત્રણેય ગ્રંથો એકમેકના પૂરક છે; તે આ ગ્રંથની વિશેષતા છે.

વિશેષમાં બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ આ મહાન ગ્રંથની રચના કરી છતાં પણ તેનો સમગ્ર યશ તેમણે આચાર્યશ્રી રઘુવીરજી મહારાજને આપેલો અને તે આચાર્યશ્રીના નામે જ પ્રસિદ્ધ કરેલો. આ બાબત બ્રહ્મચારી અચિંત્યાનંદજીનું નિર્માનીપણું અને ગુરુભક્તિ દર્શાવે છે. તેઓના આ ગુરુભક્તિના ગુણને લીધે જ તેઓ દ્વારા શ્રીહરિએ અનેક સત્કાર્યો કરાવ્યાં છે.

*** શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ પર ટીકા અને કથાની વિગત :**

પછી તે સમયે રઘુવીરજી મહારાજે પાંડે ભગવત્પ્રસાદજીને યોગ્ય વિદ્વાન પાસે તેના પર ટીકા કરાવવાની આજ્ઞા કરી. તે મુજબ પંડિત ભોળાનાથ ભટ્ટ, મહા વિદ્વાન શાસ્ત્રી માધવદાસજી સ્વામી અને



હરિલીલાકલ્પતરુ ગ્રંથના લેખક અચિંત્યાનંદ બ્રહ્મચારી વગેરે મહાપુરુષોએ મળી ભગવત્પ્રસાદજી મહારાજના નામે શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ ઉપર રસબોધિની નામની ટીકા લખી. આ ટીકા સં.૧૯૨૩ શ્રાવણ વદ-૮, જન્માષ્ટમીના દિવસે વડતાલધામમાં પૂર્ણ થઈ હતી.

**વર્ષાઋતુ સારી સુહાવી, તેમાં ગોકળ અષ્ટમી આવી;**
**હરિલીલાકલ્પતરુ કેરી, ટીકા પુરી થઈ તે ભલેરી.**
**તેનો ઉત્સવ ઉત્તમ કીધો, પોતે ટીકા કરી જશ લીધો;**
**શુકાનંદમુનિ આદિક જન, થયા વાંચીને પરમ પ્રસન્ન.**

વળી, પંડિત ભોળાનાથ ભટ્ટે અમુક અધ્યાયો ઉપર વિશેષ પ્રકાશ પાથરવા માટે 'અધિરોહિણી' તથા 'હરિરહસ્યસાર' નામની સુંદર ટીકા પણ લખેલી છે. આ ગ્રંથ લખાયા પછી વડતાલમાં જ અનેકવાર આ ગ્રંથની કથા થયેલી છે. એકવાર મેંગણીનરેશ માનભા વડતાલ આવ્યા.

**તે પછી તે વડતાલમાં, આવી વશ્યા ઘણા દિન વાસ;**
**હરિલીલા કલ્પતરુ તણી, કથા સુણી શુકાનંદ પાસ.**
**સુવર્ત મુનિના મુખ થકી, નૃપ પ્રતાપસિંહે જેમ;**
**સત્સંગિજીવનની કથા, સુણી કલ્પતરુની તેમ.**
**શ્રીમદ્ભાગવત સાંભળ્યું, શુક મુખે પરીક્ષિતે જેમ;**
**મેંગણી પતિએ શુક મુખે, કથા કલ્પતરુ સુણી તેમ.**

આ રીતે સૌ પ્રથમ શુકમુનિએ આ ગ્રંથની કથા કરી હતી. વળી, ભગવત્પ્રસાદજી મહારાજ અને વિહારીલાલજી મહારાજના સમયમાં પણ વડતાલ વગેરે ધામોમાં આ ગ્રંથની અનેકવાર કથા થયેલી છે.

**એક અવસરે શ્રીવડતાલે, સમૈયો થયો કાર્તિક કાલે;**
**દેશોદેશથી આવિયા સંત, સત્સંગીઓ આવ્યા અનંત.**
**સભા સારી ભરાઈ સવારે, હરિલીલા કલ્પતરુ ત્યારે;**
**કથા થઈ તેની ભલીભાત, આવી બામણોલી તણી વાત.**

**રુડી રાયણે હીંડોળો કીધો, તખા ભક્તે ભલો લાવ લીધો;**
**હેતે ત્યાં શ્રીહરિને ઝુલાવ્યા, દેવ ઈન્દ્રાદિ દર્શને આવ્યા.**
**ઘણાં ઐશ્વર્ય હરિયે દેખાડ્યાં, અતિ અચરજ સૌને પમાડ્યાં;**
**કથામાં એવી સાંભળી વાણી, મહિમા મોટો તેહનો જાણી.**

આમ, અચિંત્યાનંદ બ્રહ્મચારીકૃત આ ગ્રંથની તેમની હયાતીમાં જ અનેકવાર કથા થયેલી છે. ભગવત્પ્રસાદજી મહારાજે સં.૧૯૨૫માં ધોલેરાધામમાં હરિલીલાકલ્પતરુ ગ્રંથની કથા કરાવી તે નિમિત્તે મોટો મહોત્સવ કર્યો હતો. આ કથાના વક્તા મૂર્ધન્ય વિદ્વાન ભોળાનાથ ભટ્ટ હતા. આ ઉત્સવની શ્રીધરાનંદ સ્વામી, વાસુદેવચરણદાસજી સ્વામી અને ગોપાળદાસજી સ્વામી, આ ત્રણેય સંતોએ તમામ વ્યવસ્થા કરી હતી. ભોજનાલયની તમામ જવાબદારી બ્રહ્મચારી પતિતપાવાનાનંદજી અને હરિપ્રસાદાનંદજીએ સંભાળી હતી. આ સમયે હજારો વિપ્રો અને સંતો-ભક્તોનો ભીડો થયો હતો. **આ રીતે હરિલીલાકલ્પતરુ મહોત્સવ યોજી ભગવત્પ્રસાદજી મહારાજે આ ગ્રંથનું ગૌરવ વધાર્યું હતું.**

આચાર્ય શ્રીવિહારીલાલજી મહારાજના કાળ સુધીમાં વડતાલ, ગઢપુર, ધોલેરા, જૂનાગઢ વગેરે ધામોમાં અનેકવાર આ ગ્રંથની કથા થયેલી છે. માયાતીતાનંદ સ્વામીએ મહાન પંડિતવર્ય શ્રીકૃષ્ણવલ્લભાચાર્ય પાસે એક મહિનો ખંભાતમાં આ ગ્રંથની કથા કરાવી હતી. અને જૂનાગઢના સભામંડપમાં તો હજી સુધી દર ચાતુર્માસમાં આ ગ્રંથની કથા નિત્ય થાય છે.

વડોદરાના વિદ્યાભાસ્કર, વિદ્યાવાચસ્પતિ, ધર્મશાસ્ત્ર રત્ન, વ્યાકરણ શાસ્ત્રી અને 'શાંકર મત'ના પ્રકાંડ પંડિત શ્રીમણિશંકર વસંતરાય ઉપાધ્યાય 'શ્રીહરિલીલાકલ્પતરુ' ગ્રંથના નિવેદનમાં એવું જણાવે છે કે, 'જેને શાસ્ત્રો પુરુષોત્તમ કે પરબ્રહ્મ કહે છે, તેને શ્રીજીમહારાજે પોતાના મતમાં મૂળપુરુષ કહ્યા છે. વળી, બ્રહ્મચારી



અચિંત્યાનંદજીની મહત્તા કેટલી હદે સમજવી, તેનું માપ હું કાઢી શકતો નથી; તો બ્રહ્મચારી મહારાજના ઈષ્ટદેવ શ્રીજીમહારાજ, શ્રીસહજાનંદજી ભગવાનનો મહિમા કેટલો અગાધ, અમાપ અને અનવધિકાતિશય હોય ! તે તો માત્ર કલ્પનાતીત જ રહે છે.' આ રીતે મોટા મોટા પંડિતોનું પણ બ્રહ્મચારી મહારાજના ગ્રંથોને વાંચીને દિલ ડોલી જાય છે. એવી અદ્‌ભુત ગ્રંથરચના કરવાનો યશ શ્રીહરિએ તેમને આપ્યો છે.

**❋ મોટા સંતોના મતે શ્રીહરિલીલાકલ્પતરુ :**

એકવાર ગુણાતીતાનંદ સ્વામી સભામાં વિધાત્રાનંદ સ્વામીવાળી પત્રી કહેતાં તેમણે રચેલ પુરુષોત્તમ નિરૂપણ ગ્રંથ વંચાવીને બોલ્યા જે, 'આ વાત યથાર્થ જાણ્યા પછી કાંઈ કરવું બાકી રહે નહીં. આ પત્રી ઉપર અચિંત્યાનંદ બ્રહ્મચારી પાસે ગ્રંથ આખો કરાવ્યો છે, તેમાં મહિમા સમજવાની સંપૂર્ણ વાત આવી ગઈ છે. અહો..! હમણાં ઘણી પ્રાપ્તિ છે ! પણ કહ્યા વિના સમજાય નહીં.'

વળી, શ્રીજીમહારાજને સર્વોપરિ પુરુષોત્તમ સમજવા. તે હમણાં અચિંત્યાનંદ બ્રહ્મચારી પાસે અમે ગ્રંથ કરાવ્યો તેમાં સંપૂર્ણ પુરુષોત્તમપણું નિરૂપણ થયું છે. અને એક જણે રામકથા વાંચી, પણ એનો તો સૌને નિશ્ચય છે જ; પણ આ પ્રગટ પુરુષોત્તમનો નિશ્ચય કરવો એ વાત કઠણ છે.

જ્યારે સત્સંગિજીવન ગ્રંથ રચાતો હતો તેમાં ઉપાસનાનો પ્રસંગ નિસર્યો તે ઉપર એકવાર શ્રીજીમહારાજે નિત્યાનંદ સ્વામીને ઉદ્દેશીને રાજી થઈને કહ્યું હતું કે, 'હે સ્વામી ! શ્રીકૃષ્ણ ભગવાને દર્શન દીધાં છે ત્યાં ત્યાં ચર્તુભુજ એટલે વૈકુંઠનાથરૂપે દર્શન દીધાં છે અને ભાગવતમાં પણ તેમને વૈકુંઠનાથ લખ્યા છે, પણ ગોલોકધામના પતિ છે, તેમ લખ્યા નથી; તોપણ શ્રીકૃષ્ણ ગોલોકધામના પતિ હતા, તો આપણે સર્વે ગોલોકધામના પતિ કહીએ છીએ. પુરાણોની વાત તો તેમાં ને તેમાં રહી. અને પોતે

ગોલોકના પતિ હતા તો તેમ જ પ્રસિદ્ધ થયા છે. **તેમ જ સ્વામી અમને પણ સત્સંગિજીવનમાં કૃષ્ણ જેવા લખ્યા છે તે ગ્રંથમાં જ રહેવાનું છે. અને અમે એ સર્વેથી પર અક્ષરધામના પતિ, સર્વે અવતારોનું કારણ પુરુષોત્તમનારાયણ જેવા છીએ તેવા જ સત્સંગમાં પ્રસિદ્ધ થાશું.'** એમ મહારાજે કહ્યું હતું તે વાત સહુ જાણે છે.

અને જે આવો મહારાજનો અભિપ્રાય અને રહસ્ય જાણતા નથી તે પ્રથા પ્રથા કૂટે છે. માટે **આપણે તો શ્રીજીમહારાજ જેવા છે તેવા કહ્યા હોય એવું મહિમાવાળું શાસ્ત્ર મુખ્ય રાખવું. તે વેદરસ અને જૂના વચનામૃતોના ખરડાઓમાં બહુ પુરુષોત્તમપણું નિરૂપણ કર્યું છે. તેથી જ મહારાજના સ્વરૂપની આગળ પુષ્ટિ થાશે.** અને ગુણાતીતાનંદ સ્વામી કહે, 'જ્યારે અમે સત્સંગિજીવન સાંભળ્યો ત્યારે અમને વિચાર થયો જે આ ગ્રંથમાં મહારાજનું સર્વોપરિપણું આવ્યું નહીં. પછી રઘુવીરજી મહારાજ તથા અમે મળીને શ્રીહરિની પ્રેરણાથી બ્રહ્મચારી અચિંત્યાનંદજી પાસે શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ કરાવ્યો છે. એ ગ્રંથ તૈયાર થયો ત્યારે શ્રીહરિ, અમે અને આખો સત્સંગ ઘણું રાજી થયા. અને આ ગ્રંથ મહિમાવાળો છે. માટે એક દિવસ તે મુખ્ય ગણાશે.

આચાર્યશ્રી લક્ષ્મીપ્રસાદજી મહારાજે **"સ્તોત્રરત્નસિંધુ"** માં જે સ્તોત્રોનો સંગ્રહ કરેલ છે તેમાના ઘણાંખરાં સ્તોત્રો આ ગ્રંથનાં જ છે. તદુપરાંત **"ધર્મરત્નાકર"** નામનો ગ્રંથ પણ આ ગ્રંથના સપ્તમ સ્કંધનો જ એક ભાગ છે. આમ, સર્વ રીતે જોતા સર્વ શાસ્ત્રોના સારરૂપ આ શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ સંપ્રદાયનો ખરેખર અદ્વિતીય ગ્રંથ બની રહ્યો છે. અને ભવિષ્યમાં વિશ્વનો અદ્વિતીય ગ્રંથ બને એવી ક્ષમતાવાળો છે.

### * બ્રહ્મચારીના વાણી-વિવેક અને નિર્દોષતા :

ગુણાતીતાનંદ સ્વામી કહેતા, "ગજા વિનાનું બોલવામાંથી દુઃખ થાય છે. અમરેલીનો એક ભણેલો બ્રહ્મચારી આવ્યો, તે બ્રહ્મચારી સામું ગીર્વાણ બોલવા મંડ્યો. પછી અચિંત્યાનંદજી બ્રહ્મચારીએ તેને સંસ્કૃતમાં પૂછ્યું જે, 'તમારે કયે ગામ રહેવું ?' ત્યારે તે કહે, 'અમરવલ્યાં.' તે અમરેલીને બદલે ગીર્વાણમાં અમરવેલ એવું ખોટું કર્યું. તેથી બ્રહ્મચારીએ તેમને પકડ્યો. પછી તે બ્રહ્મચારી ગાભરો થઈને ઊઠી નીકળ્યો. **આવડે નહિ ને બોલવા જાય તો એમ થાય. માટે અચિંત્યાનંદજી બ્રહ્મચારીની જેમ વિચારીને બોલવું તો ક્યારેય દુઃખ ન આવે."**

વળી સ્વામી કહેતા, **"જેને સાચા સંત મળ્યા છે તેને તો પૂરું થઈ રહ્યું; પણ તેમની આજ્ઞા પાળવી, અનુવૃત્તિમાં રહેવું અને મહિમા વિચારવો.'** તે કૃપાનંદ સ્વામી બાર મહિના શ્રીજીમહારાજની અંગત સેવામાં રહ્યા પણ વાંકમાં ન આવ્યા, એવા અનુવૃત્તિવાળા હતા. અને અચિંત્યાનંદ બ્રહ્મચારી પણ કોઈ દિવસ વાંકમાં આવ્યા નથી. તેમનું જીવન જ એવું હતું કે, કોઈ ભૂલ કાઢી જ શકે નહીં. સંપૂર્ણ નિર્દોષ અને સહુને મોટા માનનારા તથા સહુનું ભલું ઇચ્છનારા હતા. અને આવા મહાન હશે ત્યારે જ સ્વામિનારાયણ ભગવાને અનેક સદ્ગ્રંથો રચવાનો યશ તેમને આપ્યો હશે ને...!!"

### * ગુણાતીતાનંદ સ્વામી તથા બ્રહ્મચારીનો મીઠો સંવાદ :

એકવાર અચિંત્યાનંદ બ્રહ્મચારીએ સ્વામીને પૂછ્યું જે, 'વાતો કરે ત્યારે બ્રહ્માંડ ફાટે તેટલી કરે અને કોઈક વહેવાર માથે આવે ત્યારે ભગવદીયનો અવગુણ લે, એમ કેમ કરતા હશે ?' ત્યારે સ્વામી કહે, 'જ્ઞાન તો છે પણ તે ઉપરથી વાચ્યાર્થ જ્ઞાન છે. મનન-નિદિધ્યાસ કરીને જીવનમાં ઉતાર્યું નથી. તેથી એમ થાય છે.

એક જાણિયાકાકાને તેના ભત્રીજાએ કહ્યું જે, 'ગામમાં શાહુકારનો વીસ વરસનો છોકરો મરી ગયો.' ત્યારે કહે, 'હોય, મરણા-જરણાંરૂપ જ સંસાર છે ! ધન અને આયુષ્ય વીજળી જેવું ક્ષણિક છે ! માટે શોક ન કરવો.' વળતે દિવસે જાણિયાકાકાની દોઢ રૂપિયાની બકરી મરી

ગઈ. ત્યારે પોકે પોકે રોવા બેઠો. આમ, **જે જ્ઞાન બીજાને કહેવાનું હોય; તે પોતાને કામ આવે નહિ. પરંતુ જ્યારે જ્ઞાન અનુભવમાં આવે ત્યારે ક્યારેય કોઈનો અભાવ ન આવે અને સહુને બ્રહ્મરૂપે જોવે, દેહના ભાવ દેહમાં રાખે અને સહુને આત્મારૂપે જોવે તથા આત્મામાં બેઠેલા પરમાત્માને જોવે.** આ રીતે જ્યારે જ્ઞાનને સિદ્ધ કરે ત્યારે વાતો અને વહેવારમાં એકરૂપતા રહે છે.

*** ભણે એવા છે એને ભણાવતા નથી :**

વળી, એકવાર ગુણાતીતાનંદ સ્વામી વગેરે સંતો ભીંડોરાથી ગણોદ આવી રહ્યા હતા. રસ્તામાં બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ સ્વામીને કહ્યું, " સ્વામી ! તમે ભણે એવા છે એને કેમ ભણાવતા નથી ?"

સ્વામીએ કહ્યું, "બ્રહ્મચારી ! કોણ ભણે એવું છે ?"

બ્રહ્મચારીએ કહ્યું, " સ્વામી ! આ બાલમુકુંદદાસજી ખૂબ કુશાગ્ર બુદ્ધિવાળા છે અને ભણે એવા છે."

સ્વામી કહે, "બ્રહ્મચારી ! જેટલી જરૂર હતી, એટલું એણે ભણી લીધું. હવે જે ભણવા જેવું છે. એ તો અમે પોતે એને સાથે રાખીને ભણાવીએ છીએ."

"બ્રહ્મચારી ! સંસ્કૃતના ગ્રંથો તો ઘણા ભણશે અને ભણાવશે. પરંતુ ભણવા જેવી બ્રહ્મવિદ્યા કોણ ભણશે ? અને કોણ ભણાવશે ? અમારે તો અમારી સાથે હેત રાખે એને બ્રહ્મવિદ્યા ઘૂંટી ઘૂંટીને પાઈ દેવી છે. અને સત્પુરુષની આગળ નમ્રતા રાખે તથા વિશ્વાસ રાખે એવા પાત્ર બનાવવા છે. અને તમારા જેવા ગોપાળાનંદ સ્વામી વગેરે સંતોના કૃપાપાત્ર સારા તો કોઈક જ નીવડે છે, જે ગમે તેટલું ભણે-ભણાવે છતાં નમ્રતા, સરળતા અને આજ્ઞા-ઉપાસનામાં એક્કો હોય."

ત્યારે બ્રહ્મચારીએ હાથ જોડીને કહ્યું, " સ્વામી ! આપે ખરી વાત કરી. આ તો અમે શાસ્ત્રના જીવ એટલે કહ્યું, પરંતુ આપને સૂઝે એવું



બીજાને ન સૂઝે. આપ જે કરી રહ્યા છો, તે અતિ ઉત્તમ છે અને આ બાલમુકુંદદાસજીનું પાત્ર પણ એટલું જ શ્રેષ્ઠ છે."

સ્વામીએ કહ્યું, "**હા, બ્રહ્મચારી મહારાજ ! આ સાધુ બ્રહ્મવિદ્યાને ભણે એવા પણ છે અને હાર્યે પચાવે એવા પણ છે. ઘણા લોકો શાસ્ત્ર ભણે છે પણ શાસ્ત્ર પચતા નથી, એટલે માની અને અટંટ થઈ જાય છે અને અધૂરામાં પૂરું પુરુષોત્તમનારાયણને જેવા છે એવા સમજવામાં એને શાસ્ત્રોના શબ્દો જ આડા આવે છે.**

એ જ રીતે અમારી પાસે ઘણા રહે છે. બ્રહ્મવિદ્યા ભણે છે પણ એને બ્રહ્મવિદ્યા પચતી નથી. અધૂરો ઘડો છલકાઈ જાય છે અને વિવેક બા'રા વરતવા લાગે છે. પછી ભણનારાને વાંકે ભણાવનારા પણ વગોવાય અને તમને પણ ધર્મસંકટમાં મૂકે છે. એટલા માટે તો અમે ઘણાને અહંકારી જાણી આપણાથી દૂર કરી દીધા છે."

આટલું કહી વળી સ્વામી બોલ્યા, "બ્રહ્મચારી ! બ્રહ્મવિદ્યા તો સિંહણના દૂધ જેવી છે. સિંહણનું દૂધ શુદ્ધ સોળવલું સોનાનું પાત્ર હોય એમાં જ ટકી શકે, એમ આ બ્રહ્મવિદ્યા પણ તમારા જેવા ઉત્તમ પાત્રમાં જ ટકી શકે. બીજા પાત્રને તો તોડીને બા'ર નીકળી જાય. આ બ્રહ્મવિદ્યા તો જેવા તેવાને ગાંડા કરી નાખે એવી છે." સ્વામીએ આ રીતે બ્રહ્મચારીજી અને બાલમુકુંદ સ્વામી ઉપર પોતાના અંતરનો રાજીપો વરસાવ્યો.

આમ સંવાદ કરતા કરતા સ્વામી વગેરે લીલાખા પધાર્યા. ત્યાં ગણોદથી અભયસિંહ બાપુએ આવી પોતાને ગામ પધારવા સ્વામીને પ્રાર્થના કરી. વળી, એ જ સમયે જાળિયાવાળા ડોસા વાળંદે આવીને સ્વામીને પ્રાર્થના કરતા કહ્યું, 'ગુરુ મહારાજ ! મારા મેલીગામ પધારો.' તે સાંભળીને સ્વામીએ સાથે રહેલા સંતોને કહ્યું, 'તમે સવારે ગણોદ જઈને રસોઈ કરો, અમે બ્રહ્મચારીજી સાથે મેલીગામ જઈ આ ભગતને રાજી કરી ગણોદ આવશું.'

બીજે દિવસે સવારે સ્નાન-પૂજા વગેરે નિત્યકર્મ કરી લીલાખા ગામથી ચાલ્યા. રસ્તામાં એક ખેતર આવ્યું. ત્યાંથી ડોસા વાળંદ વગેરે ભક્તો ઘોડા માટે ઘાસ લાવ્યા. રસ્તાના કાંઠે એક લજામણીનો છોડ હતો, તેને જોઈને સ્વામીશ્રીએ અચિંત્યાનંદ બ્રહ્મચારીને પૂછ્યું, 'તમે હરિલીલાકલ્પતરુ વગેરે ગ્રંથો રચો છો, તેમાં લજામણીના છોડનું વર્ણન કરો છો, પરંતુ તેને ઓળખો ખરા ?'

ત્યારે બ્રહ્મચારી મહારાજ કહે, 'ના સ્વામી !' એટલે ગુણાતીતાનંદ સ્વામી કહે, 'આ છોડને અડો.' પછી સ્વામીએ બતાવેલા છોડના પાનને બ્રહ્મચારી અડ્યા. ત્યાં તો તરત જ બધાં પાંદડાં ગોટો વળી ગયાં. ત્યારે બ્રહ્મચારી કહે, 'આ લજામણીનો છોડ ખરો !'

પછી સ્વામી કહે, **'અક્ષરધામ તુલ્ય આ દિવ્ય સત્સંગ મળ્યો છે, પરંતુ જેને સંતો-ભક્તોનો અભાવ લેવાનો સ્વભાવ હોય તે આ સત્સંગમાં પણ કોઈક કાંઈક કહે ત્યાં આ લજામણીના છોડની જેમ ગોટો વળી જાય છે.'** ત્યારે બ્રહ્મચારી કહે, 'સાચું છે સ્વામી ! જ્યાં સુધી સંતો-ભક્તોનો અભાવ અને મનધાર્યું કરવાનો સ્વભાવ હોય ત્યાં સુધી ગમે તેવા મોટાના સંગે રહે છતાં તેની પ્રગતિ થતી નથી.' આમ વાતો કરતાં-કરતાં ભાદર નદી ઊતરી મેલીગામ ગયા. ત્યાં ડોસા વાળંદને રાજી કરી ગણોદ પધાર્યા.

**✻ ઉપાસના વિનાનું જ્ઞાન દુઃખરૂપ છે :**

એકવાર અચિંત્યાનંદ બ્રહ્મચારી, ગુણાતીતાનંદ સ્વામી વગેરે ભાયાવદર ગામ પધાર્યા હતા. 'મંદિરમાં સ્વામિનારાયણ ભગવાનના સંતો આવ્યા છે' એવું જાણીને તે ગામમાં એક પટેલ રવજી લાખાણી બ્રહ્મજ્ઞાની હતા તે મંદિરમાં આવ્યા. સંતો તથા બ્રહ્મચારી વગેરેને પગે લાગીને સભામાં સામે બેઠા. પછી બ્રહ્મચારી મહારાજને પ્રશ્ન પૂછ્યો, 'પચીસ તત્ત્વોનાં નામ શું છે ? અને તેનાં સ્વરૂપ શું છે ?' એટલે



અચિંત્યાનંદ બ્રહ્મચારીજી શરીરમાં રહેલાં ચોવીસ તત્ત્વો અને પચીસમો આત્મા તેનાં નામ આપી તેના સ્વરૂપને વિસ્તારથી સમજાવ્યા અને છવ્વીસમા સહુના કારણ પરમાત્મા છે તેનું સ્વરૂપ પણ સારી રીતે કહી બતાવ્યું. તે સાંભળી બ્રહ્મજ્ઞાની રવજી પટેલ રાજી થયા અને બ્રહ્મચારી મહારાજની ખૂબ જ પ્રસંશા કરી.

ત્યારે બ્રહ્મચારીએ કહ્યું, 'પટેલ ! મારા વખાણની જરૂર નથી. હજી આ તો આપણે ખડ કાઢીને ખેતર ચોખ્ખું કર્યું, પરંતુ પ્રગટ પુરુષોત્તમની ઉપાસનારૂપી વાવેતર કરવાનું બાકી છે. **જો પ્રગટ પ્રભુની ઉપાસના ન હોય તો બ્રહ્મજ્ઞાન બધું વ્યર્થ છે. પુરુષોત્તમની ઉપાસના વિના સાચું બ્રહ્મજ્ઞાન સિદ્ધ થતું નથી.** અને જ્યારે બ્રહ્મજ્ઞાન સિદ્ધ થાય ત્યારે ત્રણ દેહ, ત્રણ ગુણ અને ત્રણ અવસ્થાથી જુદું રહેતા આવડે, રાગ-દ્વેષથી પર રહેવાય, ભૂંડા દેશકાળમાં બુદ્ધિ ડગે નહિ અને સદા સુખિયા રહેવાય. અને જો આ સિદ્ધ ન કર્યું તો બ્રહ્મજ્ઞાન અહંપોષક બને અને અંતે દુઃખ દેનારું નીવડે.' આવી તેમની વાત સાંભળી રવજીભાઈને બ્રહ્મચારીનો ખૂબ જ ગુણ આવ્યો. આ રીતે બ્રહ્મચારી દ્વારા શ્રીહરિએ અનેક જીવોનું ભલું કર્યું હતું.

**✻ આનંદાનંદ સ્વામીની સાક્ષીએ :**

વિ.સં. ૧૯૧૪ની સાલ હતી. સદ્ગુરુ ગુણાતીતાનંદ સ્વામી વડતાલનો સમૈયો કરવા માટે સંતો-હરિભક્તોનો વિશાળ સંઘ લઈને વડતાલ પધાર્યા હતા.

અમદાવાદ અયોધ્યાપ્રસાદજી મહારાજની ઈચ્છા હતી કે, 'જૂનાગઢના જોગી મોટા મોટા સંતો અને હરિભક્તોને લઈને અમદાવાદ પધારે અને અમને કથા-વાર્તાનું સુખ આપે.'

અયોધ્યાપ્રસાદજી મહારાજના આગ્રહને માન આપીને સદ્. ગુણાતીતાનંદ સ્વામી વિદ્વત્તાની મૂર્તિ સમા સદ્.અચિંત્યાનંદ બ્રહ્મચારી

તથા શુકાનંદ સ્વામી, પવિત્રાનંદ સ્વામી વગેરે અનેક નંદસંતો તેમજ બોટાદના શિવલાલ શેઠ જેવા મોટા મોટા હરિભક્તોના સંઘ સાથે અમદાવાદ પધાર્યા. આચાર્યશ્રીએ ખૂબ ભાવથી સંઘનું સ્વાગત કર્યું. રોજ મંગળા અને શણગાર આરતીની વચ્ચે સભા થતી હતી.

કપડવંજના ભૂધરભાઈનો આગ્રહ હતો કે, "ગુણાતીતાનંદ સ્વામી કથા-વાર્તા કરે" એટલે એમણે ગુણાતીતાનંદ સ્વામી વાતો કરે એવો પ્રબંધ કર્યો. પછી ગુણાતીતાનંદ સ્વામીએ બાલમુકુંદદાસજી સ્વામી પાસે મધ્યનું નવમું વચનામૃત વંચાવી, એ વચનામૃતના અનુસંધાને શ્રીહરિના સર્વોપરિપણાની વાતો કરવા માંડી. સ્વામીના મુખેથી વાતો સાંભળતા આનંદાનંદ સ્વામી, મહાનુભાવાનંદ સ્વામી, વૃંદાવનદાસ સ્વામી, નિર્ગુણદાસ સ્વામી અને અયોધ્યાપ્રસાદજી મહારાજ એ સર્વને ભારે આનંદ આવતો હતો.

એક દિવસ ગુણાતીતાનંદ સ્વામીએ શ્રીહરિના સર્વોપરિપણાની ખૂબ વાતો કરી, એટલે અયોધ્યાપ્રસાદજી મહારાજના મનમાં થયું કે, "શું ખરેખર શ્રીજીમહારાજ આવા સર્વોપરિ છે ?" એમણે પોતાના મનની જિજ્ઞાસા સભામાં જ રજૂ કરી.

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, "મહારાજ ! મારી વાત કદાચ ન મનાય, પણ આ આનંદાનંદ સ્વામી તો રામાનંદ સ્વામી વખતના સંત છે. એણે મહારાજનો પ્રબળ પ્રતાપ નજરે અનુભવ્યો છે, માટે મારી વાતમાં એ સાક્ષી પૂરે, તો જ મારી વાત સાચી માનવી."

આનંદાનંદ સ્વામી હિંદુસ્તાની સંત હતા. એમણે નિખાલસપણે કહ્યું, **"अवधप्रसाद ! तुम तो अभी छोटे लडके जेसै हो, ये गुणातीत ठीक कह रहा है।"** સ્વામી આમ બોલ્યા ત્યાં આરતીનો ડંકો પડ્યો એટલે સભા સમાપ્ત થઈ.

વળી, બીજે દિવસે પણ સ્વામી શ્રીજીમહારાજના સર્વોપરિપણાની



બળભરી વાતો કરવા લાગ્યા. પણ આજે સ્વામી એક-એક વાતે આનંદાનંદ સ્વામીની સાક્ષી લેતા હતા.

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, **"आनंदानंद स्वामी ! सद्.रामानंद स्वामी का प्रताप देखकर इस सद्‌गुरु के चरण में ही आप कोटी द्वारकादि तीर्थ मानकर ठहरें।** ત્યાર પછી નીલકંઠ વર્ણીના તમને દર્શન થયાં ત્યારે તમને શું અનુભવ થયો હતો ?"

આનંદાનંદ સ્વામીએ કહ્યું, **"गुणातीत ! नीलकंठ तो नीलकंठ था। उसकी आंखोमें तो जादु था जादु ! उसने तो रामानंद स्वामी को भी वश कर लिया था। उनकी क्याँ बात कहूँ ?"**

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, "આનંદ સ્વામી ! તમને જમાતના બાવાઓને સાચવવાનો ભારે મહાવરો હતો. એટલે મહારાજે તમને બધા સાધુઓના ઉપરી બનાવ્યા. પરંતુ કેટલાય સાધુ તમારું માનતા નહોતા. એટલે તમે કંટાળી ગયા. તમે મહારાજને કહ્યું, "મહારાજ! આ કામ મારાથી નહિ થાય. તમે કહો તે બીજું બધું જ કરું, કહો તો ભાઈરામદાસજીની આજ્ઞામાં રહું પણ આ સાધુઓને સાચવવાની જવાબદારીમાંથી મને મુક્ત કરો. આમાં કેટલાંય મારું માનતા નથી અને મનફાવે એમ વર્તે છે. બોલો સ્વામી ! આ વાત સાચી ?"

આનંદાનંદ સ્વામીએ કહ્યું, **"हा, गुणातीत ! ये बात सही है।"**

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, "સ્વામી ! પછી મહારાજે તમને એ સાધુઓના પૂર્વજન્મના અસલ રૂપ દેખાડ્યા તો એમાં કોઈ કોઈ તો બ્રહ્માંડના અધિપતિ ઈશ્વરો હતા, કોઈ અવતારો હતા, કોઈ કોઈ અનેક જુદાં જુદાં ધામોમાંથી આવેલા મુક્ત હતા, કોઈ મહાજ્ઞાનીઓ હતા, કોઈ મહાન તપસ્વીઓ હતા, કોઈ મહાન યોગીઓ હતા એ બધા જ પૂર્વના ઋષિમુનિઓ મહારાજ પાસે સાધુ થઈને રહેતા હતા અને મહારાજનું સર્વોપરિભાવે ભજન કરતા હતા."

આ જોઈને તમને ભારે આશ્ચર્ય થયું અને તમે બોલ્યા, **“अरे ! महाराज ! ये तो बडे बडे देवो, ईश्वर और सिद्ध लोग है, ये मेरा कैसे माने ?”**

મહારાજે કહ્યું, “સ્વામી ! આ તો આ બધાના ઐશ્વર્ય અમે ઢાંકી રાખ્યા છે, એટલે સીધાં-સાદાં લાગે છે. આ લોકો તમારું ન માને, એમાં તમારે દુઃખી ન થાવું.” આટલું કહી સ્વામી બોલ્યા, “બોલો, આનંદાનંદ સ્વામી આ વાત સાચી ?”

આનંદ સ્વામી બોલ્યા, **“अरे ! गुणातीत ! वो बात भी सही है।”**

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, “સ્વામી ! પર્વતભાઈને મહારાજે ચોવીસેય અવતારોને પોતામાંથી પ્રગટ થતાં અને પોતામાં લીન થતાં દેખાડ્યા, એ વાત સાચી ?”

આનંદાનંદ સ્વામીએ કહ્યું, **“हा, गुणातीत वो बात भी सही है।”**

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું “ સ્વામી ! સ્વરૂપાનંદ સ્વામીએ ‘સ્વામિનારાયણ મહામંત્ર’થી જમપુરી ખાલી કરી અને અનેક નારકી જીવોનો ઉદ્ધાર કર્યો, એ વાત સાચી ?”

આનંદાનંદ સ્વામી બોલ્યા, **“अरे ! गुणातीत ! वो बात भी सही है।”**

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, “ સ્વામી ! મહારાજે સમાધિ પ્રકરણ દ્વારા જે જેના ઈષ્ટદેવ હતા, એના સાક્ષાત્ દર્શન કરાવ્યા અને એ બધા જ ઈષ્ટદેવોએ પ્રગટ ભગવાન સ્વામિનારાયણનો આશ્રય કરવાની વાત કરી હતી, એ વાત સાચી ?”

આનંદાનંદ સ્વામી બોલ્યા, **“गुणातीत ! वो बात भी सही है। अरे ! हिंदुओं तो ठीक, मुसलमान लोग भी समाधि में एक लाख**



**अेंसी हजार पैगंबर स्वामिनारायण की बंदगी करते हैं। ऐसा देखकरके भगवान स्वामिनारायण के आश्रित हो गये थे।”**

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, “ સ્વામી ! હૃદયના કામાદિક દોષ ટળવા મુશ્કેલ છે પરંતુ ભગવાન સ્વામિનારાયણે દૃષ્ટિમાત્રથી એ દોષોને હરિ લીધા અને સાધુઓના અંતર ગંગાજળ જેવા નિર્મળ કરી દીધાં. આ વાત સાચી ?” આનંદ સ્વામી બોલ્યા, **“अरे ! गुणातीत ! वो बात भी सही है। जबसे हम उनकी मूर्ति का ध्यान करते हैं, तबसे हमारे भीतर जगत का कोई घाट नहीं होता है। ईसका हम साक्षी है। अरे ! उनकी मूर्तिके ध्यानसे कई लोगो को निरावरण दृष्टि और निरावरण स्थिति प्राप्त हुई है। ऐसा ऐश्वर्य तो न कोई योगीमें मिलता है, न योगेश्वरोमें मिलता है, महाराज तो महाराज है।”**

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, “ સ્વામી ! ભાઈરામદાસજી ધામમાં જવાના થયા ત્યારે એમણે મહારાજની હાજરીમાં પરમહંસોની સભામાં કહ્યું હતું કે, **‘આ સ્વામિનારાયણ ભગવાન તો સર્વ અવતારના અવતારી અને સર્વોપરિ છે. તેમના જેવો કોઈ થયો નથી અને થશે પણ નહિ. એમાં હું જરાય ખોટું કહેતો હોવ તો મને બ્રહ્માંડ ભાંગ્યાનું પાપ.’** એ વાત સાચી ?”

આનંદાનંદ સ્વામીએ કહ્યું, **“अरे ! गुणातीत ! उस सभामें हम भी हाजीर थे। भाई रामदासजीने देह छोडनेसे पहेले महाराजकी पूजा की थी और सभीकी उपस्थितिमें उन्होंने ये बात कही थी।”**

ગુણાતીતાનંદ સ્વામી અને આનંદાનંદ સ્વામીનો આ દિવ્ય સંવાદ ગંગાના પ્રવાહની જેમ વહી રહ્યો હતો. અયોધ્યાપ્રસાદજી મહારાજ સહિત પૂરી સભા જાણે ભાવસમાધિમાં નિમગ્ન થઈ ગઈ હતી. અંતમાં ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, ‘આ ગોપાળાનંદ સ્વામીના મહાકૃપાપાત્ર અચિંત્યાનંદ બ્રહ્મચારી શ્રીહરિના આવા જ મહિમાએ

યુક્ત 'શ્રીહરિલીલાકલ્પતરુ' ગ્રંથ રચી રહ્યા છે.' તે સાંભળીને વૃદ્ધ આનંદાનંદ સ્વામી અતિ રાજી થયા અને બ્રહ્મચારીજીને રૂડાં આશીર્વાદ આપ્યા. સારા કાર્ય કરે તે સારા સંતો-ભક્તોને ખૂબ જ પ્રિય લાગે છે.

શ્રીહરિનો આવો સર્વોપરિ મહિમા સાંભળીને અવધપ્રસાદજી મહારાજની આંખોમાંથી હર્ષના આંસુ આવી ગયા. પછી આનંદાનંદ સ્વામીએ અવધપ્રસાદજી મહારાજને કહ્યું, **"महाराज ! ये गुणातीत तो गुणातीत है। इनकी बातें सुनते ही लोग ब्रह्मरूप हो जाते हैं । अरे ! देखो जैसे चमक का पहाड होता है और उसमें लोहा खींच जाता है, एसे ही ये गुणातीत के पीछे लोग खींच जाते हैं । अवधप्रसाद ! देखो तो सही ये शिवलाल शेठ, बोटाद का नगर शेठ है, लखेशरी शाहुकार है । उसको इस गुणातीतने क्या जादू कर दिया है, सब छोडकरके उसके पीछे पागल हो गया है ।"**

આનંદાનંદ સ્વામીની હિંદુસ્તાની લઢણની વિનોદભરી વાતો સાંભળીને સભા આનંદિત થઈ રહી હતી. આ સમયે ગુણાતીતાનંદ સ્વામી વગેરે સદ્ગુરુઓ અમદાવાદ ખાતે દસ દિવસ રોકાયા. અયોધ્યાપ્રસાદજી મહારાજ રોજ સાધુઓને રસોઈ આપતા હતા અને પોતે અબોટીયું પહેરી બ્રાહ્મણીયા વેશમાં સંતોને આગ્રહ કરી કરીને પીરસતા હતા અને જમાડીને તૃપ્ત કરતા હતા. **આ રીતે આચાર્યશ્રીએ ગુણાતીતાનંદસ્વામી વગેરે સંતો અને અચિંત્યાનંદજી બ્રહ્મચારીને ખૂબ જ રાજી કર્યા.** એ સમયે એકબીજાના સારા કાર્યો જોઈને આચાર્યશ્રી અને વડીલ સદ્ગુરુઓ પ્રસન્ન થતાં એવા તે દરિયાવ દિલના હતા. આપણે પણ એવા મોટમના બનીએ અને ભગવાનને રાજી કરીએ. આ સમયે સભાખંડમાં ઉપરોક્ત વાતો કહી તેવો બ્રહ્માનંદ લહેરાતો અને ભોજનખંડમાં પરસ્પર ભગવદ્મહિમાના શ્લોકો બોલી સામસામી સંતો દિવ્યાનંદ લૂંટતા હતા.



*** પંક્તિમાં શ્લોકસ્પર્ધાનો દિવ્યાનંદ :**

વિ.સં.૧૯૧૭માં અચિંત્યાનંદજી બ્રહ્મચારી વગેરે સંતમંડળ સાથે ફરીને ગુણાતીતાનંદસ્વામી અમદાવાદ આવ્યા. આ સમયે જે મોટા સંતો-ભક્તો હતા એ તો ખૂબ જ રાજી થયા. પરંતુ શાસ્ત્રાભ્યાસ અને વિદ્વવત્તાને કારણે જેમને અહંભાવ પ્રગટ્યો હતો એવા અમદાવાદના અમુક શાસ્ત્રી, પુરાણી સંતોને આ ન ગમ્યું. તેઓ પરસ્પર કટાક્ષમાં બોલવા લાગ્યા કે, 'જૂનાગઢમાં તો ગુણાતીતાનંદ સ્વામી નકરી વાતો કરે છે અને સેવા કરાવે છે. અભણ સાધુનું મોટું ટોળું ભેગું કર્યું છે. મોટી મોટી વાતો કરી અમુક ગ્રંથોને ખોટા ઠેરાવે છે.

ત્યારે એક સુજ્ઞ સંતે કહ્યું, 'સાધુરામ ! એવું ન હોય. કોઈક તો સારા વિદ્વાન હશે.' ત્યારે સંતોની ઉપેક્ષા કરવામાં જ આનંદ માણનાર એક સાધુ થોડા જોરથી બોલ્યા, 'ગઢડામાં પણ આપણા જેવા વિદ્વાન નથી, તો જૂનાગઢમાં તો હોય જ ક્યાંથી ? અને જો હોય તો આજે પંક્તિમાં તેના પારખા થશે. કેમ જે, જૂનાગઢી સાધુઓને આ ગુણાતીત સ્વામી નકરી વાતો કરે છે, કોઈ સદ્ગ્રંથોનો અભ્યાસ નથી. તેથી કોઈને સંસ્કૃતના શ્લોકો આવડતા નથી. પંક્તિમાં અમારી સામે શ્લોકો બોલે તો ખ્યાલ આવે કે કોણ વધું ભણ્યા છે ?'

આ વાત આચાર્યશ્રી સુધી પહોંચી. પછી બીજે દિવસે એવો પ્રબંધ કર્યો કે, 'સામસામે શ્લોકો બોલવાના અને જે હારે તેમણે સહુને જમાડવાના.' આ સમયે પંક્તિમાં એક બાજુ અમદાવાદ દેશના સંતો બેસતા બીજી બાજુ જૂનાગઢના સંતો બેસતા. સામાસામી શ્લોકોની રમઝટ બોલતી. આચાર્યશ્રી હાજર હોય અને ગુણાતીતાનંદસ્વામી જેવા મોટા સંતો પધાર્યા હોય તેથી ઘણા ભક્તો રસોઈ આપતા. અને તેઓ પણ સંતપંક્તિનાં દર્શન કરવા નિત્ય પધારતા.

અમદાવાદના અમુક વિદ્વાન સંતોના અહંવૃત્તિની વાત અચિંત્યાનંદ બ્રહ્મચારી અને ગુણાતીતાનંદસ્વામી સુધી પહોંચી હતી. તેથી બપોરે ૧૧:૦૦ વાગ્યે સંતો પંક્તિમાં બેઠા. એક બાજુ અમદાવાદ દેશના સંતો અને બીજી બાજુ જૂનાગઢ પ્રદેશના સંતો બેસી ગયા.

તે સમયે ગુણાતીતાનંદ સ્વામીએ અચિંત્યાનંદજી બ્રહ્મચારી પાસે ભણીગણીને તૈયાર થયેલા રઘુવીરચરણદાસજી, ધર્મપ્રસાદદાસજી અને નીલકંઠદાસજી વગેરે વિદ્વાન સંતોને કહ્યું, 'આજ એવા શ્લોક બોલો કે જેથી તમારી બ્રહ્મવિદ્યામાં આંહીના સંતોની સંસ્કૃત વિદ્યા સમાઈ જાય.

ઉપરોક્ત ત્રણેય સંતોને હજાર ઉપરાંત શ્લોકો કંઠસ્થ હતા. અને અચિંત્યાનંદજી બ્રહ્મચારીની વિદ્વત્તાનો જોટો જગતમાં તે સમયે કોઈ ન હતો. સ્વામીના કહેવા મુજબ પંક્તિમાં સામસામે શ્લોકોની રમઝટ બોલવા લાગી. બપોરના બે વાગ્યા પરંતુ કોઈ પીછેહઠ કરતા નહીં. તેથી અમદાવાદ દેશના વિદ્વાન સંતો અવાક્ બની ગયા. પછી સદ્.વાસુદેવાનંદ બ્રહ્મચારી અને અચિંત્યાનંદ બ્રહ્મચારી બંને અયોધ્યાપ્રસાદજી મહારાજ પાસે આવ્યા અને ઉપરોક્ત વાત કરતા કહ્યું, 'આજે વિદ્વાનો વાદે ચડ્યા છે.' તે સાંભળી બંને બ્રહ્મચારીઓ સાથે મહારાજશ્રી ભંડારમાં આવ્યા. સંતોએ તેમને પાટ ઢાળી આપી. બંને બ્રહ્મચારીઓ પણ યથાયોગ્ય આસન પર બેઠા. આચાર્યશ્રી સાથે શ્લોકસ્પર્ધાનો આનંદ માણવા લાગ્યા.

છેવટે અમદાવાદના સંતોની હાર થાય એવું જણાયું. તેથી જેમને શ્રીહરિએ આ તો વાસુદેવનારાયણનો અવતાર છે એમ કહી બિરદાવ્યા હતા અને પૂજા કરી હતી એવા વાસુદેવાનંદ બ્રહ્મચારી સામા આવ્યા. તેમની સામે હરિલીલાકલ્પતરુ જેવા સદ્ગ્રંથના રચયિતા અચિંત્યાનંદ બ્રહ્મચારી શ્લોક ઉપર શ્લોક બોલવા લાગ્યા. છેવટે વાસુદેવાનંદ બ્રહ્મચારી પાસે કંઠસ્થ શ્લોક ખૂટ્યાં, તેથી નવા શ્લોકો રચીને ગાવા



લાગ્યા. તેથી ગુણાતીતાનંદસ્વામીએ અચિંત્યાનંદ બ્રહ્મચારીને કહ્યું, 'તમે પણ સામે નૂતન શ્લોક ઉપાડો.' એટલે સરળતા અને મર્યાદાની મૂર્તિ સમા અચિંત્યાનંદજીએ કહ્યું, 'એ તો મારા ગુરુ છે. તેની સામે કેમ બોલાય ?' ત્યારે હસતા હસતા સ્વામી કહે, 'સંગ્રામમાં તો જે શૂરા હોય તે સામે આવે તેની સામે લડે. જેમ અર્જુનજી દ્રોણાચાર્યની સામે લડ્યા હતા, તેમ તમે પણ ઉપાડો.'

પછી સ્વામીશ્રી અને આચાર્યશ્રીની મરજી જોઈ અચિંત્યાનંદજી બ્રહ્મચારી પણ નવા શ્લોક રચીને ગાવા લાગ્યા. વાસુદેવાનંદજી બ્રહ્મચારી અનુષ્ટુપ કે ઉપજાતિમાં નવો શ્લોક બનાવીને બોલે તો તેમની સામે અચિંત્યાનંદ બ્રહ્મચારી શાર્દુલવિક્રીડિત કે સ્રગ્ધરાવૃતમાં છંદ લલકારે.

આ રીતે શ્લોકસ્પર્ધામાં સાંજના ચાર વાગ્યા. વાસુદેવાનંદ બ્રહ્મચારી વડીલ હતા, શ્રીહરિના દીક્ષિત હતા તેથી અચિંત્યાનંદજી બ્રહ્મચારી તેમના પ્રત્યે ગુરુભાવ રાખતા હતા. એટલે તેઓ નવો બનાવીને શ્લોક બોલે તો સામે અચિંત્યાનંદ સ્વામી કહે, 'ગુરુ ! હું એથી સરસ શ્લોક બોલું છું.' એમ કહી નૂતન રચના સાથે શ્લોકગાન કરે. આ રીતે આનંદકિલ્લોલમાં કોઈને સમયનું ભાન રહ્યું ન હતું.

છેવટે વાસુદેવાનંદ બ્રહ્મચારીએ કહ્યું, '**पुत्रात् शिष्याद् इच्छेत् पराजयः** માટે ચેલા ! તું જીત્યો.' ત્યારે અચિંત્યાનંદ બ્રહ્મચારી કહે, 'ના ગુરુમહારાજ ! તમે જીત્યા, હવે હું નહિ બોલું.' તે સાંભળી અયોધ્યાપ્રસાદજી મહારાજ કહે, 'બંને જીત્યા. હવે મારા તરફથી રસોઈ છે અને હું સહુને મુખમાં પ્રસાદ આપું છું.' એમ કહી આચાર્યશ્રીએ રાધારમણદેવની જય બોલાવી. ત્યારે સહુ સંતોએ સ્વામિનારાયણ ભગવાનની જય બોલાવી. સર્વત્ર જયજયકાર થયો. આચાર્યશ્રી અને મોટા સદ્ગુરુઓએ સહુને જમાડી, પ્રેમ વરસાવી તૃપ્ત કર્યા.

આ સ્પર્ધાથી અમુક સંતોના મનમાં ગેરસમજ હતી કે, 'જૂનાગઢી

સંતોને સંસ્કૃત સાહિત્યનું પૂરું જ્ઞાન નથી.' તે નીકળી ગઈ. **આ રીતે ગેરસમજણ દૂર થતાં પરસ્પર આત્મીયતા અને પ્રીતિની દઢતા થઈ. બંને પક્ષના સંતોને સમર્થ બ્રહ્મચારી અચિંત્યાનંદજીની પ્રતિભાની ઓળખાણ થઈ. સહુના અંતરમાં આવા કવીશ્વર હોવા છતાં તેમની સરળતા, નમ્રતા અને સેવાભાવના પ્રત્યે ગૌરવ અનુભવાયું.**

દસ દિવસ બાદ જ્યારે વિદાય લીધી. તે વખતે અયોધ્યાપ્રસાદજી મહારાજ અને અમદાવાદના પવિત્ર સંતોએ વિનયપૂર્વક સ્વામીને કહ્યું, "જોગી ! આ જ રીતે અવાર-નવાર અમદાવાદ પધારતા રહેજો અને જ્યારે આવો ત્યારે આ અચિંત્યાનંદ બ્રહ્મચારીને સાથે લાવજો. કથા-વાર્તાનો લાભ આપતા રહેજો.

આ રીતે અમદાવાદ કાલુપુર શ્રીસ્વામિનારાયણ મંદિરના પ્રાંગણમાં યોજાયેલ સદ્.શ્રીગુણાતીત સ્વામી અને સદ્.શ્રીઆનંદાનંદ સ્વામીનો સંવાદ તથા સદ્.શ્રીવાસુદેવાનંદ બ્રહ્મચારી અને સદ્.શ્રીઅચિંત્યાનંદ બ્રહ્મચારીની સ્પર્ધા સહુના અંતરમાં ચિરસ્મૃતિ તરીકે કંડારાય ગઈ. આપણે પણ આ પ્રસંગથી શ્રીજીમહારાજનો મહિમા, સાંપ્રદાયિક સાહિત્ય પ્રત્યેની જાગૃતિ અને પરસ્પર સંપ-સુહૃદભાવ કેળવવીએ અને આપણને મળેલા અમરવારસાનું ગૌરવ અનુભવીએ.

### * દુર્ગપુર માહાત્મ્ય ગ્રંથની રચના અને તેની વિશેષતા :

*ચોપાઈ :*

**વળી રઘુવીરજી મહારાજે, ગ્રંથ કીધો છે નિજજન કાજે;**
**દુર્ગપુરના માહાત્મ્યનો ગ્રંથ, તે છે પાવન મોક્ષનો પંથ.**

*(હરિલીલામૃત : ૧/૨/૩૭)*

રઘુવીરજી મહારાજે શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ લખવા માટે સાધુઓ પાસેથી તેમના અનુભવાત્મક ખરડાઓ માગેલા. અને તે માગી માગીને ભેળા કર્યા હતા. તે શ્રીહરિની લીલાના ખરડાઓ હરિલીલાકલ્પતરુ ગ્રંથ



રચવા માટે તેઓશ્રીએ અચિંત્યાનંદજી બ્રહ્મચારીને આપ્યા હતા. તેને આધારે હરિલીલાકલ્પતરુ ગ્રંથની રચના થઈ. પરંતુ એ ગ્રંથ બહુ મોટો થશે, આવું વિચારીને રઘુવીરજી મહારાજે રામાનંદ સ્વામીના દીક્ષિત સદ્.પરમચૈતન્યાનંદ સ્વામીએ લખેલા 'શ્રીજીમહારાજનાં ચરિત્રો' કહેતા ગઢપુરની લીલાના ખરડાઓ સાચવી રાખ્યા હતા. તે ખરડાઓ સં.૧૯૧૬ના કાર્તિકી સમૈયામાં મોટેરા સદ્‌ગુરુઓને મળીને રઘુવીરજી મહારાજે અચિંત્યાનંદ બ્રહ્મચારીને આપ્યા. અને કહ્યું, 'તમે જેમ હરિલીલાકલ્પતરુ ગ્રંથ રચ્યો હતો તેમ જ હવે આ ખરડાને આધારે બીજો 'દુર્ગપુર માહાત્મ્ય' નામનો અદ્‌ભુત ગ્રંથ રચો.

પછી સ્વામિનારાયણ ભગવાન, આચાર્યશ્રી અને સદ્‌ગુરુ સંતોને રાજી કરવા અચિંત્યાનંદ બ્રહ્મચારીએ વડતાલમાં રહ્યા થકા **સં.૧૯૧૬ કારતક સુદ પૂર્ણિમાના પવિત્ર દિવસે દુર્ગપુર માહાત્મ્ય ગ્રંથ રચવાનો પ્રારંભ કર્યો.** એક વર્ષમાં એ ગ્રંથ પૂર્ણ કર્યો. આ ગ્રંથના જૂના ખરડાઓની હસ્તપ્રતો પણ હાલ ઉપલબ્ધ છે. અને તે મૂળગ્રંથ ગાંધીનગર શ્રીસ્વામિનારાયણ ગુરુકુળ સેક્ટર-૨૩ દ્વારા શાસ્ત્રી શ્રીહરિપ્રકાશદાસજી સ્વામીએ પ્રકાશિત કરેલો છે. અને જૂના ખરડાઓ શ્રીસ્વામિનારાયણ મંદિર, કુંડળધામ દ્વારા 'શ્રીજીમહારાજનાં ચરિત્રો ઉર્ફે ગઢપુરની લીલા' એ નામથી પ્રકાશિત થયેલ છે.

આ ગ્રંથના મુખ્ય શ્રોતા દાદા ખાચરના નાના પુત્ર અમરા ખાચર છે. તેઓ અંબરીષ રાજા જેવા ગુણિયલ હતા. અને આ ગ્રંથના મુખ્ય ખરડાઓ પરમચૈતન્યાનંદ સ્વામીએ લખ્યા હતા તેથી મુખ્ય વક્તા પરમચૈતન્યાનંદ સ્વામીને રાખ્યા છે. આ દુર્ગપુર માહાત્મ્ય ગ્રંથના સહસંવાદમાં મુખ્ય વક્તા શુકાનંદ સ્વામી અને શ્રોતા ગણોદના દરબાર જુણાભાઈ છે.

આ ગ્રંથમાં દાદા ખાચરનો દરબાર, અક્ષરઓરડી તથા દરબારગઢમાં રહેલા તમામ ઓરડામાં અને ગઢપુરધામ સ્થિત ઉન્મત્તગંગા,

લક્ષ્મીવાડી, ભક્તિબાગ, રાધાવાવ, તેમ જ તે સમયે રહેલા ગઢપુરના હરજી ઠક્કર વગેરે ભક્તોને ઘેર જઈને શ્રીહરિએ જે જે લીલા-ચરિત્રો કર્યા તથા પ્રતાપ જણાવ્યો, સમાધિ કરાવી અને અનેક લોકોનો ઉદ્ધાર કર્યો વગેરેનું આબેહૂબ વર્ણન કર્યું છે. જે વાંચતા પ્રત્યક્ષ દર્શન થાય એવું સચોટ જણાય છે.

પ્રથમ દરબારગઢના દરેક ઓરડાની તથા અક્ષરઓરડી વગેરે સ્થળોની લીલા પરમચૈતન્યાનંદ સ્વામીએ અમરા ખાચરને સંભળાવી. આ કથા સાંભળીને અમરા ખાચરના મનમાં એમ સંકલ્પ થયો કે 'મારા ભાગનો દરબારગઢ, અક્ષરઓરડી વગેરે મારે સર્વાવતારી શ્રીહરિને સમર્પણ કરવું છે. તથા આ ઘરમાં અને દરબારગઢમાં રહેલી પ્રસાદીની તમામ વસ્તુઓ પણ દેવોને અર્પણ કરી માત્ર પહેર્યે કપડે મારે બહાર નીકળી જવું છે. પછી આ વાત તેણે શુકમુનિ વગેરે મોટા સંતોને તથા રઘુવીરજી મહારાજને કરી; તેથી આચાર્યશ્રી અને સંતો ખૂબ રાજી થયા.

પોતાના સંકલ્પ મુજબ દરબારગઢ વગેરે શ્રીજીમહારાજને સમર્પણ કર્યા અને તે બંને પતિપત્ની પહેર્યે કપડે ઘરમાંથી બહાર નીકળી ગયાં હતાં. તેમનો આ સમર્પણભાવ જોઈ તત્કાલીન મોટા સંતો ખૂબ રાજી થયા. પછી શ્રીહરિએ દાદા ખાચરના મામા ઘેલા ધાધલને બોટાદથી બોલાવ્યા, ત્યારે તેમને રહેવા જે જગ્યા આપી હતી તેમાંથી અમુક ભાગ અમરા ખાચરને આપ્યો. પછી તેઓ તે લીમડાવાળા વંડામાં નવાં ઘર બનાવીને રહ્યાં હતાં. આવો તેમનો સમર્પણભાવ જોઈને જ મોટા સંતોએ તથા રઘુવીરજી મહારાજે મુક્તરાજ અમરા ખાચર તથા પરમચૈતન્યાનંદ સ્વામીનો મુખ્ય સંવાદ રાખી 'દુર્ગપુર માહાત્મ્ય' ગ્રંથની રચના કરાવી છે.

આ ગ્રંથમાં કુલ ૧૬૫ અધ્યાય છે અને ૧૦,૧૫૦ શ્લોકો છે. ભગવાન શ્રીહરિની અનુભવાત્મક અપાર લીલાનું વર્ણન છે, અતિશય



મહિમા છે. તેને રઘુવીરજી મહારાજ તથા તેમની આજ્ઞાથી લખતા આ ગ્રંથના લેખક અચિંત્યાનંદ બ્રહ્મચારીએ જોયેલો છે, સાંભળેલો છે. એટલે **પોતાના ઈષ્ટદેવની સર્વોપરિતા વિશે કોઈ પણ સંદેહ કે શંકા લાવ્યા સિવાય નિર્ભયપણે આ ગ્રંથના શ્લોકે શ્લોકે ગ્રંથકારે શ્રીહરિની સર્વોપરિતા વર્ણવી છે. જે વાંચતા જ લેખકની અજોડ શ્રદ્ધા, અનુપમ શુદ્ધ સર્વોપરિ નિષ્ઠા તથા પોતાના ઈષ્ટદેવ શ્રીહરિની સર્વોપરિતાનું ભારોભાર દર્શન થાય છે.**

આ ગ્રંથના પ્રકાશક શાસ્ત્રી હરિપ્રકાશદાસજી સ્વામી કહે છે કે, 'આ ગ્રંથના ઘણા પ્રસંગો વાંચીને બિનઅનુભવી લોકોને એવું લાગે કે ગ્રંથકારે સર્વાવતારી શ્રીહરિના દાર્શનિક સિદ્ધાંતોની ઉપેક્ષા કરી છે, પરંતુ એવું નથી. એવા વિરોધાભાસ તો વેદવ્યાસકૃત અષ્ટાદશ પુરાણોમાં પણ જોઈ શકાય છે અને આ ગ્રંથ લખાવવાનો ગ્રંથકાર આચાર્ય રઘુવીરજી મહારાજનો મુખ્ય ઉદ્દેશ પોતાના ઈષ્ટદેવની સર્વોપરિતાનું વર્ણન કરવું એ જ છે. એટલે તેમણે મહિમાપૂર્ણ ભાષામાં વર્ણન કરાવ્યું છે. આ ગ્રંથમાં સંતોનો મહિમા પણ અનુપમ રીતે વર્ણવ્યો છે. આ બધું જ લેખકે પોતાની અનુભૂતિ અને અનુશ્રુતિને આધારે વર્ણન કર્યું છે. માટે આ શ્રીહરિનાં તમામ લીલાચરિત્રોનું તથા ઐશ્વર્યદર્શનનું શ્રવણ-મનન મુમુક્ષુઓને મોક્ષકારી છે; તેમાં કોઈ સંશય નથી.'

આ ગ્રંથનો શબ્દશઃ ગુજરાતી અનુવાદ ગઢપુરધામના મહાન વિદ્વાન શાસ્ત્રી શ્રીજ્ઞાનપ્રકાશદાસજીસ્વામી (સ્વા.ના.ગુરુકુળ-ગાંધીનગર) તેમણે કરેલો છે અને અતિ ઉત્સાહી તથા નીડર સંત પ.પૂ.શાસ્ત્રી શ્રીહરિપ્રકાશદાસજીસ્વામી (સ્વા.ના.ગુરુકુળ,ગાંધીનગર, સેક્ટર-૨૩) તેમણે તેનું પ્રકાશન કરેલું છે. આ બંને મહાપુરુષોના ગુરુજનો આ ગ્રંથ વારંવાર વંચાવતા અને તેઓશ્રીને આ ગ્રંથ બહુ પ્રિય હતા. એટલે તેમની પ્રેરણાથી જ તેઓએ આવા સદ્ગ્રંથોનું પ્રકાશન તથા અનુવાદ કર્યો છે.

આ ગ્રંથના લેખક અચિંત્યાનંદજી બ્રહ્મચારી, અનુવાદક શાસ્ત્રી જ્ઞાનપ્રકાશદાસજી સ્વામી અને પ્રકાશક શાસ્ત્રી હરિપ્રકાશદાસજી સ્વામી આ ત્રિપુટી મહાપુરુષોના આપણે ખૂબ જ ઋણી છીએ.

*** ભાવનગરમાં દિગ્વિજય :**

સં.૧૯૧૬ ફાગણ સુદ પાંચમના દિવસે બોટાદવાસી શિવલાલ શેઠના યજમાનપદે ગઢપુરમાં મોટો ઉત્સવ યોજાયો. જેમાં મોટીબાની ઈચ્છા મુજબ આચાર્યશ્રી રઘુવીરજી મહારાજે ગોપીનાથજી મહારાજની બાજુમાં આરાધ્ય ઈષ્ટદેવ શ્રીહરિકૃષ્ણ મહારાજની પ્રતિષ્ઠા કરી, સર્વત્ર જયજયકાર થયો. પછી થોડા દિવસોમાં જ ફાગણ વદ બીજે પરમહંસો સાથે આચાર્યશ્રી જૂનાગઢ પધાર્યા. ત્યાં પણ રાધારમણ દેવની બાજુમાં ધ્યેયસ્વરૂપ સર્વાવતારી શ્રીહરિકૃષ્ણ મહારાજની પ્રતિષ્ઠા કરી.

**જીર્ણગઢમાં કરી જયકાર, પછી ત્યાં થકી કીધો વિહાર;**
**ધામધૂમે જેવી રીતે આવ્યા, ધામધૂમથી તેમ સિધાવ્યા.**
**પાછા આવિયા શ્રીગઢપુરમાં, અતિ આનંદ પામીને ઉરમાં;**
**ભાવનગરના ભક્તે તેડાવ્યા, તેથી ભાવનગરમાં સિધાવ્યા.**
**દરબારે કર્યો સત્કાર, પૂરો અંતરમાં ધરી પ્યાર;**
**સત્સંગીઓએ કરી સેવા, મોટો લાભ અલૌકિક લેવા.**

ભાવનગર નરેશ વજેસિંહના દરબારમાં આચાર્યશ્રી, અચિંત્યાનંદ બ્રહ્મચારી અને ગુણાતીતાનંદ સ્વામી વગેરે સદ્‌ગુરુઓએ પધરામણી કરી. ત્રણ દિવસ ભાવનગરમાં રહ્યા. ભગવત્‌મહિમા અને સદ્‌ગુણોથી છલકતા આચાર્યશ્રી અને સંતોના વાણી-વર્તનથી પ્રજામાં સ્વામિનારાયણ સંપ્રદાયની ઘણી સારી છાપ પડી હતી.

બીજે દિવસે ભાવનગરની રાજસભામાં રાજકીય અમલદારોની હાજરીમાં પંડિતોએ શાસ્ત્રાર્થ યોજ્યો. તેમાં બ્રહ્મચારી શ્રીઅચિંત્યાનંદજીએ સ્વામિનારાયણ સંપ્રદાયના સર્વજીવહિતાવહ સિદ્ધાંતોનું પ્રતિપાદન કર્યું.



અને સનાતન ધર્મ સાથે સર્વધર્મ સમન્વયતાનું અનુપમ નિરૂપણ કર્યું. વળી કહ્યું, 'ઈશ્વરપ્રાપ્તિનો મહાયજ્ઞ બ્રહ્મચર્ય છે.' તેથી જ સ્વામિનારાયણ સંપ્રદાયમાં નિષ્કામધર્મનું સારી રીતે પ્રતિપાદન થયું છે.

ત્યારે ભાવનગરના રાજપંડિત કમલનયન શાસ્ત્રીએ સભામાં ઊભા થઈ બ્રહ્મચારીને પ્રશ્ન પૂછ્યો કે, ' સ્વામીજી ! તમે નિષ્કામવ્રતનું ઘણું સુંદર નિરૂપણ કર્યું, પરંતુ તેમાં મને શંકા થાય છે કે, પૂર્વે વિશ્વામિત્ર, પરાશર, સૌભરિ જેવા ઋષિમુનિઓ કેવળ વૃક્ષોનાં પર્ણો, પાણી કે પવનનું ભક્ષણ કરી દેહનિર્વાહ કરતા, છતાં તેમને નિષ્કામી વર્તમાનમાં વિક્ષેપ આવ્યા છે. જ્યારે તમારા સંપ્રદાયના સાધુપુરુષો મિષ્ટાન્ન જમે છે, છતાં નિષ્કામધર્મ કેવી રીતે પાળી શકે છે ? કેમ જે, તે તો સાગરમાં વિંધ્યાચળ પર્વત તાર્યા જેવું કઠિન છે.' એમ કહી શાસ્ત્રીએ પોતાની ઉપરોક્ત દલીલના સમર્થનમાં એક સુંદર શ્લોક કહી સંભળાવ્યો...

*શાર્દુલ* -

**विश्वामित्रपराशरप्रभृतयो वातांबुपर्णाशनाः ।**
**तेऽपि स्त्रीमुखपंकजं सुललितं दृष्ट्वैव मोहंगताः ॥**
**शाल्यन्नं सघृतं पयोदधियुतं मुञ्जन्ति ये मानवाः ।**
**तेषामिन्द्रियनिग्रहो यदि भवेद् विंध्यस्तरेत् सागरे ॥**

'માટે મારું એવું માનવું છે કે, આ કળિયુગમાં નિષ્કામવ્રત પાળવું ઘણું કઠણ છે.' આખી સભાએ પણ તેમાં સૂર પુરાવ્યો અને તે શંકાનું નિવારણ કરવા કહ્યું. તે સમયે બ્રહ્મચર્યની મૂર્તિ સમા સદ્.અચિંત્યાનંદ બ્રહ્મચારી ઊભા થયા. અને સભામાં ઉપસ્થિત વિદ્વાનોને ઉદ્દેશીને ઉત્તર આપતા કહ્યું, 'આપણે સહુ જાણીએ છીએ કે, લોખંડની સોય પાણીમાં ડૂબી જાય, પરંતુ તે સોય લાકડા સાથે ભરાવેલી હોય તો લાકડાના સહારે લોખંડની સોય પણ તરે છે; તેમ જ અમારા ઈષ્ટદેવ સર્વાવતારી શ્રીસ્વામિનારાયણ ભગવાનની નિષ્કામ ભક્તિ અને આજ્ઞા-ઉપાસનાના

બળે તથા નિષ્કામી સદ્ગુરુઓના સંબંધના જોરે નિષ્કામવ્રત પાળીને આ દુષ્કર ભવાબ્ધિને સહેજે તરી શકવા સમર્થ થયા છીએ.

બીજું, હે પંડિતો ! નિષ્કામ વ્રતને માત્ર ખોરાક સાથે જ સંબંધ નથી હોતો. જો ખોરાક સાથે જ સંબંધ હોય તો મદોન્મત્ત હાથી અને માંસભક્ષી સિંહ જેવા બળવાન પ્રાણીઓને વરસમાં એક જ વાર કામવૃત્તિ જાગૃત થાય છે. જ્યારે સૂકા અન્નકણ કે ધોળી કાંકરીથી પેટનો ખાડો પૂરતા કબૂતરાંઓને અનેક વાર કામવૃત્તિ જાગૃત થાય છે. આ બંનેમાં ભોજનની મહત્તા કેટલી છે ? તે વિચારો.' એમ કહી તેમના જવાબને સમર્થન આપતો સુંદર શ્લોક મધુર કંઠે સંભળાવ્યો,

*वसंततिलका :*

**सिंहो बली द्विरदशूकरमांसभोजी, वर्षेतथापि कुरुते रतिमेक वारम् ! ।**
**पारावतः खलु शिलाकणमात्रभोजी, कामी भवेदनुदिनं वद कोऽत्र हेतुः ।।**

અચિંત્યાનંદ બ્રહ્મચારીનો આવો તર્કસંગત સચોટ ઉત્તર સાંભળીને ભાવનગર નરેશની સભામાં ઉપસ્થિત કમલનયન શાસ્ત્રી તેમજ તમામ પંડિતોનો ગર્વ ગળી ગયો.

આવી રીતે તેમણે સર્વને પ્રશ્નોત્તરમાં પાછા પાડી દીધા. તે જોઈને ભાવનગરના મહારાજા વજેસિંહ બોલ્યા જે, 'ભાવનગરના પંડિતોની વિદ્યા ખાળામાં(દરિયામાં) ગઈ લાગે છે, તેથી પરાજય પામ્યા.'

આ પ્રસંગે ત્યાં ઉપસ્થિત સર્વ નાગરો પણ બોલવા લાગ્યા કે, **'જો આવા વિદ્વાન સંન્યાસી કોઈ અમારામાં હોય તો અમે તેમને સોનાની પાલખીમાં ફેરવીએ ! પણ શું કરીએ ? આ બ્રહ્મચારીજી મહારાજ સ્વામિનારાયણના છે !!'**

આ રીતે ભાવનગરમાં બ્રહ્મચારીએ પંડિતોનો પરાજય કર્યો તેથી સ્વામિનારાયણ ભગવાનનો જય જયકાર થયો. પછી મહારાજા વજેસિંહે



બ્રહ્મચારીની વિદ્વત્તાથી પ્રભાવિત થઈ મુક્તકંઠે તેમની પ્રશંસા કરી. આ પ્રસંગે હરિભક્તોએ ખૂબ સેવા-સત્સંગનો અલૌકિક લાભ લીધો.

પછી ત્યાંથી રઘુવીરજી મહારાજ અચિંત્યાનંદ બ્રહ્મચારીને સાથે લઈ વલ્લભીપુરથી ધોલેરા ગયા. ત્યાં દેવોનાં દર્શન કરી વડતાલ આવ્યા. ત્યાં ચૈત્રી સમૈયો કર્યો. ત્યાં બ્રહ્મચારીએ ભાવનગરમાં પંડિતોનો પરાજય કર્યો તે વાત સભામાં કહી; તેથી સહુ સંતો-ભક્તોને અતિશય આનંદ થયો.

જે રીતે ભાવનગરમાં વિજય કર્યો એ જ રીતે એક વખત જૂનાગઢમાં સદ્.ગુણાતીતાનંદ સ્વામીની આજ્ઞાથી બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ એક જ વિષય ઉપર કલાકો સુધી જ્ઞાનવાર્તા કરીને ત્યાંના નાગરોનાં મન જીતી લીધેલાં. તેથી જૂનાગઢના નાગરોએ પણ ભાવનગરના વિપ્રોની જેમ જ બ્રહ્મચારીની વિદ્વત્તાની ખૂબ પ્રશંસા કરેલી. જૂનાગઢના નાગરો દ્વારા બ્રહ્મચારીની આવી પ્રશસ્તિ સાંભળી ભાવનગરના નાગરો ફરી એકવાર વર્ણિરાજને ભાવનગર તેડી ગયા. અહીં વેદાંત ઉપર તેમનાં પ્રવચનો સાંભળી ત્યાંના શૈવ નાગરો મંત્રમુગ્ધ બની ગયા હતા. આમ, બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ પોતાની વિદ્વત્તા દ્વારા અનેક લોકોનાં મન જીતી લીધાં અને સ્વામિનારાયણ સંપ્રદાયની સુવાસ ફેલાવી હતી.

*** જૂનાગઢમાં કુરાનનાં રહસ્યો સમજાવ્યાં :**

એકવાર જૂનાગઢના નવાબ સાહેબના આમંત્રણથી અચિંત્યાનંદ બ્રહ્મચારીજી, ગુણાતીતાનંદ સ્વામી વગેરે સંતો તેમની કચેરીમાં પધરામણી માટે ગયા હતા. ત્યાં નવાબના આમંત્રણથી અનેક ફકીરો પણ આવ્યા હતા. બ્રહ્મચારી અચિંત્યાનંદજી કુરાનનું ઘણું જ્ઞાન ધરાવતા હતા.

આ વખતે જૂનાગઢના નવાબે સદ્.ગુણાતીતાનંદ સ્વામીને કુરાન વિષેના કેટલાક પ્રશ્નો પૂછ્યા. તે સમયે સ્વામીની બાજુમાં બેઠેલા બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ સ્વામીની આજ્ઞાથી પોતાની વિદ્વત્તા મુજબ કુરાનના કેટલાક કલમાઓ સંભળાવ્યા. અને નવાબના પ્રશ્નોનો સંતોષકારક ઉત્તર

આપ્યો. તેમજ સુફીની વાણી અને અલ્લાહો ઉપનિષદની ઋચાઓ બોલી રામ અને રહિમનું સામ્ય સમજાવ્યું.

તેમ જ બ્રહ્મચારીએ સહુને કુરાને શરીફની આયાતોને સમજાવતા કહ્યું કે, "કુરબાનીનો ખરો અર્થ તો ખુદાતાલા પર પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી દેવું અર્થાત્ પોતાની જાતનું સર્વસ્વ સમર્પણ કરવું તે છે. પરંતુ કોઈ જીવની હિંસા કરવી એવો અર્થ થતો નથી. ખુદાએ સહુનું આયુષ્ય નિર્મિત કર્યું છે તે મુજબ જ સહુ મરે છે. કોઈ ખુદાની મરજી વગર મરતું નથી; છતાં જે મનુષ્યની હિંસા કરે છે તે નરકમાં અપાર દુઃખ ભોગવે છે. અને જેમ ચાર પગવાળા જનાવર ભાર ઉઠાવવા માટે તથા બેસવા માટે બનાવ્યા છે. એમ જ ખુદાએ મનુષ્યને રોજી કમાવા માટે કર્યા છે. શેતાનની માફક તેને મારનારા ખુદાના ગુનેગાર ઠરે છે. કેમ જે, ખુદાતાલા પરવર દિગાર તો અતિ રહેમવાળા છે. તે કદી કોઈ જીવને હલાલ કરવાનું અર્થાત્ મારવાનું ફરમાવે જ નહીં."

આ રીતે ભરસભામાં બ્રહ્મચારીએ કુરાનના કલમાથી જ અહિંસાનું પ્રતિપાદન કર્યું. ત્યારે નવાબની સભામાં વિરાજમાન મૌલવીઓ અને નાના-મોટા સાંઈ, ફકીરો પણ મંત્રમુગ્ધ થઈ ગયા અને તેમના ચરણોમાં નમી પડ્યા. બ્રહ્મચારી અચિંત્યાનંદજીની આ પ્રમાણેની નમ્રતા સાથેની વિદ્વત્તાથી નવાબ ખૂબ જ પ્રસન્ન થયા અને તેમના મનમાં રહેલી ધર્મભેદરૂપી અજ્ઞાનતા દૂર થઈ. તેમજ સર્વત્ર ઈશ્વરનો વાસ છે એમ માનીને અહિંસાધર્મમાં વિશ્વાસ બેઠો. આમ, બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ મુસ્લિમ લોકોને પણ ધર્મોપદેશ દ્વારા સન્માર્ગે વાળેલા છે.

અચિંત્યાનંદ બ્રહ્મચારી કુરાનના જ્ઞાતા અને અઢારેય પુરાણના મહાન પ્રવક્તા હતા. વળી, મહાન્ નિષ્કામી અને પ્રતિભાસંપન્ન હતા. વાણી-વર્તનની એકતાવાળા હતા. વિદ્વત્તા સાથે નમ્રતાની મૂર્તિસમા હતા. તેથી જૂનાગઢ ગિરનારની તળેટીમાં રહેતા ફકીરો, મૌલવીઓ, સાધુ-



સંતો અને જૂનાગઢના વિદ્વાન નાગરો પણ તેમનાથી ખૂબ જ પ્રભાવિત હતા. અને સહુ મન મૂકીને પ્રશંસા કરતા કહેતા કે, **'જે સંપ્રદાયમાં આવા બ્રહ્મચારી મહારાજ છે, એ સંપ્રદાય અતિ ભાગ્યશાળી છે.'**

**※ નાગબાઈના નેસમાં :**

એક વખત અચિંત્યાનંદ બ્રહ્મચારી, બાલમુકુંદ સ્વામી વગેરે ૨૦ સંતોને સાથે લઈને ગુણાતીતાનંદ સ્વામી ઊના વિસ્તારમાં સત્સંગવિચરણ માટે પધાર્યા હતા. સ્વામી ઊનાથી કાંધી પધાર્યા અને કાંધીથી ભોજા ભગતના સમઢિયાળે પધાર્યા. સ્વામી પધાર્યા છે, એ સમાચાર સાંભળીને નાગબાઈના નેસથી આહિર ખીમાભાઈ વાઘ સ્વામીના દર્શને આવ્યા. ખીમા વાઘને દોઢસો જેટલી ભેંસો હતી. ઘી-દૂધનો મોટો વેપાર ચાલતો. મોટી ખેતી હોવાથી પોતાની જમીન બીજા ખેડૂતોને વાવેતર માટે આપતા. વ્યવહારે ખૂબ સુખી હતા.

આ ખીમાભાઈએ સ્વામીને પગે લાગીને વિનંતી કરી કે, " સ્વામી ! હે ગરુ ગુણાતીત ! તું ઘણા વખતે આ બાજુ આવ્યો છો, તો કીરપા કરીને મારા નેહમાં પધરામણી કર્ય." પ્રેમી ભક્ત ખીમાભાઈનો ભાવભર્યો તુંકારો સ્વામીને ખૂબ મીઠો લાગ્યો. સ્વામીને જૂનાગઢ જવાની ઉતાવળ હતી, તેથી કહ્યું, 'ખીમા ! બીજી વખતે આવશું ત્યારે જરૂર તમારી ઈચ્છા પૂરી કરીશું. અત્યારે જવા દે.'

ત્યારે પ્રેમી ખીમા ભક્તે કહ્યું, "મા-બાપ ! કાલ કોણે દીઠી છે ? હું કેટલા દા'ડાથી તારી રાહ જોઉં છું. આ વખતે તો અમારા ગરીબના નેહડાને પાવન કરવો જ પડશે. મા-બાપ ! ઝાઝો છેટો નથી." સ્વામી કહે, 'કેટલો દૂર છે ?' તે કહે, 'ખાલી પાંચ ગાઉ છે.'

ખીમા ભક્તનો ભાવ જોઈને સ્વામીએ કહ્યું, "સારું ભગત ! બપોરા કરો, આજનો દિવસ અહીં ભોજા ભગતને ત્યાં રોકાશું અને કાલ સવારે અમે તમારે ત્યાં આવવા નીકળીશું.'

સ્વામીની વાત સાંભળી ખીમા ભક્તના અંતરમાં અત્યંત આનંદ થયો. બપોરે ઠાકોર જમાડ્યા, સાંજે કથા-વાર્તા થઈ. બીજે દિ સવારે સ્વામી, અચિંત્યાનંદ બ્રહ્મચારી તથા સંઘના અમુક સંતોને સાથે લઈ નાગબાઈને નેહ પધાર્યા.

નેહડાના પાદરમાં વીઘા એકનો વડલો હતો. ખીમા વાઘે ઘટાદાર વડની છાયામાં ઘાસની પથારી કરી. એના ઉપર ઘોડાના પીઠ ઉપર પાથરવાની દળીઓ બિછાવી દીધી. સ્વામી તે આસન ઉપર બેઠા અને મહારાજના મહિમાની ખૂબ વાતો કરી.

ખીમા ભક્તે દૂધપાકની રસોઈ કરાવી. સ્વામી, સંતો તથા બ્રહ્મચારીઓ બધાને ખૂબ ભાવથી આગ્રહ કરી કરીને જમાડ્યા. નેહમાં ત્રણ દિવસ સુધી રોક્યા અને સ્વામીની તથા બ્રહ્મચારીની વાતો સાંભળી શ્રીહરિની ઉપાસનાની દૃઢતા કરી.

પછી જ્યારે સંઘ ચાલતો થયો ત્યારે ખીમા ભક્તે સ્વામી તથા સંઘના સર્વે સંતો-બ્રહ્મચારીઓની પૂજા કરી, ધોતિયાં ઓઢાડ્યાં અને સ્વામીના ચરણમાં અઢી હજાર રાળનો ઢગલો કરીને બોલ્યા, “લે, સ્વામી ! આ અઢી હજાર રાળ મારા તરફથી રાધારમણ દેવને ભેટ.”

ત્યારે સ્વામીએ કહ્યું, “અરે ! આટલા બધા રાળ કેમ મેલ્યા ?”

ખીમા ભક્તે કહ્યું, **“ સ્વામી ! તેં દીધા છે, તારા છે ને તને જ આપું છું. કેમ જે, આ વખતે તો તું ભગવાન જેવા બ્રહ્મચારીને સાથે લઈને પધાર્યો.”** એમ કહી બ્રહ્મચારી સાથે સ્વામીને દંડવત્ પ્રણામ કર્યા.

ખીમા ભક્તનો સમર્પણભાવ જોઈને સ્વામી તથા બ્રહ્મચારી ખૂબ જ રાજી થયા. પછી કાલસારી વગેરે ગામમાં થઈ પાછા જૂનાગઢ પધાર્યા.

આ રીતે નેહમાં રહેતા ભરવાડોને પણ અચિંત્યાનંદ બ્રહ્મચારીજીને જોઈને ખૂબ જ ભાવ થતો. એવા તે ગુણિયલ હતા.



**❊ મહાધ્યાનાભ્યાસ સ્તોત્રરચના :**

**અચિંત્યાનંદ આદિક વર્ણી, કહિયે જેની ઉત્તમ કર્ણી;**
**કોઈ આવે પ્રતિ પક્ષકાર, તેને જીતી કરે જેજેકાર.**

અચિંત્યાનંદ બ્રહ્મચારીએ અનેક વાર શાસ્ત્રાર્થોમાં પ્રતિપક્ષીનો પરાજય કર્યો હતો. અને સભા જીતી સત્સંગનો જયજયકાર કર્યો હતો. તેથી પ્રાયઃ આચાર્ય તેઓ જ્યાં સુધી ધરા પર રહ્યા ત્યાં સુધી સત્સંગ વિચરણ માટે નીકળે ત્યારે તેમને સાથે રાખતા. સંવત ૧૯૨૦માં જૂનાગઢમાં જન્માષ્ટમીનો સમૈયો કર્યો. પછી આચાર્ય શ્રીભગવત્પ્રસાદજી મહારાજ, અચિંત્યાનંદ બ્રહ્મચારી તથા સદ્.ગુણાતીતાનંદ સ્વામી વગેરે સત્સંગ વિચરણ કરતા જામનગર આવ્યા.

તેમની સવારી નીકળી. તેમાં આચાર્યશ્રી રથમાં બેઠા હતા. ગુણાતીતાનંદ સ્વામી અને અચિંત્યાનંદ બ્રહ્મચારીજી તાવદાનમાં બેઠા હતા. જામનગરના રાજમાર્ગ પર સવારી ચાલતી હતી. તે સમયે જામનગરની એક પ્રસિદ્ધ અપ્સરા અગાસીમાં ઊભી થકી સવારીને નિહાળતી હતી. તે તાવદાનને જોઈને બોલી કે, **‘આમાં બેઠેલા સાધુ બહુ ચમત્કારી છે. તેમના અંગોમાંથી સૂર્ય-ચંદ્ર જેવો શીતળ-શાંત પ્રકાશ નીકળે છે. આવા સાધુ બ્રહ્માંડમાં કોઈ નથી.’** આ વાત કચરાભાઈ કડીયાએ સાંભળી. પછી તેણે ઉતારે આવીને સ્વામીને તે વાત કહી. ત્યારે સ્વામી કહે, ‘માયાને કોઈએ જીતી ન હતી, પરંતુ આજ આપણે શ્રીહરિના પ્રતાપે જીતી છે. તેથી વેશ્યા જેવા દુરાચારી લોકોને પણ સત્સંગનો ગુણ આવે છે, દિવ્યતા દેખાય છે.’

આ રીતે થતો સત્સંગનો ઉત્કર્ષ ત્યાંના શાસ્ત્રીઓ ન ખમી શક્યા તે સમયે જામનગર છોટી કાશી કહેવાતું. ત્યાંના અમુક વિદ્વાનોને સ્વામિનારાયણ ભગવાન પ્રત્યે દ્વેષ હતો. આ વિદ્વાનોને ખબર પડી કે, સ્વામિનારાયણના આચાર્ય વિદ્વાન અચિંત્યાનંદજી બ્રહ્મચારી સાથે

આવ્યા છે. માટે તેમને ‘શાસ્ત્રાર્થમાં જીતવા’ એવું નક્કી કરી ત્યાંના મહા વિદ્વાન કેશવજી શાસ્ત્રી ઘણાક વિદ્યાર્થીઓને તૈયાર કર્યા.

બીજે દિવસે જામનગરના શાસ્ત્રીઓ સભામાં શાસ્ત્રાર્થ કરવા આવવાના છે તે વાત જાણી તેથી અચિંત્યાનંદ બ્રહ્મચારીજી સભામાં આવવા તૈયાર થયા. ત્યારે ગુણાતીતાનંદ સ્વામી કહે, “બ્રહ્મચારીજી ! આ સભામાં તો અનંત મુક્તોએ સહિત મહારાજ બીરાજે છે. માટે તમો મારી પાસે આ તકિયા પર બેસો. હમણા ગામમાંથી પંડિતો આવશે.” પછી થોડીવાર થઈ ત્યાં ગામમાંથી પંડિત-શાસ્ત્રીઓ સભામાં આવવા લાગ્યા. તે સમયે સ્વામીશ્રી તથા બ્રહ્મચારીને જોઈને શાસ્ત્રીઓને તેમાં એવો અલૌકિક પ્રતાપ જણાયો તેથી પૂછવા ધારેલા પ્રશ્નો જ ભૂલી ગયા.

પછી ગુણાતીતાનંદ સ્વામીએ તેમના અંતરમાં ચાલતા પ્રશ્નોના ઉત્તર અંતર્યામીપણે કરી દેખાડ્યા. પછી તેમને ઉદ્દેશીને સ્વામીએ એમ વાત કરી જે, ભગવાનના સ્વરૂપને જે નિરાકાર કહેનારા છે ને જાણનારા છે ને સત્શાસ્ત્રના અર્થને અવળા કરનારા છે, તે તો અનંત જન્મ સુધી ને અનંત કલ્પ સુધી કોઈ સ્થાનકને વિષે બાળો સાદ કરીને રોશે નહિ, ને સતયુગમાં લાખ વર્ષ સુધી ને ત્રેતાયુગમાં દસ હજાર વર્ષ સુધી ને દ્વાપરયુગમાં હજાર વર્ષ સુધી ને કળિયુગમાં સો વર્ષ સુધી એને ગર્ભમાંથી શસ્ત્રે કાપી કાપીને કાઢશે પણ બાળો સાદ કાઢીને રોશે નહિ, ને એમને એમ અનંત કલ્પ સુધી દુઃખને ભોગવશે, પણ સુખ તો નહિ જ થાય.’

એમ કહીને બોલ્યા જે, ‘સ્વામિનારાયણે આ પૃથ્વીને વિષે આવીને પાંચ પગ રોપ્યા છે, તેને ખોટા કરીને કોઈ જીવનું રૂડું નહીં થાય. તે પાંચ પગ તે શું ? તો નિષ્કામ, નિર્લોભ, નિઃસ્વાદ, નિઃસ્નેહ ને નિર્માન એ જે પાંચ પગ રોપ્યા, અને ગૃહસ્થ માટે દારૂ, માટી, ચોરી, વ્યભિચાર અને વટલવું નહિ-વટલાવવું નહિ. આ પંચવર્તમાનરૂપી પગ રોપ્યા છે.



તેને ફેરવવાને કોઈ સમર્થ નથી. જેમ રાવણની સભામાં અંગદે પગ રોપ્યો હતો તે કોઈથી ઊપડ્યો નહિ, તેમ અમે પણ પગ રોપ્યા છે તે કોઈથી ખોટા નહિ થાય.’

આ પ્રમાણે સ્વામીએ ભગવાનના સાકારપણાની વાતો કરી. અચિંત્યાનંદ બ્રહ્મચારીએ તેમાં સૂર પૂર્યો. **તે સમયે મૂર્તિમાન ચાર વેદ, ષટ્શાસ્ત્ર અને અઢાર પુરાણ શ્રીજીમહારાજની પૂજા કરતા હોય એવાં સહુને દર્શન થયાં. તથા અનંત દેવો, અનંત વિષ્ણુ, શિવ અને બ્રહ્માદિક દેવો તથા વિરાટાદિક ઈશ્વરો અને અવતારો શ્રીહરિની સેવામાં દેખાયા. વળી, તે સભાને વિશે બેઠેલા તમામ મનુષ્યોને પોતપોતાના ઈષ્ટદેવનાં દર્શન થયાં. અને દેવોએ જયનાદ સાથે ચંદન-પુષ્પનો વરસાદ કર્યો. તે જોઈ સર્વે મહાઆશ્ચર્ય પામ્યા અને સ્વામિનારાયણ ભગવાનને સર્વે અવતારના અવતારી જાણી ઘણા શાસ્ત્રીઓ સત્સંગી થયા.** જામનગરમાં શ્રીહરિનો વિજય થયો. સહુ સ્વામિનારાયણ ભગવાનનો જયજયકાર કરવા લાગ્યા. પાયાનો પથ્થર બની સેવા કરનારા અચિંત્યાનંદ બ્રહ્મચારીજીએ જાણ્યું કે આ બધો ગુણાતીતાનંદ સ્વામીનો પ્રતાપ છે. એવું જાણી તેમણે

**महाध्यानाभ्यासं विदधतमजस्रं भगवतः**
**पवित्रे संप्राप्तं स्थितिमतिवरैकांतिकवृषे ।।**
**सदानंदं सारं परमहरिवार्ताव्यसनिनं**
**गुणातीतानंदं मुनिवरमहं नौमि सततम् ।।**

**અર્થ :** અખંડ ભગવાનના ધ્યાનનો જોરદાર અભ્યાસ કરનારા, પવિત્ર તથા અતિશય શ્રેષ્ઠ એવા એકાંતિક ધર્મમાં દૃઢ સ્થિતિ પામેલા, સર્વોપરિ શ્રીહરિની વાતો કરવાના વ્યસનવાળા અને સદા આનંદમાં રહેનારા એવા શ્રેષ્ઠ મુનિવર શ્રીગુણાતીતાનંદ સ્વામીને હું નિરંતર નમસ્કાર કરું છું.

આ રીતે સ્વામીશ્રીના મહિમાનું ગાન કરતા સોળ શ્લોકાત્મક સ્તોત્રની રચના કરી, જે સત્સંગમાં પ્રસિદ્ધ છે. આ રીતે પ્રશંસાના પ્રસંગે પણ શ્રીહરિ અને મોટા સંતોને જ તમામ યશ આપવો અને પોતે અહંશૂન્ય રહેવું તે ઘણી ઝાઝી સમજણ માગી લે છે.

**✻ શ્રીહરિ અને સંતનો મહિમા :**

જ્યારે સંવત ૧૯૨૦માં જૂનાગઢમાં નવી ધર્મશાળા બની રહી હતી. તે સમયે અચિંત્યાનંદ બ્રહ્મચારી સાથે ગુણાતીતાનંદસ્વામી વેરાવળ બંદરે પધાર્યા. ત્યાં કપુરચંદ શેઠના વંડામાં ઉતારો કર્યો. પછી સમુદ્રમાં સ્નાન કરવા ગયા. સ્નાન કરી વેરાવળ બંદરે આવેલા લાકડાનું કાર્ય પતાવી બીજે દિવસે સ્વામીશ્રી તથા બ્રહ્મચારીજી વગેરે ગાડીમાં બેસીને ચાલ્યા. સૂર્યોદયનો સમય હતો, લાલ કિરણો મુખ ઉપર પડતા હતા. પછી બ્રહ્મચારીજીને વગેરે સંતોને ઉદ્દેશીને સ્વામી કહે, **'જુઓને સૂર્ય ઉગ્યો તો પચાસ જોજન પૃથ્વીમાંથી અંધારું ટળી ગયું. તેમ સર્વોપરિ શ્રીજી મહારાજ પ્રગટ થયા અને બ્રહ્મરૂપ થઈ પ્રગટ પરબ્રહ્મની ભક્તિ કરવાનું શીખવ્યું તો અનંતના અજ્ઞાનરૂપી અંધારા ટળી ગયા.'** ત્યારે એક ભક્તે પૂછ્યું જે, 'સ્વામી ! જેમ છે તેમ શ્રીજીમહારાજ અને આ સંતોનું જ્ઞાન થાય તેની કેવી સમજણ હોય ?' ત્યારે સ્વામી કહે, 'એ તો આ બ્રહ્મચારી જેવા મહા વિદ્વાન જાણે. માટે તેઓ શ્રુતિ બોલીને સહુને સમજાવશે.' ત્યારે બ્રહ્મચારીજી **'यो वेत्ति युगपत् सर्वं प्रत्यक्षेण सदा स्वतः'** એ શ્રુતિ બોલ્યા. પછી તેનો અર્થ કરતા કહ્યું કે, 'ભગવાન એકકળાવચ્છિન જાણે છે. કોને ? તો સર્વને. કહેતા જીવકોટી, દેવ કોટી, ઈશ્વરકોટી, પુરુષ કોટી અને બ્રહ્મકોટી એ સર્વેને પ્રત્યક્ષેણ કહેતા જેમ હથેળીમાં જળનું ટીપું દેખે તેમ ત્રણેય કાળમાં સ્વતઃ જ જાણે છે.

પછી સ્વામીએ કહ્યું, **'જેવા મહારાજ છે ને જેવા આ સાધુ છે તેવા જો જણાય તો તેને સમજવાનું ને કરવાનું કાંઈ રહે નહિ. અને**



**ભગવાન બધું જાણે છે તેમ જ મોટા સાધુ પણ બધું જાણે છે. એવી સમજણ હોય ત્યારે ભગવાનને ને મોટા સાધુને જાણ્યા કહેવાય.'**

ત્યારે વળી પૂછ્યું જે, 'આવી સમજણ હોય તો ભૂંડું આચરણ કેમ થાય ?' ત્યારે સ્વામી બોલ્યા જે, 'જેને આવી સમજણ હોય તેને તો ભૂંડો સંકલ્પ પણ ન થાય, તો આચરણ તો થાય જ કેમ ? અને જેને જેટલું ભૂંડું આચરણ થાય છે, તેટલું અજ્ઞાન છે ને જેટલું અજ્ઞાન છે તેટલો જ કુસંગ થાય છે.' આવી રીતે ભગવાન અને સંતોના મહિમાની વાતો કરતા કરતા સહુ જૂનાગઢ પધાર્યા. આવી વાતોથી જ ગ્રંથીઓ ભેદાય છે, સાચું સમજાય છે. પરંતુ અહંવૃત્તિ હોય ત્યાં સુધી સાચું ન સમજાય.

**કેન્સરની ગાંઠ મગના દાણા જેટલી જ હોય પરંતુ એ ફૂટે તો આખા શરીરમાં ઝેર વ્યાપી જાય અને માણસનું મોત થાય. તેમ જ્યાં સુધી આપણામાં કર્તાભાવ તથા અહં-મમત્વ કે રાગ-દ્વેષની ગાંઠ હોય ત્યાં સુધી શ્રીહરિ અને સંતોનો મહિમા યથાર્થ સમજાતો નથી** અને જો એ ગાંઠો વકરે અને કોઈનો અભાવ-અવગુણ આવે તો અનંત જન્મ લેવરાવે. માટે અહં-મમત્વ અને રાગ-દ્વેષથી પર થઈએ. ગુણોનું માન મૂકી અચિંત્યાનંદજી બ્રહ્મચારીની જેમ સારી વાતોનો સ્વીકાર કરીએ તો જ સદા આનંદમાં રહેવાય.

**✻ મહુવાના માલાજી મહેતાનો મોક્ષ :**

સંવત ૧૯૨૨માં ગુણાતીતાનંદ સ્વામી તથા બ્રહ્મચારી અચિંત્યાનંદજી મહુવાના વણિક જ્ઞાતીના આગેવાન માલા મહેતા બિમાર હતા તેમની ખબર કાઢવા ત્યાં પધાર્યા હતા. આ માલા મહેતા અને ખીમજી મહેતા બંને મહુવાના દશાશ્રીમાળી વણિક જ્ઞાતીના આગેવાન હતા. ભાવનગર નરેશે આ બંને ભાઈઓને મહુવા તથા રાજુલાનો કારભાર સોંપ્યો હતો. મહુવામાં જ્યારે સ્વામિનારાયણ ભગવાનના

મંદિરનો આરંભ થયો ત્યારે ત્યાંના મહાજનોએ ભેગા મળી મંદિર વિરોધ ઠરાવ કરેલો અને સર્વે નક્કી કર્યું હતું કે, 'આપણા ગામમાં સ્વામિનારાયણનું મંદિર ન થવા દેવું.' તે વખતે આ માલાભાઈ મહેતાએ મંદિરનો અને સંતોનો ખૂબ પક્ષ રાખ્યો હતો, આવા તે નિષ્ઠાવાન હતા. આ માલાભાઈ મહેતા ગુજરાતના ભૂતપૂર્વ નાણામંત્રી જશવંત મહેતાના વડવા હતા.

તેમની અંતિમ અવસ્થા હોવાથી સમર્થ સદ્.અચિંત્યાનંદ બ્રહ્મચારીને સાથે લઈ ગુણાતીતાનંદ સ્વામી મહુવા આવ્યા. સ્વામી તથા બ્રહ્મચારીજી તેમની સમીપે ખુરશી પર બેઠા. ત્યારે માલા મહેતાએ હાથ જોડી વિનંતી કરતા કહ્યું, 'હે સંતો ! કારભારી તરીકે રહ્યો ત્યારે મેં ઘણા પાપ કર્યા છે, મારાથી ઘણી ભૂલો થઈ છે; તે ક્ષમા કરજો.' ત્યારે સ્વામી કહે, 'મહેતાજી ! તમોએ સ્વામિનારાયણ ભગવાન, તેમના સંતો અને મંદિરનો પક્ષ રાખ્યો હતો. માટે તમારા પંચ મહાપાપ હશે તે પણ બળી ગયા. હવે તમો ચિંતા કરતા નહિ. સ્વામિનારાયણ ભગવાનને યાદ કરો. એ તમોને આ સમયે દર્શન આપી અક્ષરધામમાં તેડી જશે.' પછી અચિંત્યાનંદ બ્રહ્મચારી તેમની સમીપે **'जलदसुन्दरे वासनाहरे, दलितदूषणे धर्मभूषणे...'** આ અષ્ટક બોલ્યા તેથી માલાજી મહેતાના અંતરમાં શાંતિ થઈ. સ્વસ્થ થયા. ભગવાન અને સંતોની પૂજા કરી સહુને ધોતિયા ઓઢાડ્યા. એ સમયે સ્વામીશ્રીએ અને બ્રહ્મચારીજીએ રાજી થઈ રૂડાં આશીર્વાદ આપ્યા. સંતો ઉતારે પધાર્યા. ત્યાં તેઓ બોલ્યા, **'આ શ્રીજી મહારાજ, ગુણાતીતાનંદ સ્વામી, અચિંત્યાનંદજી બ્રહ્મચારી વગેરે સાથે મને તેડવા પધાર્યા છે. હું ધામમાં જાઉં છું.'** આમ કહી તેઓ અક્ષરવાસી થયા.

*** તમે તો વ્યાસ જેવા છો :**

તે જ દિવસે બપોરે ત્રણ વાગ્યે મહુવાના વિદ્વાન શિવશંકર



ભટ્ટ, મોના જોશી, મહેતા વિઠ્ઠલદાસ, જેઠાભાઈ, મણિશંકરભાઈ તથા તળાજાના શાસ્ત્રી જગજીવન ભટ્ટ વગેરે દસ-બાર જણા બ્રહ્મચારીજીને પ્રશ્ન પૂછવા આવ્યા. તે સમયે બ્રહ્મચારી મહારાજ સભામાં કથાવાર્તા કરતા હતા. બ્રહ્મચારીજીની અનુભવાત્મક હૃદયસ્પર્શી વાતો અને તેમની વિદ્વત્તાથી તેઓ અતિશય પ્રભાવિત થયા. તેમના અંતરની વાત જાણી બ્રહ્મચારીજીએ સામેથી કહ્યું, 'શિવશંકરભાઈ ! કાંઈ પ્રશ્ન પૂછવા હોય તો પૂછો.' ત્યારે તેઓ એક સાથે સહુ બોલ્યા, **'બ્રહ્મચારી મહારાજ ! તમે તો વ્યાસજી જેવા સમર્થ છો. તમારી વાત સાંભળતા અમારા અંતર બદલાઈ ગયા છે. તમોએ રચેલા શ્રીહરિલીલાકલ્પતરુ નામના ગ્રંથની અમે ખૂબ પ્રસંશા સાંભળી છે. માટે તેના થોડા શ્લોકો સંભળાવો.'**

પછી અચિંત્યાનંદજી બ્રહ્મચારીએ હરિલીલાકલ્પતરુ ગ્રંથના મહિમાપૂર્ણ શ્લોકો સંભળાવ્યા. સહુ રાજી થયા. પછી તે સભામાં રહેલા બ્રહ્મચારી અનંતાનંદજી, મહુવાના વિદ્વાન બ્રાહ્મણો તથા અન્ય સત્સંગીજનો બ્રહ્મચારી અચિંત્યાનંદજીની વિદ્વત્તા તથા કથાવાર્તાથી ખૂબ પ્રસન્ન થયા અને બ્રહ્મચારી અનંતાનંદજીએ સભામાં બ્રહ્મચારી અચિંત્યાનંદજીની વિદ્વતાની ખૂબ પ્રશંસા કરી. ત્યાર બાદ ચૈત્રી સમૈયો નજીક હોવાથી સંતો સાથે બ્રહ્મચારી વડતાલ પધાર્યા. ત્યાંથી વળતા વલ્લભીપુર થઈ બોટાદ આવ્યા. ત્યાંના નગરશેઠ ભગાદોશીને કથા-વાર્તાનું સુખ આપી જૂનાગઢ પધાર્યા.

*** જૂનાગઢના મહંત કર્યા :**

સંવત ૧૯૨૨ માગશર સુદ-૧૧ આચાર્ય શ્રીભગવત્પ્રસાદજી મહારાજ જૂનાગઢમાં આવ્યા. બે-પાંચ દિવસ રોકાયા. એક દિવસ ગુણાતીતાનંદસ્વામીએ કહ્યું, 'આચાર્યશ્રી ! હવે અમે વૃદ્ધ થયા છીએ. માટે મહંતાઈની ચાદર કોઈને ઓઢાડો તો સારું.'

**રવિ દેખી કમલ ફૂલે જેમ, સર્વ જન મન ફુલિયાં તેમ;**
**મહિમા મોટો મનમાં વિચારી, સૌએ સેવા સજી ઘણી સારી.**

**પછી બોલ્યા ગુણાતીતાનંદ, તમે સાંભળો વૃશકુળ ચંદ;**
**હવે વૃદ્ધ થયો અતિ હું છું, માટે હાથ જોડીને કહું છું.**
**આંહિ અન્ય મહંત ઠરાવો, કામ મંદિર કેરું ભળાવો;**
**એવું સાંભળી વૃશકુળરાય, લૈને સ્વામિ તણો અભિપ્રાય.**
**કર્યા મંદિરના અધિકારી, અચિંત્યાનંદજી બ્રહ્મચારી;**
**વિદ્વાન અને મતિમાન, તેને સર્વ પ્રકારનું જ્ઞાન.**
**એવા જાણીયા તે વર્ણિરાજ, સોંપ્યું ત્યાંના મહંતનું કાજ;**
**તેના હાથ તળે બેય સંત, અધિકારી કર્યા ગુણવંત.**
**રઘુવીરચરણદાસ એક, જાણે વિવિધ પ્રકાર વિવેક;**
**બીજા કેશવચરણ છે દાસ, તેની બુદ્ધિનો પરમ પ્રકાશ.**

આ રીતે સંવત ૧૯૨૨ માગસર સુદ-૧૧ના પવિત્ર દિવસે ગુણાતીતાનંદ સ્વામીના કહેવાથી ભગવત્પ્રસાદજીમહારાજે અચિંત્યાનંદજી બ્રહ્મચારીને જૂનાગઢ મંદિરના મહંત કર્યા હતા. તેમણે આ મહંતપદ અતિ ઉત્તમ રીતે શોભાવ્યું હતું. પરંતુ વહેવારથી સદા વિરક્ત અને ભગવાનમાં જ અખંડ આસક્ત રહેવાની રુચિવાળા બ્રહ્મચારી મહારાજે ઝાઝા સમય સુધી મહંતપદે રહી સેવા કરી ન હતી. અમુક સમય બાદ સહુનો આગ્રહ હોવા છતાં સ્વેચ્છાથી જ તેઓએ મહંતપદ છોડી દીધું હતું. પરંતુ તેઓ મહંતપદે હતા ત્યારે એક પ્રસંગ બનેલો તે આપણે જાણી લઈએ.

**❊ ભગવત્પ્રસાદ ઠપકો દેવા કેમ આવે છે ? :**

ગુણાતીતાનંદ સ્વામી કહેતા, “જ્યારથી રઘુવીરજી મહારાજે દેહત્યાગ કર્યો છે, તે દિવસથી દુઃખ ચડતું આવે છે.” સ્વામીના આ ઉદ્‌ગારો સત્સંગનો કાળ બદલાણો પછીના છે. શું દુઃખ આવતું ? તો ગુણાતીતાનંદ સ્વામી એકવાર સત્સંગીઓને સુખ આપવા ઉના પધાર્યા હતા. ત્યાં મંદિરની મેડી માથે સંપ્રદાયના મહાન વિદ્વાન મહંત



અચિંત્યાનંદ બ્રહ્મચારીએ સ્વામીને પૂછ્યું જે, “ભગવત્પ્રસાદ તમને ઠપકો દેવા સારુ આંહીં આવે છે તે એટલો બધો શું વાંક છે ?” ત્યારે સ્વામીએ તેમને કહ્યું, ‘બ્રહ્મચારી, કલ્પના કાં કરો, ધણીએ ધાર્યું હશે તેમ થાશે.’

પ્રસંગ એવો હતો કે, ગુણાતીતાનંદ સ્વામી દ્વારા હજારોને શ્રીજીમહારાજનો મહિમા સમજાતો. તેમનાથી સત્સંગનો ખૂબ વિકાસ થતો. તેથી સ્વામીની ઉન્નતિ સહન નહિ થવાથી તે સમયે ધર્મકુળમાં ગણાતા શ્રેષ્ઠ વિદ્વાન પાંડે કૃષ્ણપ્રસાદજી ગુણાતીતાનંદ સ્વામીને ઠપકો દેવાનું માથે લઈ આચાર્ય ભગવત્પ્રસાદજી મહારાજને સાથે લઈ ઉના જવા નીકળ્યા હતા. પરંતુ તેઓ ધોલેરા પહોંચ્યા ત્યાં કૃષ્ણપ્રસાદને શરીરમાં અતિશય તાવ આવ્યો. તેથી બોલાય કે ચલાય એવું ન રહ્યું. એટલે બે પાર્ષદો સાથે તેઓ ત્યાંથી જ પરત વડતાલ ગયા. અને માત્ર ભગવત્પ્રસાદજી ગઢપુર થઈ વાળાક દેશમાં ધાર ગામે પહોંચ્યા.

*ચોપાઈ :*

**ધાર ગામમાં જ્યારે સિધાવ્યા, વૃત્તાલયથી સમાચાર આવ્યા;**
**માઘ શુક્લ એકાદશી જેહ, તજ્યો કૃષ્ણપ્રસાદે સ્વદેહ.**

ત્યારે વડતાલથી સમાચાર આવ્યા કે, સં.૧૯૨૨ મહા સુદ એકાદશીને દિવસે કૃષ્ણપ્રસાદજી દેહ છોડીને શ્રીહરિ પાસે ગયા. તેનો મેલો ત્યાં ભગવત્પ્રસાદજીને મળ્યો. આ કૃષ્ણપ્રસાદજી વિહારીલાલજી મહરાજના પિતા હતા. તેઓ કાશીમાં ખૂબ ભણેલા હતા. પંડિતાઈના માનમાં તેઓ ઘણી વાર મોટા સંતની મર્યાદા ચૂકી જાતા હતા. એટલે શ્રીહરિએ તેમની આશા નિરાશામાં ફેરવી દીધી. અને આ સમાચાર મળતા ભગવત્પ્રસાદજી મહારાજને ધાર ગામથી પાછું વળવાનું થયું.

જ્યારે અચિંત્યાનંદ બ્રહ્મચારીએ પ્રશ્ન પૂછ્યો ત્યારે આ મેલો ઉનામાં ગુણાતીતાનંદ સ્વામીને પણ પત્ર દ્વારા મળ્યો. એટલે સ્વામી તે વાતને જાણી ગયા. તેથી બ્રહ્મચારીને કહ્યું જે, “અત્યારે તેને ખોલશોમા.” પછી

તેઓ નદીએ નાવા ગયા. ત્યારે ત્યાં સ્વામીએ કહ્યું જે, બ્રહ્મચારીજી ! હવે પત્ર વાંચો. ત્યારે સહુને ખબર પડી કે, ઠપકો દેવા આવનારને શ્રીહરિ ધામમાં તેડી ગયા છે. પછી સ્વામી લૂગડાં પહેરતાં પહેરતાં બોલ્યા જે -

**માનવ જાણે મેં કરું, કરતલ બીજો કોય;**
**આદર્યાં અધવચ રહે, હરિ કરે સો હોય.**

કૃષ્ણપ્રસાદજીની વાત ખોટી હતી. તેથી તેનાથી સ્વામી સુધી ન પહોંચાણું અને શ્રીજીમહારાજે જે ધાર્યું હતું તે થયું. આમ, બીજાનો ઉત્કર્ષ સહન ન થવાથી કેન્દ્ર સ્થાનેથી આવાં દુઃખ આવતાં હતાં. આવું રઘુવીરજી મહારાજના સમયમાં ન હતું. *(સંદર્ભ : ઉપદેશામૃત-૪૧૯)*

**∗ ગોંડલ નૂતન મંદિર નિર્માણમાં સેવા :**

ગોંડલ નરેશ સંગ્રામસિંહજી અને તેમનાં ધર્મપત્ની મોંઘીબાને સદ્. ગુણાતીતાનંદ સ્વામી પ્રત્યે અતિ સ્નેહ હતો અને તેઓશ્રી ઘણી વખત સ્વામીશ્રીને ગોંડલમાં પધરાવીને કથાવાર્તાનો લાભ લેતા. ઘણી વખત ગુણાતીતાનંદ સ્વામી બ્રહ્મચારી અચિંત્યાનંદજીને પણ કથાવાર્તા માટે ગોંડલ મોકલતા અને બ્રહ્મચારીશ્રી કથાવાર્તા દ્વારા સંગ્રામસિંહજી તથા અન્ય ભક્તોને સત્સંગ કરાવતા.

આ સંગ્રામસિંહજી અને તેમનાં પત્ની મોંઘીબા ઉપર રાજી થઈને સ.ગુ.ગુણાતીતાનંદ સ્વામીએ આશીર્વાદ આપેલો તેથી તેમને ત્યાં મહારાજા ભગવત્‌સિંહજીનો જન્મ થયેલો. સ્વામીના આશીર્વાદથી પુત્ર જન્મ થતા તે દંપતીએ પોતાના ખર્ચે ગોંડલમાં સુંદર મંદિર કરાવવા માટેનો શુભ સંકલ્પ ગુણાતીતાનંદ સ્વામી પાસે રજૂ કર્યો.

તે દંપતીની પ્રાર્થના સ્વીકારીને તેઓનો શુભ સંકલ્પ સિદ્ધ કરવા માટે સ્વામીએ મંદિર નિર્માણ માટે હા કહી. પછી એક દિવસ સ.ગુ. ગુણાતીતાનંદ સ્વામી પોતાની સાથે સંતમંડળ લઈને ગોંડલ ગયા અને ત્યાં તેમણે મંદિર કરવા માટેની જગ્યા તથા મંદિર કેવા



પ્રકારનું કરવું તે બાબત ત્યાંના રાજવી તથા સર્વે સંતો-હરિભક્તોને મળીને નક્કી કર્યું.

પછી ગુણાતીતાનંદ સ્વામી ઉતારે પધાર્યા. અને સાંજે ચાર વાગતાં ગોંડલનરેશ સંગ્રામસિંહજીની આજ્ઞાથી કારભારી મંડળે ઉતારે આવી સ્વામીને દરબારમાં પધારવાની પ્રાર્થના કરી, એટલે અચિંત્યાનંદજી બ્રહ્મચારી વગેરે સંતમંડળે સહિત સ્વામી ગાડીમાં બેસીને દરબારમાં પધાર્યા. ત્યાં મેડી ઉપર ગાદીતકિયા બિછાવીને તે ઉપર સ્વામીને પધરાવ્યા અને દરબાર સંગ્રામસિંહજીએ કેસર ચંદનાદિકથી સ્વામીની પૂજા કરી પુષ્પના હાર પહેરાવ્યા અને વસ્ત્ર ઓઢાડ્યાં.

પછી દરબારશ્રીએ સ્વામીની આગળ શિખરબંધ મંદિર કરી તેમાં મૂર્તિયું પધરાવવા વિનંતી કરી. ત્યારે સ્વામીએ તેમનું વિનયનું વચન સાંભળીને કહ્યું જે, "તમારી ઈચ્છા મુજબ મંદિર કરશું." એમ કહીને સૌને રાજી કર્યા. ત્યાર પછી દરબારે સ્વામીને પૂછ્યું જે, "અમારો જે રીતે મોક્ષ થાય તેવો ઉપાય કૃપા કરીને કહો." ત્યારે સ્વામીશ્રીએ તથા બ્રહ્મચારી મહારાજે મોક્ષસંબંધી બહુ વાતુ કરી; તેમાં મોક્ષ થવાનો મુખ્ય ઉપાય તો **સત્પુરુષના સમાગમે કરીને પ્રગટ શ્રી સ્વામિનારાયણનો મન, કર્મ, વચને આશરો કરવો એ જ મોક્ષ થવાનું પરમ કારણ છે,** એમ જણાવ્યું.

વિ.સં.૧૯૨૩ ની સાલમાં સ્વામી દર વર્ષની જેમ સંઘ લઈને ચૈત્રી સમેયો કરવાને માટે વડતાલ પધાર્યા. તે સમયે આચાર્યશ્રીને ગોંડલ નરેશના શુભ સંકલ્પની વાત કરી.

ભગવત્પ્રસાદજી મહારાજે શુકાનંદ સ્વામી, પવિત્રાનંદ સ્વામી, અદ્‌ભુતાનંદ સ્વામી, પુરુષાનંદ સ્વામી વગેરે સંતો તેમજ આગેવાન હરિભક્તોને એકઠા કરી ગોંડલ નરેશનો ગોંડલમાં મંદિર કરાવવાનો શુભ સંકલ્પ જણાવ્યો.

આ વાત સાંભળીને સંતો-હરિભક્તો અત્યંત રાજી થયા. આચાર્ય મહારાજે ગુણાતીતાનંદ સ્વામીને કહ્યું, " સ્વામી ! ગોંડલમાં મંદિર કરાવવાની આપ બધી જ વ્યવસ્થા કરો."

સ્વામીએ કહ્યું, "અમે તો હવે વૃદ્ધ થયા છીએ, મારા શરીરનો કોઈ નિરધાર નથી, એટલે આ કાર્યની જવાબદારી અન્ય કોઈ યોગ્ય વ્યક્તિને સોંપો એવું અમને લાગે છે."

ભગવત્પ્રસાદજી મહારાજે કહ્યું, " સ્વામી ! ગોંડલના મંદિરનું કાર્ય પૂર્ણ કરાવી શકે એવો કોણ છે ?" ત્યારે સ્વામીએ કહ્યું, "અમને લાગે છે કે આ કાર્ય બ્રહ્મચારી અચિંત્યાનંદજીની આગેવાની નીચે ધ્યાની સંત કૃષ્ણસેવાદાસજીને સોંપાય તો સારું, કારણ કે આ બન્ને રાજપરીવારથી ખૂબ જ પરીચિત છે. વળી ગોંડલના હરિભક્તોને પણ આ બન્નેમાં ખૂબ જ ભાવ છે." સહુ તે વાતમાં સહમત થયા. પછી સ્વામી વડતાલથી ગોંડલ પધાર્યા.

**✵ ગોંડલ મંદિર નિર્માણમાં અનેરું યોગદાન :**

પછી મંદિર નિર્માણના કાર્યની જવાબદારી સ્વામીએ પોતાની સાથે આવેલ સ.ગુ. બ્રહ્મચારી અચિંત્યાનંદજીની આગેવાની નીચે સ્વામી કૃષ્ણસેવાદાસજી વગેરે સંતોને સોંપી. ત્યાર બાદ ગુણાતીતાનંદ સ્વામી સં. ૧૯૨૩ના આસો સુદ તેરસના દિવસે ગોંડલથી જ અક્ષરધામમાં પધાર્યા.

સ્વામીની આજ્ઞા મુજબ બ્રહ્મચારી અચિંત્યાનંદજી અને અન્ય સંતોએ મળીને સંવત્ ૧૯૨૪ના મહા માસમાં ગોંડલ મંદિરનું ખાતમુહૂર્ત કર્યું. ત્યારબાદ મંદિર નિર્માણનું કાર્ય શરૂ થયું. જ્યારે મંદિર તૈયાર થવા આવ્યું ત્યારે ગોંડલ નરેશના બુદ્ધિમાન દીવાન માધવજીભાઈએ વડતાલ જઈ આચાર્યશ્રીને તેની વાત કરી. ત્યારે આચાર્યશ્રી અને સદ્ગુરુ સંતોએ કહ્યું, તમે ત્યાં જઈ સર્વે વસ્તુ, સામાન તૈયાર કરાવો. પ્રતિષ્ઠાનું મૂહુર્ત જોવરાવો. જ્યારે પ્રતિષ્ઠા સમય થશે ત્યારે અમે



વડતાલથી અનેક સંતોને સાથે લઈ ગોંડલ પધારશું.

પ્રતિષ્ઠા પર આવશું અમે, તેની ચિંતા ન રાખશો તમે;
વળી આગળથી એહ ઠામ, કહું મોકલશું તેનાં નામ.

વળી, અત્યારે મહાબુદ્ધિમાન બાલમુકુંદદાસજી સ્વામી, જૂનાગઢના કો.રઘુવીરચરણદાસજી સ્વામી, હરગોવિંદદાસજી સ્વામી વગેરે સંતોને મોકલીએ છીએ. તેઓ પ્રતિષ્ઠા ઉત્સવની તમામ પૂર્વતૈયારીઓ કરશે. આ રીતે દીવાન માધવજીભાઈ પ્રતિષ્ઠાનું નક્કી કરી સંતો સાથે ગોંડલ પધાર્યા.

આ મંડળધારી સંતો પણ ગોંડલ મંદિરના સેવા કાર્યમાં જોડાયા હતા. મંદિર નિર્માણ કાર્ય પૂર્ણ થતા સં. ૧૯૨૮ ના મહા સુદી તેરસના દિવસે આચાર્યશ્રી ભગવત્પ્રસાદજી મહારાજે ખૂબ ધામધૂમથી ગોંડલમાં મૂર્તિપ્રતિષ્ઠાવિધિ કરેલો. તે સમયે સભામાં આચાર્યશ્રીએ મંદિર નિર્માણમાં ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવીને મંદિરને નયનરમ્ય બનાવનાર બ્રહ્મચારી અચિંત્યાનંદજી મહારાજ અને સ્વામી કૃષ્ણસેવાદાસજી વગેરે સંત-વર્ણીની ખૂબ પ્રશંસા કરેલી. આમ, **બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ શાસ્ત્ર નિર્માણની જેમ મંદિર નિર્માણની બાબતમાં પણ અનેરું યોગદાન આપેલું છે. તેમજ ચૈતન્ય મંદિર સમાન અનેક સંતો-ભક્તો તૈયાર કર્યા અને સાહિત્ય મંદિરોનું નિમાર્ણ કર્યું તે તો યુગો સુધી સત્સંગ સમાજ યાદ કરતો રહેશે.**

**✵ બ્રહ્મચારીનું જિતેન્દ્રિયપણું :**

*શિખરણી :*

**અચિંત્યાનંદાખ્ય, પ્રવર વરણીના ગુણ કહું,**
**ભલા યોગાભ્યાસી, જગ થકી ઉદાસી દિલ બહુ,**
**સદાચારી સારી, મતિ સુહિતકારી સહુતણી,**
**મુખી વિદ્વાનોના, સકળ મુનિઓના શિરમણી.**

બ્રહ્મચારી અચિંત્યાનંદજી સદાચારી, સહુના હિતકારી, સુમતિવાળા, જગતથી ઉદાસી અને યોગાભ્યાસી મહાપુરુષ હતા. પરંતુ તેમને શીરો જમવામાં થોડોક સ્નેહ હતો. પોતે જૂનાગઢ મંદિરમાં રહેતા ત્યારે બાજુમાં નાગરવાડો હતો. નાગર વિપ્રો જમવાનું સારું બનાવે. ક્યારેક શીરો શેકે તેની સુગંધ આવે એટલે બ્રહ્મચારી મંદિરમાં ધ્યાન કરતા હોય તે તૂટે. પોતે યોગાભ્યાસી હતા, પરંતુ સ્વાદ પીડતો હતો.

એક દિવસ સ્વાદને કારણે ધ્યાન તૂટ્યું. તેથી અંતરમાં અકળામણ થઈ. મનમાં વિચાર્યું કે, 'સ્વાદ મારા જીવનને બરબાદ કરે છે. મૂર્તિમાં એકાકાર થયેલી મારી વૃત્તિઓને તોડે છે.' આમ વિચારી બાજુમાં ગૌશાળા હતી ત્યાં ગયા. અને ગાયનું છાણ લઈ ખાવા લાગ્યા. વળી કહેતા જાય કે, 'ખા મનકા... શેરો ખા...' પછી તો ઉલટી થવા લાગી અને મૂર્છા ખાઈ ઢળી પડ્યા, ત્યારે છાણ ખાવાનું બંધ કર્યું.

આવી મન-ઇન્દ્રિયો જીતવા માટેની શૂરવીરતા જોઈને શ્રીહરિએ સહાય કરી. તેથી બ્રહ્મચારીજીને સ્વાદ જીતાઈ ગયો. શૂરવીરથી જ આ કામ થાય. બીજા તો આખી જીંદગી સ્વાદથી પીડાય, હેરાન થાય, ઝગડા થાય છતાં સ્વાદ ન જીતાય. બ્રહ્મચારી જેવા હિંમતવાનને હરિવર સહાય કરે છે. બ્રહ્માનંદ સ્વામી કહે છે...

**હાજી ભલા શૂરા જગમાંહી સંત, મન બલવંત જીતે સોઈ શૂરા-ટેક**
**શૂરા જગમેં સંત હૈ, ઔર સબ લાજ મજૂર;**
**મનકો કૃત માને નહીં, તન ધન જાનત ધૂર...સોઈ૦ ૧**
**મન જીતે સો મર્દ હૈ, તજે નરદ સે નેહ;**
**પેરે જરદ અંગ પ્રેમકા, દેખે ગરદ સમ દેહ...સોઈ૦ ૨**
**એક હરિસે આસક્ત હૈ, નહીં જક્ત ઉરમાંય;**
**બ્રહ્માનંદ ગુરુવાયક પર, ટૂક ટૂક ઉડ જાય...સોઈ૦ ૪**



ઉપરોક્ત પદમાં કહ્યું તેવી શૂરવીરતા અને મન જીતવાની મર્દાનગી બ્રહ્મચારી મહારાજમાં હતી. તેથી જ તેમના શબ્દો સહુને અસર કરતા.

ગુણાતીતાનંદ સ્વામી કહેતા, 'તરવાર તો ખરી પણ ક્ષત્રિયના હાથમાં હોય તો રણમેદાનમાં અનેકના માથા વાઢે અને વાણિયાના હાથમાં હોય તો પડી જાય; એમ વચનો પણ બ્રહ્મવેત્તાનાં લાગે, પણ બીજાનાં લાગે નહીં.' બ્રહ્મચારી એવા બ્રહ્મવેત્તા હતા કે અનેક તર્ક-વિતર્કથી ભરેલા લોકો પણ તેમના વચન સાંભળી ભક્ત બની જતા.

**✻ ઉપલેટાના સવજી શાસ્ત્રીને સત્સંગ કરાવ્યો :**

ગામ ઉપલેટામાં સવજી શાસ્ત્રી રહેતા. તે ઘણા શાસ્ત્રો ભણેલા હતા. તેમણે ગોપાળાનંદ સ્વામીના તથા ગુણાતીતાનંદ સ્વામીના દર્શન કર્યા હતાં, સમાગમ પણ કર્યો હતો. પરંતુ બુદ્ધિપ્રધાન હોવાથી સત્સંગ થયો ન હતો. પછી તેણે બ્રહ્મચારી અચિંત્યાનંદજી પાસે વર્તમાન ધરાવેલાં અને મહારાજનો સર્વોપરિ નિશ્ચય થયો હતો. તે કેવી રીતે થયો ? તે વાત અતિ રસપ્રદ છે.

એકવાર અચિંત્યાનંદ બ્રહ્મચારી ઉપલેટા પધાર્યા. તેમની વાતો સાંભળવા બીજા ભક્તોની સાથે સવજી શાસ્ત્રી પણ આવ્યા. ઉપલેટામાં તેમનું બહુ માન હતું. લોકો તેમને સવજી મહારાજ કહીને બોલાવતા. બ્રહ્મચારીજી તેમને શ્રીજીમહારાજના લીલાચરિત્રની વાતો કરવા મંડ્યા. જે શ્રીજીમહારાજે અયોધ્યામાં રામપ્રતાપભાઈને વીસ મંદિરમાં વીસરૂપે દર્શન દીધાં, મલોને હરાવ્યા, વનમાં પિબેકનો પરાજય કર્યો, નવલખે પર્વતે પધાર્યા. અને નવ લાખ યોગીને નવ લાખરૂપે દર્શન આપ્યા ને તેમનો મોક્ષ કર્યો. માંગરોળમાં મેઘજી કંદોઈનો ગર્વ ઉતાર્યો તથા મહાતાંત્રિક મગ્નીરામ દેવીવાળાને સાધુ કર્યા. એભલ ખાચરને ચતુર્ભુજરૂપે દર્શન દીધા. એવા પ્રતાપની ઘણીક વાતો કરી.

પછી કહ્યું કે, 'સવજી મહારાજ ! આજ અક્ષરાધિપતિ પુરુષોત્તમ

નારાયણ અનંત જીવના આત્યંતિક કલ્યાણ કરવા પધાર્યા છે એમ જાણવું. તેનો અપાર મહિમા સમજવો તે ગ.પ્ર.૭૧ના વચનામૃતમાં શ્રીજીમહારાજે કહ્યું છે કે, પુરુષોત્તમ નારાયણ અક્ષરધામ, મુક્તો અને અનંત ઐશ્વર્ય સહિત પધાર્યા છે એમ પોતાને સમજવું ને બીજા આગળ વાત કરવી. વળી, સ્વામિનારાયણ ભગવાનને બીજા અવતાર જેવા ન જાણવા. કેમ જે, શ્રીહરિએ અનેકવાર સર્વે અવતારોને પોતામાંથી દર્શન આપ્યા છે અને પોતામાં સહુને લીન કર્યા છે. અને તેમણે જે પ્રતાપ જણાવ્યો તેવો કોઈ અવતારે જણાવ્યો નથી. માટે આ તો સર્વાવતારી પુરુષોત્તમ નારાયણ છે.

ત્યારે સવજી શાસ્ત્રીએ કહ્યું કે, 'બ્રહ્મચારીજી ! સત્સંગિજીવનમાં ને ભક્તચિંતામણિમાં બદ્રિકાશ્રમમાં દુર્વાસા ઋષિએ નરનારાયણ દેવને તથા ધર્મભક્તિ વગેરેને શાપ દીધાની વાત છે. તેનું કેમ સમજવું ?'

ત્યારે બ્રહ્મચારી બોલ્યા કે, **'અક્ષરધામમાંથી પુરુષોત્તમનારાયણને આ બ્રહ્માંડમાં પધારવું હતું તે કાંઈક નિમિત્ત કરવું જોઈએ.' તેથી મહારાજે નરનારાયણને કહ્યું કે, તમે કાંઈ ચિંતા કરો મા. મારી ઈચ્છાથી તમને શાપ થયો છે ને વૃંદાવનમાં શ્રીકૃષ્ણે ધર્મભક્તિને કહ્યું કે, હું તમારે ત્યાં જન્મ લઈશ તે પણ મહારાજે પોતે જ તેમાં રહીને કહ્યું છે એમ જાણવું.'**

ત્યારે શાસ્ત્રી કહે, 'સહુ તો નરનારાયણને તથા શ્રીકૃષ્ણ ભગવાનને જ ઓળખે છે.' ત્યારે બ્રહ્મચારી કહે, બ્રાહ્મણ ભણેલા હોય તે માને નહીં. ત્યારે સવજી શાસ્ત્રી કહે, 'બ્રાહ્મણ બ્રહ્મચારી થયેલ હોય તે પણ કોઈનું માને નહિ.' આ રીતે શાસ્ત્રી સાથે સંવાદ થયો પરંતુ ત્યારે તેમને સરખું સમજાયું નહીં. પણ બ્રહ્મચારીજીના અમુક શબ્દો તેમના અંતરમાં ઊતરી ગયા હતા.

વળી, એક વખત મહાપુરુષદાસજી સ્વામી ગયેલા તેમણે ઉપાસના સંબંધી ઘણી વાતો કરી કે, 'સ્વામિનારાયણ ભગવાન અક્ષરધામથી અનંત જીવોનો મોક્ષ કરવા આ સમે પધાર્યા છે.' ત્યારે પણ સવજી શાસ્ત્રી કહે, 'ભક્તચિંતામણિમાં નરનારાયણને શાપ થયો છે, ને વૃંદાવનમાં શ્રીકૃષ્ણે ધર્મદેવને કહ્યું છે કે હું જન્મ લઈશ, ને તમે આમ વાત કરો તે અમે કેમ માનીએ ?' ત્યારે મહાપુરુષદાસજી સ્વામી કહે, 'પોતાની મેળે નક્કી કરી રાખ્યું હોય તેવા બ્રાહ્મણને સરખું સમજાય નહીં. ને શ્રીજીમહારાજ જમાડતા તોપણ અમુક બ્રાહ્મણો પાંસરા ચાલ્યા નથી.' ત્યારે સવજી શાસ્ત્રી કહે, 'બ્રાહ્મણ સાધુ હોય તે પણ એવા જ હોય.' એમ કહીને તે ઊઠી ગયા. આ રીતે પોતાની માન્યતાને સિદ્ધાંત સમજનારા સવજી શાસ્ત્રીને સમાધિમાં અનેકને અક્ષરધામનો અનુભવ કરાવનાર મહાપુરુષદાસજી સ્વામીની વાત પણ મનાણી નહીં. પછી સ્વામીએ અકારણ કરુણા કરી પ્રાર્થના કરતા કહ્યું, 'હે નાથ ! આ શાસ્ત્રીને આપનું સ્વરૂપ સરખું સમજાય એવી કૃપા કરજો..'

ત્યાર પછી વળી ઉપલેટામાં સદ્ગુરુ અચિંત્યાનંદજી બ્રહ્મચારી તથા સદ્ગુરુ નારાયણદાસજી સ્વામી પધાર્યા. તે સમયે ત્યાંના લાલાભાઈ તથા આહિર નારણભાઈ વગેરે ઘણા હરિભક્તોની સભા ભરાઈને બેઠી હતી. અને બ્રહ્મચારીજી શ્રીજીમહારાજના સર્વોપરિપણાની બળભરી વાતો ઊંચે સ્વરે કરતા હતા. ત્યાં શાસ્ત્રી સવજી મહારાજ આવ્યા. તે ખડકી નજીક આવીને હનુમાનજી પાસે ઊભા રહી ઘડીક વાતો સાંભળી.

પછી બોલ્યા કે, 'કોઈ જોરદાર સાધુ આવ્યો લાગે છે.' એમ કહી તે મંદિરમાં આવ્યા. તેથી બ્રહ્મચારીજીએ વાતો બંધ કરી શાસ્ત્રીને આગળ બોલાવી બેસાર્યા. તે પણ પગે લાગી બેઠા ને કહે, 'વાતો કરો, વાતો કરતા કેમ આળશી ગયા ?' એમ બેત્રણ વાર કહ્યું. ત્યારે સ્વામી કહે, 'તમે બ્રાહ્મણ છો, વળી ભણેલા છો ને વૃદ્ધ છો તે ગુરુ કહેવાઓ, ને અમે શિષ્ય કહેવાઈએ; માટે તમે વાતો કરો ને અમે સાંભળીએ.'

બ્રહ્મચારીની આવી નમ્રતા જોઈને શાસ્ત્રી કહે, 'હવેથી સાત ફેરે હું તમારો શિષ્ય ને તમે મારા ગુરુ, માટે વાતો કરો.' પછી અચિંત્યાનંદ બ્રહ્મચારીજી શ્રીજીમહારાજના મહિમાની અને આજ્ઞા-ઉપાસનાની વાતો કરવા માંડ્યા. તે પ્રથમના સત્યાવીશમા વચનામૃતમાં વહેલી સવારે પ્યારા પરમહંસોને સમજાવતા શ્રીહરિ કહે છે કે, "આ પૃથ્વી જેની રાખી સ્થિર રહી છે ને ડોલાવી ડોલે છે તથા તારામંડળ જેનું રાખ્યું અધ્ધર રહ્યું છે તથા જેના વરસાવ્યા મેઘ વરસે છે તથા જેની આજ્ઞાએ કરીને સૂર્ય-ચંદ્ર ઉદય-અસ્તપણાને પામે છે તથા ચંદ્રમાની કળા વધે-ઘટે છે તથા પાળ વિનાનો સમુદ્ર જેની મર્યાદામાં રહે છે તથા જળના બિંદુમાંથી મનુષ્ય ઉત્પન્ન થાય છે અને તેને હાથ, પગ, નાક, કાન એ આદિક દશ ઇન્દ્રિયો થઈ આવે છે તથા આકાશને વિશે અદ્ધર જળ રાખી મૂક્યું છે અને તેમાં ગાજવીજ થાય છે; **એવાં અનંત આશ્ચર્ય છે તે સર્વે મને મળ્યા એવા જે ભગવાન તેનાં કર્યાં જ થાય છે એમ સમજે, પણ પ્રગટ પ્રમાણ જે ભગવાન તે વિના બીજો કોઈ એ આશ્ચર્યનો કરનારો છે એમ માને નહીં. અને 'પૂર્વે જે જે અનંત પ્રકારનાં આશ્ચર્ય થઈ ગયાં છે તથા હમણાં જે થાય છે તથા આગળ થશે તે સર્વે મને મળ્યા એવા જે પ્રત્યક્ષ ભગવાન તે વતે જ થાય છે."**

'શાસ્ત્રીજી, આનો અર્થ એવો થાય કે, પૂર્વે મોટા મોટા રામ-કૃષ્ણાદિક અવતારો તથા અગત્સ્ય આદિ મોટા મોટા ઋષિઓ, દેવ-દેવીઓ કે ઈશ્વરો દ્વારા જે કાંઈ ઐશ્વર્ય-પ્રતાપ જણાયો છે તે શક્તિ-સામર્થીના દાતા સ્વામિનારાયણ ભગવાન છે. અને ભવિષ્યમાં કોઈ પણ દ્વારા સામર્થ્ય દેખાય તે પણ તેમાં રહીને તેના કર્તા માત્ર પ્રત્યક્ષ ભગવાન શ્રીજીમહારાજ જ છે. **આમ જે સમજે તેના હૈયામાં જ ભગવાન અખંડ નિવાસ કરીને રહે છે. કેમ જે, સર્વને શક્તિદાતા, ઐશ્વર્યદાતા અને સુખ-શાંતિદાતા એક શ્રીજીમહારાજ છે.'**



વળી, મધ્યના ૨૧મા વચનામૃતમાં શ્રીહરિએ કહ્યું છે કે, 'પરોક્ષ ભગવાનનું જેવું માહાત્મ્ય સમજીએ છીએ તેવું પ્રગટ ભગવાનનું માહાત્મ્ય સમજવું ને પરોક્ષ સાધુ નારદ, સનકાદિકનું જેવું માહાત્મ્ય સમજીએ છીએ તેવું પ્રગટ સંતનું માહાત્મ્ય સમજવું તો મોક્ષનો મુદ્દો હાથ આવ્યો કહેવાય. અને આ વાત લાખ જન્મે પણ સમજે છૂટકો છે.'

**પરોક્ષથી ભવ તણો પાર આવ નહિ, વેદ વેદાંત કહે સત્ય વાણી;**
**પ્રગટને ભજી ભજી પાર પામ્યા ઘણા, ગીધ ગુનકા કપિવૃંદ કોટી.**

માટે આપણને સર્વોપરિ પુરુષોત્તમનારાયણ મળ્યા છે તે જ સર્વના સ્વામી છે, સર્વના નિયંતા છે, સર્વના પ્રેરક છે, સર્વના કર્મફળ આપનારા છે; એમ સમજવું. અને વચનામૃત ગ.મ.૧૩માં કહ્યું છે, **'એ અક્ષરાતીત જે પુરુષોત્તમ ભગવાન છે તે જ સર્વે અવતારનું કારણ** છે; અને સર્વે અવતાર પુરુષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરુષોત્તમને વિશે લીન થાય છે.'

તથા વચ.ગ.અં.૩૮માં કહ્યું છે, "અને **એવા સર્વોપરિ જે પુરુષોત્તમ ભગવાન તે જ દયાએ કરીને જીવોના કલ્યાણને અર્થે આ પૃથ્વીને વિશે પ્રકટ થયા થકા સર્વ જનના નયનગોચર વર્તે છે ને તમારા ઈષ્ટદેવ છે ને તમારી સેવાને અંગીકાર કરે છે. અને એવા જે એ પ્રત્યક્ષ પુરુષોતમ ભગવાન તેના સ્વરૂપમાં ને અક્ષરધામને વિશે રહ્યા જે ભગવાન તેના સ્વરૂપમાં કાંઈ પણ ભેદ નથી; એ બે એક જ છે. અને એવા જે આ પ્રત્યક્ષ પુરુષોત્તમ ભગવાન તે અક્ષરાદિક સર્વના નિયંતા છે, ઈશ્વરના પણ ઈશ્વર છે ને સર્વ કારણના પણ કારણ છે ને સર્વોપરિ વર્તે છે ને સર્વ અવતારના અવતારી છે ને તમારે સર્વેને એકાંતિક ભાવે કરીને ઉપાસના કરવા યોગ્ય છે.** અને આ ભગવાનના જે પૂર્વે ઘણાક અવતાર થયા છે, તે પણ નમસ્કાર કરવા યોગ્ય છે ને પૂજવા યોગ્ય છે."

માટે કરોડો અવતારોના કારણ શ્રીહરિ ઉપાસના કરવા યોગ્ય છે અને અન્ય અવતારો આદરણીય છે. જેમ બકાલું ઘણી જગ્યાએ મળતું હોય અને હીરાની દુકાન તો મોટા શહેરમાં કોઈક જગ્યાએ જ હોય, છતાં કિંમતી તો હીરા જ છે. તેમ અન્ય વાતો ઘણી હોય અને ભગવાનના મહિમાની વાતો ઓછી હોય છતાં તે વાતો જ કિંમતી છે અને સહુનું કલ્યાણ કરનારી છે. જેમ અઢાર પુરાણમાં પ્રગટ શ્રીકૃષ્ણ ભગવાનનો મહિમા ગાનારું ભાગવત પુરાણ શ્રેષ્ઠ છે. તેમાં પણ દશમસ્કંધમાં વિશેષ મહિમા હોવાથી તેને સહુથી વિશેષ શ્રેષ્ઠ ગણે છે. અને આખા મહાભારતમાં ગીતાજીમાં વિશેષ મહિમા ગવાયો હોવાથી ગીતાજી શ્રેષ્ઠ સાબિત થયા. તેમ જ આખીર તો પ્રત્યક્ષ ભગવાનના મહિમાની વાતો જ સર્વના શિખર ઉપર બેસે છે. અને મહિમાની વાતોથી જ કામાદિક દોષોની નિવૃત્તિ તથા પરમેશ્વરમાં પ્રીતિ જન્મે છે.

પરંતુ જેમ શ્રીકૃષ્ણ ભગવાન પ્રગટ હતા ત્યારે પ્રાયઃ કોઈએ ભગવાન જાણ્યા નહોતા તે ભાગવતમાં લખ્યું છે કે **दुर्भगो बत लोकोऽयं यदवो नितरामपि** બીજા તો અભાગિયા છે પરંતુ યાદવો તો અનંત વાર અભાગિયા. કેમ જે, ભગવાન ભેળા રહ્યા અને ભગવાનને ઓળખ્યા નહીં. **તેમ જેને ગોપાળાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી જેવા મહાપુરુષોનાં દર્શન થયાં છે છતાં સ્વામિનારાયણ ભગવાનને ઓળખતા નથી તે તો યાદવો કરતાં પણ વધુ અભાગિયો છે. અને શ્રીહરિને પ્રગટ ભગવાન જાણી અનંત જીવો મોક્ષને પામ્યા છે, અત્યારે પામે છે અને પૃથ્વી રહેશે ત્યાં લગી પામતા રહેશે."** એમ મહારાજના પ્રગટપણાની મહિમાસભર ઘણી વાતો કરી.

ત્યારે સવજી શાસ્ત્રીને એમ સમજાણું જે, 'શ્રીજીમહારાજ સર્વોપરિ છે, સર્વાવતારી છે અને આ સાધુ બરાબર કહે છે, તેના અનુભવો બોલે છે.' પછી શાસ્ત્રી કહે, 'લાલાભાઈ આ બ્રહ્મચારીએ મારી



અણસમજણરૂપી છાપરી આજ ઉડાડી મેલી. મારી સમજણમાં ફેર હતો તે આ બ્રહ્મચારીજીએ મને સર્વોપરિ નિશ્ચય કરાવ્યો. માટે બ્રહ્મચારી ખરેખર મહાન છે અને આ તેમની સાથે રહેલા સાધુ પણ મહાન છે.' આમ કહી બ્રહ્મચારીજીના પગ પકડી વર્તમાન ધરાવા વિનંતી કરી. પછી બ્રહ્મચારીએ તેમને વર્તમાન ધરાવી સત્સંગી કર્યા. આ રીતે બ્રહ્મચારીની અનુભવસભર વાણી દ્વારા શ્રીહરિએ સવજી શાસ્ત્રીને પાકા સત્સંગી કર્યા. પછી સવજી શાસ્ત્રીની મુમુક્ષુતા જોઈ બ્રહ્મચારીજીએ 'અંતકાળે શ્રીહરિ સાથે અમે તમને તેડવા આવશું.' આવો કોલ આપેલો, તે પ્રસંગ પણ જાણવા જેવો છે.

*** સવજી શાસ્ત્રીનો અક્ષરવાસ :**

અચિંત્યાનંદ બ્રહ્મચારી દ્વારા શ્રીહરિનું સ્વરૂપ સમજ્યા પછી તેમના વચને સવજી શાસ્ત્રીએ ઘણા સંતોને ભણાવ્યા હતા. રાત્રિ-દિવસ સ્વામિનારાયણ ભગવાનનું સ્મરણ કરતા. એકવાર સવજી શાસ્ત્રી મહારાજને મંદવાડ આવ્યો, ત્યારે તેના દીકરા શાસ્ત્રી સુંદરજીને કહ્યું જે, 'મને જ્યારથી બ્રહ્મચારી મહારાજે વર્તમાન ધરાવ્યાં ત્યારથી મારામાં કામ તો નીકળી ગયો હતો. ને હવે ચાર દોષો છે તે પણ ગયા છે.' ત્યારે પુત્ર સુંદરજીએ પૂછ્યું, 'હે બાપા ! એ કયા ચાર દોષ ગયા ?'

ત્યારે શાસ્ત્રીજી કહે, 'એક ક્રોધ, બીજો માન, ત્રીજો લોભ ને ચોથી તૃષ્ણા.' ત્યારે સુંદરજીએ પગ દાબતાં કહ્યું, 'બાપા, આ પટારાની કૂંચી હાથે બાંધી રાખી છે તે લાવો, તો તૃષ્ણા ગઈ કહેવાય.'

ત્યારે સવજી મહારાજ કહે, 'હું શ્રીજીમહારાજને પૂછીને કૂંચી તને આપીશ. કેમ જે, બ્રહ્મચારીની કૃપાથી મને ઘણીવાર શ્રીહરિનાં દર્શન થાય છે.' પછી બીજે દિવસે તેમને શ્રીજીમહારાજનાં દર્શન થયાં. ત્યારે તેમણે મહારાજને પૂછ્યું. એટલે મહારાજે કહ્યું, **'શાસ્ત્રી ! હવે તે કૂંચી દીકરાને આપી દેજો અને આ જેઠ મહિનાની પૂનમે બપોરે બે વાગે અમે**

**તમને ધામમાં તેડી જાઈશું.'** એમ કહી શ્રીહરિ અદૃશ્ય થઈ ગયા. પછી સવારે સવજી શાસ્ત્રીએ પટારાની કૂંચી તેમના દીકરા સુંદરજીભાઈને દઈ દીધી ને શ્રીજીમહારાજનું અખંડ ભજન કરવા લાગ્યા. એમ કરતાં જેઠ મહિનાની પૂનમ આવી. ત્યારે સુંદરજીભાઈને કહે, 'આજ મારે ધામમાં જાવું છે, તે બપોરે બે વાગે મને બ્રહ્મચારીજી તથા મહારાજ મુક્તો સાથે તેડવા આવશે.'

ત્યારે સુંદરજીભાઈ કહે, 'બાપા ! હું નિશાળે ભણાવા જાઉં છું.' ત્યારે સવજી શાસ્ત્રી કહે, 'તારે જાવું હોય તો આંહીં લીંપીને જા.' તે સાંભળી સુંદરજીભાઈનાં ઘરના કહે, 'તે તો ઘણા દિવસથી કહ્યા કરે છે જે, હું ધામમાં જાઈશ, તે એમ કાંઈ જવાતું હશે ?' ત્યારે વળી સવજી શાસ્ત્રીએ કહ્યું, 'વાળંદને મોકલજે, મારે વતું કરાવવું છે.' ત્યારે સુંદરજીભાઈ કહે, 'ભલે બાપા ! હમણાં વાળંદને મોકલું છું.' એમ કહી ગામમાં જઈ કેશવ વાળંદને કહ્યું જે, 'તું જા મારા બાપાને આજે બે વાગે અક્ષરધામમાં જાવું છે, તે વતું કરી આવ.' તે વખતે ત્યાં ઘણાં માણસો હતાં તે સાંભળીને સહુ આશ્ચર્ય પામી ગયા.

પછી વાળંદે આવીને વતું કર્યું. પછી સવજી મહારાજ નાહ્યા ને ધોયેલા લૂગડાં પહેર્યાં તથા કંઠી અને જનોઈ પણ નવી પહેરી. પછી ઓસરીમાં આંટા દીએ ને માળા ફેરવે અને આ બાજુ સુંદરજી શાસ્ત્રીએ શાળામાં જઈ વિદ્યાર્થીઓ પાસે વાત કરી જે, 'મારા અદા આજે બે વાગે અક્ષરધામમાં જવાના છે.' ત્યારે વિદ્યાર્થીઓ કહે, 'એક વાગ્યો છે, તો તમે હવે ઘેર જાઓ, અમે ગોપીચંદન અને ગંગાજળ લઈને આવીએ છીએ.'

પછી સુંદરજીભાઈ ઘેર આવ્યા. ત્યાં તો ડોસા હાથમાં માળા લઈ શ્રીહરિનું સ્મરણ કરતા થકા ઓસરીમાં આંટા દીએ. ત્યારે સુંદરજીભાઈ બોલ્યા જે, ' બાપા, હવે ખોટું પડશે તો લોકમાં આપણી ઠેકડી થાશે ને કહેશે જે, 'સ્વામિનારાયણવાળા ખોટું બોલે છે.' તે સાંભળી સવજીભાઈ



કહે, 'બેટા ! શું ખોટું પડશે ? તું ગાયનું છાણ લાવીને લીંપ ને તલ લાવ્ય.' પછી તેણે ખાટલો ઉપાડીને તે સ્થળે ગાયનું છાણ લીંપી લીધું અને કણબીને ઘેરથી તલ લાવીને તે લીંપેલા માથે વેરી દીધા. તે વખતે વિદ્યાર્થીઓ ગંગાજળ લાવ્યા, તે ગાળીને સહુએ શાસ્ત્રીજીને પાયું.

તે વખતે ગામમાંથી બસો-અઢીસો માણસ જોવા આવેલાં અને જ્યારે બરોબર જેઠ સુદ પૂનમે બપોરે બે વાગ્યા ત્યારે ડોસા સવજી શાસ્ત્રી તે લીંપેલી જગ્યામાં બેઠા ને બોલ્યા જે, **'આ શ્રીજીમહારાજ મને વરદાન આપનાર અચિંત્યાનંદ બ્રહ્મચારી સાથે વિમાન લઈને તેડવા આવ્યા છે. અને સાથે ગોપાળાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી તથા બીજા પણ કેટલાક સંતો અને લાલાભાઈ, અરજણભાઈ તથા રતનોભાઈ વગેરે ભક્તો પણ સાથે છે.'** આમ કહી ભજન કરતાં-કરતાં દેહ મેલીને સ્વતંત્ર થકા અક્ષરધામમાં ગયા. તે પરચો જોઈને ઘણા માણસ આશ્ચર્ય પામી ગયા અને ઘણા સત્સંગી થયા.

પરંતુ આ પ્રસંગથી સવજી શાસ્ત્રીના પુત્ર સુંદરજી શાસ્ત્રીને સત્સંગનો ખરેખરો રંગ લાગ્યો. પછી ટૂંક સમયમાં તેઓ પણ સંસારનું કામ સંકેલી ગઢપુર મંદિરમાં સમર્પિત થયા. અને ગઢપુરધામમાં રહ્યા થકા જ અનેક સંતોને તેમણે વિદ્યાભ્યાસ કરાવ્યો હતો.

ગઢપુરધામના જૂના સંતો કહેતા કે, 'તેઓ સારા વિદ્વાન હોવાથી તે સમયના મંદિરના વહીવટકર્તાઓ તેમને અતિ આગ્રહ કરીને પગાર આપતા. પરંતુ તે પગારના પૈસા તેઓ ક્યારેય પોતા માટે વાપરતા નહિ. ઠાકોરજીના થાળ માટે વાપરી નાખતા. ઘણીવાર દૂધ મંગાવી તેના પોતે પેંડા બનાવતા અને કોઈ સંતોએ પાઠ તૈયાર ન કર્યો હોય તો તેમને વઢીને પાઠ તૈયાર કરાવતા. પછી પ્રેમથી પોતે બનાવેલા પ્રસાદીભૂત પેંડા જે તે સંતોને આપતા. આ રીતે તેઓ શાસ્ત્રપ્રેમી સાથોસાથ ખૂબ જ સંતપ્રેમી હતા.'

વળી, આ સુંદરજી શાસ્ત્રી સર્વોત્તમ વિદ્વાન, અતિશય ભગવદીય, પ્રતિભાસંપન્ન અને બ્રહ્મનિષ્ઠ હતા. જ્યારે તેઓની અતિશય વૃદ્ધાવસ્થા થઈ ત્યારે તેમના દીકરાઓએ ગઢપુર આવી સંતોને અતિશય ગદ્ગદિત ભાવે પ્રાર્થના કરી કહ્યું, 'અમારા પિતાશ્રીએ મંદિરમાં રહી ખૂબ જ સેવા કરી, હવે વૃદ્ધાવસ્થામાં અમને તેમની સેવાનો લાભ મળે માટે તેમને ઘેર મોકલો.' પછી તેમના પુત્રોનો પ્રેમ અને સંતોના આગ્રહને વશ થઈ તેઓ ઘેર ઉપલેટા ગયા. અને ત્યાં ગયા પછી ટૂંક સમયમાં જ સ્વતંત્ર થકા ભૌતિકદેહ ત્યાગ કરી અક્ષરવાસી થયા હતા. આ રીતે અચિંત્યાનંદજી બ્રહ્મચારીએ પોતાનો જ્ઞાનવારસો યોગ્ય પાત્રને આપ્યો હતો અને તે દ્વારા જ સત્સંગની ઘણી સેવા થઈ હતી.

*(સંદર્ભ : હરિચરિત્રચિંતામણિ ભાગ : ૧/૨૪૫)*

*** ધર્મતનયદાસજીને વિદ્યાભ્યાસ :**

ધર્મતનયદાસજી સ્વામીનો જન્મ ખરડ ગામે ગરાસિયા પરીવારમાં વિ.સં. ૧૯૦૬ અષાઢી બીજ, રથયાત્રાને દિવસે થયો હતો. એમને નાનપણથી જ વૈરાગ્ય હતો. તેઓ સદ્ગુરુ અદ્ભુતાનંદ સ્વામી પાસે સાધુ થવા આવ્યા હતા, પરંતુ એમના કુટુંબીઓની ઉપાધિ બહુ હતી. તેઓ એમને સાધુ થવાની રજા આપતા નહોતા.

અદ્ભુતાનંદ સ્વામીએ વિચાર્યું, 'આ જીવ અતિ મુમુક્ષુ છે. આ જો ધોલેરામાં રહેશે તો એના કુટુંબીઓની ઉપાધિ મટશે નહિ, માટે આ મુમુક્ષુને ગુણાતીતાનંદ સ્વામી પાસે મોકલી દેવો.'

આમ વિચારી અદ્ભુતાનંદ સ્વામીએ જૂનાગઢ ગુણાતિતાનંદ સ્વામી ઉપર ભલામણનો પત્ર લખી તેમને જૂનાગઢ મોકલ્યા.

ગુણાતીતાનંદ સ્વામીએ અચિંત્યાનંદ બ્રહ્મચારીને આજ્ઞા કરી કે તમે આ મુમુક્ષુને સંસ્કૃતનો અભ્યાસ કરાવો. સ્વામીની આજ્ઞા થતા બ્રહ્મચારી મહારાજે એમને સંસ્કૃતનો અભ્યાસ કરાવ્યો. સ્વામી



પ્રતિભાસંપન્ન હોવાથી એમણે થોડા દિવસના અભ્યાસમાં પ્રગતિ કરી. એમનો કંઠ પણ મધુર હતો. તેઓ મીઠી હલકથી કીર્તનો ગાતા. આ રીતે બ્રહ્મચારી મહારાજે અનેક સંતોને વિદ્યાભ્યાસ કરાવી સત્સંગની બહુ મોટી સેવા કરી હતી.

*** ઉમરેઠમાં વિજય :**

સદ્.શ્રીબ્રહ્મચારી અચિંત્યાનંદજી સં. ૧૯૨૫ માં આચાર્યશ્રી ભગવત્પ્રસાદજી મહારાજની સાથે ઉમરેઠ ગયેલા અને ત્યાનાં હરિભક્તોને કથાવાર્તાનું સુખ આપેલું. ત્યારબાદ સં. ૧૯૩૦ માં પણ બ્રહ્મચારી મહારાજ આચાર્યશ્રી સાથે ફરી ઉમરેઠ પધારેલા.

તે સમયે ઉમરેઠના શંકરમતના અનુયાયી કૈલાસાનંદ, સ્વામિનારાયણ સંપ્રદાય અવૈદિક છે એવો પ્રચાર કરીને ત્યાંના હરિભક્તો વચ્ચે કલહ ઊભો કરી હરિભક્તોને હેરાન પરેશાન કરતા હતા. ત્યારે બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ સતત પાંચ મહિના સુધી ઉમરેઠમાં રહીને કૈલાસાનંદ સાથે શાસ્ત્રાર્થ કરી શાસ્ત્રોના પ્રમાણ વડે સ્વામિનારાયણ સંપ્રદાયને વૈદિક સાબિત કર્યો અને કૈલાસાનંદનો પરાજય કરેલો અને ત્યાનાં હરિભક્તોની મુશ્કેલીઓ દૂર કરેલી.

વળી, એક વખત બ્રહ્મચારી અચિંત્યાનંદજી, આચાર્યશ્રી ભગવત્પ્રસાદજી મહારાજ સાથે વડોદરા પધારેલા. તે સમયે આચાર્યશ્રીની ભવ્ય સવારી નીકળેલી અને રસ્તામાં વિઠોબાનું મંદિર આવતાં ત્યાં સવારીને રોકીને આચાર્યશ્રી અને સંતો-હરિભક્તો ત્યાં દર્શન કરવા માટે ગયેલા.

તે વખતે એક દક્ષિણી પંડિતે આચાર્યશ્રી ઉપર પોતાનો પ્રભાવ દર્શાવવા આચાર્યશ્રીને પૂછ્યું કે, "**आचार्यस्य कः लक्षणम् ?**" એટલે તરત જ આચાર્યશ્રી સાથે રહેલા બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ તે પંડિતને કહ્યું કે, "પંડિતજી ! આપ વિદ્વાન હોવા છતાં અશુદ્ધ શબ્દોનો પ્રયોગ

કેમ કરો છો ? **आचार्यस्य किं लक्षणम्** બોલો.” તે સાંભળી પંડિતજીને બ્રહ્મચારીશ્રીની વિદ્વત્તાનો ખ્યાલ આવી ગયો. અને તેઓ શરમાઈને કાંઈ પણ બોલ્યા વગર મંદિરમાંથી તરત જ બહાર નીકળી ગયા. આમ, બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ પોતાની વિદ્વત્તા દ્વારા તે પંડિતની નબળાઈ ખુલ્લી પાડેલી અને તેને આચાર્યશ્રી સાથે વિવાદ કરતા બંધ કરેલા.

પછી જ્યારે ઉતારે પધાર્યા ત્યારે આચાર્યશ્રીએ બ્રહ્મચારી અચિંત્યાનંદજીને બોલાવી તેમની ખૂબ જ પ્રશંસા કરી. પછી વર્ણિરાજે આચાર્યશ્રીને કહ્યું કે, **“મહારાજશ્રી ! તમોએ એક સારો શસ્ત્રધારી, એક સારા વિદ્વાન સંત અને એક સારું વાહન, આ ત્રણ સાજ સિવાય કદી એકલા ચાલવું નહીં.”**

પછી ભગવત્પ્રસાદજી મહારાજે બ્રહ્મચારીજીનું આ વચન કાયમ પાળ્યું હતું. એટલું જ નહીં તેમની આ સોનેરી સલાહને વિહારીલાલજી મહારાજે પણ પાળી હતી. તે સમયે આચાર્યો હંમેશાં સદ્ગુણી, સમર્થ, આજ્ઞા-ઉપાસનાની દઢતાવાળા, સદાચારી અને વિદ્વાન સંતોને સાથે રાખતા. તેથી જ ત્યારે સંપ્રદાયનો સુવર્ણ યુગ ગણાતો.

**❋ માંડવીમાં પંડિતોનો પરાજય :**

ભગવત્પ્રસાદજી મહારાજ એકવાર કાનમ દેશમાં ફરવા પધાર્યા. ભેગા પવિત્રાનંદ સ્વામી આદિ નંદસંતો તથા મહા વિદ્વાન બ્રહ્મચારી અચિંત્યાનંદજી, શાસ્ત્રી બળરામદાસજી તથા પાર્ષદો હતા. સહુ સત્સંગમાં ફરતા ફરતા માંડવી શહેરમાં પધાર્યા. ત્યાંના વિદ્વાનો ચર્ચા કરવા આવ્યા. સંતોને જોઈને પૂછ્યું, “બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી આ ચાર આશ્રમો છે, તેમાં સંન્યાસીને શીખા, સુત્ર, કંઠી, તિલક, ચાંદલો વગેરે ન હોય, માટે તમારા આ સંતોને કઈ દીક્ષા છે ? ને કેટલા વર્ણને દીક્ષા આપો છો ? તે શાસ્ત્ર પ્રમાણે કહો.” ત્યારે બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ કહ્યું, “વાસુદેવ માહાત્મ્યમાં પંચમ વૈષ્ણવ



સાધુ આશ્રમનું પ્રતિપાદન કરેલું છે. તે મુજબ અમે પંચમ વૈષ્ણવ સાધુ છીએ. અમારી ભાગવતી દીક્ષા છે અને આ ભાગવત પરમહંસ છે. તેમાં પણ અમારા સંપ્રદાયમાં બ્રાહ્મણને બ્રહ્મચારી દીક્ષા આપીએ છીએ ને ક્ષત્રિય અને વૈશ્યને ભાગવતી પરમહંસ દીક્ષા આપીએ છીએ. વગેરે શાસ્ત્રોનાં પ્રમાણો આપી વાત કરી.

તેથી માંડવીમાં ચર્ચા કરવા આવેલા પંડિતો બ્રહ્મચારી મહારાજની વિદ્વત્તા સાથે વાણી-વર્તનની એકતા જોઈ અતિ પ્રભાવિત થયા. પોતાની ગેરસમજણ દૂર કરી સત્સંગ સાથેનો તેજો-દ્વેષ છોડી દીધો. તેથી ત્યાંના ભક્તોને પણ ખૂબ આનંદ થયો. આ રીતે બ્રહ્મચારી દ્વારા શ્રીહરિએ અનેક સ્થળે સત્સંગ ઉત્કર્ષનાં કાર્યો કર્યા છે. **દુશ્મનોનાં દિલ પીગળી જાય અને દ્વિધાઓ દૂર થાય, આવું બ્રહ્મચારીજીનું જીવન નજરે નિહાળી સાથે આવેલા નંદસંતો અને આચાર્યશ્રી વગેરે તેમના ઉપર ખૂબ જ રાજી થયા.** પછી સત્સંગ વિચરણ કરતા કરતા સહુ વડતાલ આવ્યા.

**❋ શ્રીહરિલીલાપ્રદીપ ગ્રંથની રચના :**

સં.૧૯૨૫ અષાઢ સુદ નિયમની એકાદશીએ નિત્યાનંદ સ્વામીકૃત હરિદિગ્વિજય ગ્રંથ ઉપર ‘વિજયદુદુંભિ’ નામની ટીકા પૂર્ણ થઈ. પછી ભગવત્પ્રસાદજી મહારાજ તથા મોટા મોટા સદ્ગુરુઓએ મળી વિચાર કર્યો કે, ‘રઘુવીરજી મહારાજે અચિંત્યાનંદ બ્રહ્મચારી પાસે શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ કરાવ્યો છે તે અતિ મોટો છે. માટે તેમાંથી સાર સાર કાઢી સહુને સુગમ પડે એવો એક નાનો ગ્રંથ થાય તો સારું.’

**એ તો ગ્રંથ થયો બહુ મોટો, તેનો સાર લઈ કરો છોટો;**
**સૌને સુગમ પડે લખી લેતાં, તેનું સુગમ પડે દાન દેતા.**
**સુણી વિનતી આચારજજીએ, કર્યો આરંભ એકાદશીએ;**
**નામે શ્રીહરિલીલાપ્રદીપ, ધન્ય ધન્ય તે ધર્મ અધિપ.**

આચાર્યશ્રીએ તે વાત માન્ય રાખી અને વિ.સં.૧૯૨૫ દેવપોઢી-નિયમની પવિત્ર એકાદશીને દિવસે જ વર્ણિરાજ અચિંત્યાનંદજી પાસે 'શ્રીહરિલીલાપ્રદીપ' નામના ગ્રંથને રચાવવાનો આરંભ કરાવ્યો.

જ્યારે જ્યારે સત્સંગવિચરણ કરી ભગવત્પ્રસાદજી મહારાજ મોટા સદ્ગુરુઓ સાથે વડતાલ પધારતા ત્યારે અચિંત્યાનંદ બ્રહ્મચારીજી શ્રીહરિલીલાપ્રદીપ ગ્રંથ રચતા, તે જોઈ બહુ રાજી થતા. તેમને પ્રોત્સાહન આપતા, પ્રેમ આપતા, જોઈએ તે વસ્તુઓ અને વ્યક્તિઓ મદદમાં આપતા. આ રીતે વડતાલધામમાં હરિમંડપની બાજુમાં હાલ જ્યાં બ્રહ્મચારી-નિવાસ છે ત્યાં મૂળજી બ્રહ્મચારીના આસનની બાજુમાં જ અચિંત્યાનંદ બ્રહ્મચારીનું આસન હતું. તે સ્થળે બેસી બ્રહ્મચારી મહારાજ અનુપમ આ સદ્ગ્રંથની રચના કરતા હતા. સાથોસાથ જ્યારે જ્યારે કોઈ મોટા શહેરમાં આચાર્યશ્રી વિચરણ માટે જાય ત્યારે તેમને સાથે લઈ જતા, તેથી ગ્રંથ નિર્માણનું કાર્ય ધીરેધીરે ચાલતું.

સં.૧૯૨૮ શ્રાવણ વદ-૮ વડતાલ ધામે શ્રીહરિલીલાપ્રદીપ નામનો ગ્રંથ પૂર્ણ થયો.

**કૃષ્ણજન્મની અષ્ટમી આવી, તે તો સૌ હરિભક્તને ભાવી;**
**હરિલીલાપ્રદીપ જે ગ્રંથ, થયો પૂરો તે રચવાનો પંથ.**
**તેનો ઉત્સવ ઉત્તમ કીધો, મુખ્ય ગ્રંથ તે તો માની લીધો;**
**મોટા સદગુરુ સંત હુલાસે, બેઠા આવીને આચાર્ય પાસે.**
**હરિલીલાપ્રદીપ જે ગ્રંથ, પેખ્યો તેમાં અતિ ભલો પંથ;**
**સંત સૌએ તે ગ્રંથ વખાણ્યો, મોટા પંડિત સૌએ પ્રમાણ્યો.**

આ રીતે ત્રણ વર્ષે આ ગ્રંથનું કાર્ય પૂર્ણ થયું. આ ગ્રંથમાં કુલ પાંચ પ્રકરણ અથવા કિરણ છે. જેના કુલ ૧૮૧ અધ્યાયો છે. તેમાંથી ત્રણ કિરણ પ.પૂ.શા.શ્રીહરિપ્રકાશ સ્વામી કાશી વિદ્યાભ્યાસ કરતા ત્યારે તેમણે પ્રકાશિત કર્યા હતા. તેમનો અનુવાદ વડતાલધામના



પ્રાચિન ન્યાયાચાર્ય, વેદાન્તતીર્થ સદ્.શા.શ્રીશ્વેતવૈકુંઠદાસજી સ્વામીએ ઈ.સ.૧૯૭૧માં કર્યો હતો. આ ત્રણ કિરણોમાં કુલ ૧૪૫ અધ્યાય અને ૬૬૧૩ શ્લોકો અનુવાદ સાથે પ્રકાશિત કરેલ છે. આખા ગ્રંથના આશરે ૮૦૦૦ ઉપરાંત શ્લોકો થાય. આ ગ્રંથ અતિશય અનુપમ છે, સ્વામિનારાયણ ભગવાનની સર્વોપરિતા, દિવ્યતા અને મહિમાવર્ધક છે. **ગ્રંથના મુખ્ય વક્તા સદ્.શ્રીઅદ્ભુતાનંદ સ્વામી અને શ્રોતા લોધિકાનરેશ અભેસિંહ દરબાર છે. બીજો સંવાદ સદ્.પવિત્રાનંદ સ્વામી અને વડોદરાના વાઘમોડિયા વિપ્ર રામચંદ્ર વૈદ્યનો છે.** આ ગ્રંથ ઉપર આચાર્યપ્રવર શ્રીવિહારીલાલજી મહારાજે **'અન્વયાર્થ દૃગ્દાયિની કહેતા અન્વયાર્થનેત્રપ્રદા'** નામે ટીકા પણ રચેલી છે.

આવા અનુપમ ગ્રંથને સહુ સદ્ગુરુ સંતો તથા મોટા મોટા પંડિતોએ પ્રમાણ કર્યો, ગ્રંથનું પૂજન કર્યું. બ્રહ્મચારી મહારાજે આ ગ્રંથલેખનનો યશ આચાર્યશ્રીને આપ્યો હતો. તેઓએ પાયામાં રહીને આ સેવા કરી હતી. તેથી સહુએ તેમની આ સેવાકાર્યની કદર કરી બ્રહ્મચારી મહારાજનું ખૂબ મોટા પાયે સન્માન કર્યું. તેમનાં સત્કાર્યો, સદ્ગુણો અને પરાભક્તિની સહુએ મુક્તકંઠે પ્રશંસા કરી. બ્રહ્મચારીના સદ્ગુણો જાણે આવા જ હશે !

**हर रंगमें सेवकरूप रहे, अमृत जलका ज्युं कूप रहे,**
**सत् कर्म करे और चूप रहे, भले छांव मिले या धूप रहे;**
**निःस्पृही बनी जगमें विचरे, और रहेवे धीर गंभीरीमें...जो० १**

**जगतारण कारण देह धरे, सत् सेवा करे जग पाप हरे;**
**जिज्ञासुको घटमें ज्ञान भरे, सत्वाणी सदा मुखसे उच्चरे;**
**षड्रीपुको बस कर रंगमें रमे, और रहेवे सदा शूरवीरीमें...जो० २**

**जो आनंद संत फकीर करे, वो आनंद नाहीं अमीरीमें;**

સતારદાસે લખેલી ઉપરોક્ત પંક્તિઓ બ્રહ્મચારીજીના જીવનમાં તાણાવાણાની જેમ વણાઈ ગઈ હતી. સત્કાર્ય કરી સદા ચૂપ રહેનારા

એવા આ બ્રહ્મચારી મહારાજના કાર્યને સત્સંગસમાજ યુગો સુધી સંભારશે અને તેમાંથી પ્રેરણા લેતો રહેશે.

**❋ વિહારીલાલજીને ગાદી આપી ત્યારે અભિપ્રાય :**

બ્રહ્મચારી મહારાજના આવાં કાર્યોથી સારો સત્સંગસમાજ તેમના ઉપર અઢળક રાજી હતો. તેમના અંતરમાં રહી પરમેશ્વર જ બોલતા હોય એવો ઘણા સંતો-ભક્તોને અનુભવ થતો. અને તેથી જ તે સમયે સત્સંગમાં કોઈ પણ અગત્યના કાર્યનો નિર્ણય લેવાનો હોય તો નંદસંતોની સાથોસાથ બ્રહ્મચારી મહારાજને પ્રથમ બોલાવવામાં આવતા. જ્યારે સં. ૧૯૩૫ શ્રાવણ મહિનામાં અચાનક વિહારીલાલજી મહારાજને ગાદીએ બેસાડવાનો નિર્ણય કરવાનો હતો, તો તેમાં પણ નંદસંતોની સાથે જ અચિંત્યાનંદ બ્રહ્મચારીજીને બોલાવ્યા હતા. તે વાત જણાવતા ખુદ વિહારીલાલજી મહારાજ નિજકૃતિમાં લખે છે...

**એક તો અદ્ભુતાનંદજી, ભૂમાનંદ વિજ્ઞાનાનંદ;**
**વર્ણી અચિંત્યાનંદજી, નિષ્કામાનંદ મુનિગણ ચંદ.**
**નંદ ભલા ધર્મવલ્લભા, જગન્નાથાનંદ સુજાણ;**
**બાલમુકુંદજી દાસ છે, ભીમજીભાઈ નિજકુલ ભાણ.**
**એહ આદિકને બોલાવિયા, કરી વિદિત સૌને વાત;**
**સોંપું છું ગાદી વિહારીને, તેહ સાચવશે ભલી ભાત.**
**બાલપણે બે વરસના, વયે હતા વિહારીલાલ;**
**સંતનો સંગ કરી કરી, બહુ થઈ છે બુદ્ધિ વિશાલ.**
**આઠ વરસ રઘુવીરની, કર્યો સમીપ માંહિ નિવાસ;**
**સોળ વરસથી તો રહે છે, પ્રીતે અમારી પાસ.**
**સંસ્કૃત પણ સારું ભણ્યો, શીખી લીધું ઘણું સાહિત્ય;**
**પાઠ પૂજા પણ પ્રેમથી, કરે છે તે નિયમથી નિત્ય.**



વળી, તેમને સત્સંગમાં સદા મમત્વ છે અને સંતોમાં ખૂબ જ પ્રેમ છે. માટે આપ જેમ કહો તેમ કરીએ. ત્યારે અદ્ભુતાનંદ સ્વામી વગેરે નંદસંતો, અચિંત્યાનંદજી વગેરે બ્રહ્મચારીઓ અને ભક્તોએ તે વાતમાં સાથ આપ્યો. પછી વિહારીલાલજી મહારાજને તે જ દિવસે સં. ૧૯૩૫ શ્રાવણ વદ આઠમે ગાદીએ બેસાડ્યા. અને ત્રીજે દિવસે શ્રાવણ વદ દસમે ભગવત્પ્રસાદજી મહારાજ અક્ષરવાસી થયા.

**❋ વડોદરા નરેશને ત્યાં પધરામણી :**

વિહારીલાલજી મહારાજ પણ અચિંત્યાનંદજી બ્રહ્મચારીને સદા સાથે રાખતા. અને તેઓ સાહિત્યપ્રેમી હોવાથી સંતોને ભણાવવા વગેરે સેવા પણ તેમણે બ્રહ્મચારીજીને સોંપી હતી.

સં. ૧૯૩૭ માં ફરી વડોદરા નરેશની તથા ત્યાંના ભક્તોની માંગણીને ધ્યાનમાં રાખી વિહારીલાલજી મહારાજ સદ્ગુરુ સંતો સાથે વડોદરા પધાર્યા. વડોદરા નરેશને ત્યાં પધરામણી કરી. તેનું અનુપમ લેખન ચિત્ર કંડારતા સંતો કહે છે,

**કોઈ આચાર્યની કરે અર્ચા, કોઈ શાસ્ત્ર તણી કરે ચર્ચા;**
**અચિંત્યાનંદજી બ્રહ્મચારી, કરે વાત સુબોધની સારી.**
**ભૂમાનંદજી સદ્ગુરુ સંત, કરે લીલાની વાત અત્યંત;**
**સુણી શ્રીહરિનો મહિમાય, સતસંગીને બહુ સમજાય.**
**કરે મુનિજન ક્યારેક ગાન, તુંબરુ ને નારદની સમાન;**
**સર ત્રંબક માધવરાવ, આવ્યા દર્શને દિલ ધરી ભાવ.**

તેઓએ આચાર્યશ્રીને અને બ્રહ્મચારી મહારાજ વગેરે સદ્ગુરુ સંતોને પ્રેમથી નમન કર્યું. પછી પ્રશ્નો પૂછ્યા. બ્રહ્મચારીજીએ તેના યથાર્થ ઉત્તર આપ્યા. તે સાંભળીને મોક્ષનું રહસ્ય તેમણે અંતરમાં ધાર્યું.

**વળી બોલ્યા વિચારીને ન્યાય, વેદ મતનો છે આ સંપ્રદાય;**
**જેવી રૂડી આ સંતની રીત, એવી ક્યાંય ન દીઠી ખચીત.**

**એમ બોલી બહુ રાજી થયા, રજા લૈને પછી ઘેર ગયા;**
**એક દિન મહારાવ સયાજી, આવ્યા દર્શને થૈ રાજી રાજી.**
**વદી વચન નમ્યા ગુણવાન, આપ્યું આચારજે પણ માન;**
**અચિંત્યાનંદ વર્ણીની વાત, સુણી હૃદયે થયા રળિયાત.**

આ રીતે વડોદરા નરેશને તેમના મોટા મોટા દીવાનો પણ બ્રહ્મચારી મહારાજની વાત સાંભળી અતિ રાજી થતા. મોટા સંતો પણ રાજી થતા. આ બધો મોટા સંતો અને શ્રીહરિને બ્રહ્મચારીજીએ રાજી કર્યા તેનો પ્રતાપ છે. **જે મોટાને રાજી કરે તેની ઉપર આખી દુનિયા રાજી થાય અને મોટાને કુરાજી કરે તેનું આખી દુનિયામાં અપમાન થાય.**

**❋ પોપટ શેઠના પગની પીડા મટાડી :**

રાજકોટમાં પોપટ વેલજી નામના ધનાઢ્ય વણિક હતા. તેઓ સારા સત્સંગી હતા. સત્સંગનો માથા સાટે પક્ષ રાખતા. તેમણે ધ્રાંગધ્રા, વાંકાનેર અને જામનગર એમ ત્રણ રાજ્યની દીવાનગીરી કરી હતી, એટલે તેઓ દીવાન તરીકે પ્રસિદ્ધ હતા. એમના ભાઈ સોમચંદભાઈ પણ ખૂબ સારા સત્સંગી હતા અને બે-ત્રણ રાજ્યના દીવાન થયા હતા.

પોપટભાઈને બ્રહ્મચારી અચિંત્યાનંદજી સ્વામી તેમજ બાલમુકુંદદાસજી સ્વામી સાથે ખૂબ જ હેત હતું. જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે તેઓ આ બંને મહાપુરુષોના વચને સત્સંગની સેવામાં ખડે પગે ઊભા રહેતા હતા.

એક વખત પોપટભાઈના પગમાં ભયંકર દુઃખાવો થયો. આખો પગ સોજી ગયો. ખૂબ જ પીડા થવા લાગી, ખાટલામાં પણ હરિ-ફરી શકાય નહિ તેવી સ્થિતિ થઈ ગઈ. વૈદ્ય, ડોકરીએ ઘણા ઉપાયો કર્યા પણ પગની પીડા મટી નહિ.

આ અરસામાં બ્રહ્મચારી મહારાજ અને બાલમુકુંદદાસજી સ્વામી રાજકોટ પધાર્યા હતા. દીવાન પોપટભાઈને સમાચાર મળ્યા, એટલે



સ્વામીને તેડવા માટે ઘોડાગાડી મોકલી અને બ્રહ્મચારીજી વગેરે સંતોને ઘેર પધરામણી કરવા વિનંતી કરી.

ઘોડાગાડીમાં બેસીને બ્રહ્મચારીજી પોપટભાઈના ઘરે તેમની તબિયત જોવા પધાર્યા. પોપટભાઈએ તેમનું પૂજન-અર્ચન કરાવ્યું. વર્ણિરાજ અચિંત્યાનંદ બ્રહ્મચારી અને બાલમુકુંદ સ્વામીએ પોપટભાઈને ઘણા સમય સુધી શ્રીજીમહારાજ અને મોટા સંતોના મહિમાની વાતો કરી.

તેમની વાતો સાંભળીને દીવાન પોપટભાઈ પગની પીડા ભૂલી ગયા. છેલ્લે બ્રહ્મચારી મહારાજે તેમને આશીર્વાદ આપ્યો કે, **'હવે તમોને પગની પીડા નહિ થાય. અને ભવસાગરમાં ભટકવાની પીડા પણ નહિ થાય.'** બ્રહ્મચારીજીના આશીર્વાદથી તેમના શરીરની અને આત્માની બંને પીડા નાશ પામી. પછી તો ટૂંક સમયમાં શ્રીહરિ તેમને હસતે મુખે ધામમાં તેડી ગયા.

**બ્રહ્મચારીજી જેવા મોટા સંતોના આશીર્વાદ અનેક ભવની પીડા મટાવે એવા નિર્મળ હોય છે. આવા સંતની અમીદષ્ટિથી જ આપણું અધૂરું પૂરું થાય છે. પ્રભુજીની કૃપાનું પાત્ર બનાય છે.** દીવાન પોપટભાઈની જેમ આપણી પણ તન, મન અને આતમની પીડા પ્રભુ દૂર કરે એ જ પ્રાર્થના...

**❋ વડતાલ પાઠશાળાના પ્રાધ્યાપક :**

સં.૧૯૦૦ આસપાસના કાળથી વડતાલમાં એક સંસ્કૃતશાળા ચાલતી હતી. રઘુવીરજી મહારાજ તથા ભગવત્પ્રસાદજી મહારાજના કાળમાં ઘણા સંતો અને વિપ્રોએ તેમાં અભ્યાસ કર્યો હતો. તે વાતને જણાવતા પીજ નિવાસી મહાપંડિત ભોળાનાથ ભટ્ટ આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજને જણાવે છે કે,

**આપ કુળની છે સંસ્કૃત શાળા, ભણે વિદ્યાર્થીઓ બુદ્ધિવાળા;**
**સુત બ્રાહ્મણના તથા સંત, થાય છે ભણીને વિદ્યાવંત.**

**વિપ્ર પુત્રને આપો છો અન્ન, ધર્મવંશી તમે ધન્ય ધન્ય;**
**તેઓને નિત્ય પાઠ દેનાર, એક હું તથા વિદ્વાન ચાર.**
**અચિંત્યાનંદજી બ્રહ્મચારી, શાસ્ત્રી માધવદાસ અઘારી;**
**પ્રભુના ભક્ત પીજ નિવાસી, શાસ્ત્રી રણછોડ સદ્ગુણ રાશી.**

આ રીતે વડતાલમાં ચાલતી સંસ્કૃત પાઠશાળામાં ઉપરોક્ત ચાર વિદ્વાનો ભણાવતા હતા. તેમાં મુખ્ય પ્રધ્યાપક સદ્.અચિંત્યાનંદ બ્રહ્મચારીજી હતા. તેમની પ્રેરણાથી જ પછી વિહારીલાલજી મહારાજ લગભગ સં.૧૯૩૭ (ઈ.સ. ૧૮૮૦) માં પેટલાદ ગયા. અને ત્યાં નારાયણઅંગ નામની સંસ્કૃત પાઠશાળા જોઈ. પછી ત્યાંથી પ્રેરણા લઈને તેમણે સં.૧૯૩૮ (ઈ.સ. ૧૮૮૧)માં વડતાલમાં સૌ પ્રથમ સંસ્કૃત પાઠશાળા વ્યવસ્થિત સ્થાપી. આ રીતે બ્રહ્મચારીજીએ અનેક સંતોને વિદ્યાભ્યાસ કરાવ્યો, તેમજ ભવિષ્યમાં વિદ્યાભ્યાસ થતો રહે તેવી વ્યવસ્થામાં પણ મહત્ત્વની ભૂમિકા ભજવી હતી.

*** ભાવનગર નરેશને ત્યાં પધરામણી :**

આચાર્ય શ્રીવિહારીલાલજી મહારાજ ગાદીએ બેઠા પછી તેમનો સાહિત્યપ્રેમ, સંતપ્રેમ, સત્સંગપ્રેમ અને સંસ્કૃતિના વિકાસની ઉમદા ભાવનાની વાતો સાંભળી ભાવનગરનરેશ અતિશય પ્રભાવિત થયા. પછી તેમણે સં. ૧૯૩૬માં સદ્ગુરુ સંતો અને અચિંત્યાનંદ બ્રહ્મચારીજીને સાથે લઈ ભાવનગર પધારવા આમંત્રણ આપ્યું. તેમના આમંત્રણને સ્વીકારી વિહારીલાલજી મહારાજ અચિંત્યાનંદ બ્રહ્મચારીજી વગેરે સંતોને સાથે લઈ ભાવનગર પધાર્યા.

*ચોપાઈ :*

**આવી ત્યાં નૃપની અસવારી, ભલા આવ્યા તેમાં કારભારી;**
**ગૌરીશંકર મંત્રી પ્રમાણ, બીજા શામળદાસ સુજાણ.**
**ત્યાં તો સર્વે આવ્યા સતસંગી, બોલે કીર્તન અંગે ઉમંગી;**
**વાજાં વિવિધ પ્રકારનાં વાજે, એથી અવની ને આકાશ ગાજે.**



*શાર્દૂલવિક્રીડિતવૃત્ત :*

**કાળાં વસ્ત્ર ધરી ભલી પલટણો કાલિંદી જેવી દીસે;**
**રાતો રંગ સરસ્વતી જ સરખો સંતોસુ સ્વારી વિષે;**
**ધોળાં વસ્ત્ર ધરી હરિજન મળ્યા તે જેમ ગંગા મળી;**
**તેવી તેહ ત્રિવેણીને તટ દીસે શ્રીભાવપુરી ભલી.**

*ચોપાઈ :*

**બેઠા આચાર્યજી તો ચારટમાં, બેઠા સદ્ગુરુઓ કૈક રથમાં;**
**અચિંત્યાનંદ નિષ્કામાનંદ, હાથીએ બેઠા વર્ણીના ચંદ.**
**વેદશાળા વિષે ભણનાર, કરે વેદના મંત્ર ઉચ્ચાર;**
**સારા સંસ્કૃતના ભણનારા, તે તો શ્લોક બોલે બહુ સારા.**
**બીજા હરિજન કીર્તન ગાય, જોતા લોકને અચરજ થાય;**
**કરે વાત જનો માંહોમાંહી, ઘણા દીઠા આચારજો આંહીં.**

આ રીતે ભારતીય સંસ્કૃતિને ઉજાગર કરનાર અને સ્વામિનારાયણ સંપ્રદાયના અનેક સદ્ગ્રંથોનું નિર્માણ કરનાર અચિંત્યાનંદ બ્રહ્મચારીજીનું હાથીની અંબાડીએ બેસાડી ભાવનગરનરેશે ભવ્ય સ્વાગત કર્યું હતું. તે સમયે તેઓ પાસે સંસ્કૃત ભણનારા અનેક વિદ્યાર્થી સંતો-વિપ્રો આવ્યા હતા. તેમણે વેદોની ઋચાઓ અને સંસ્કૃત શ્લોક ગાન કરી વાતાવરણને દિવ્યતાથી ભરી દીધું હતું.

આવી ભવ્ય સવારી જોઈ દર્શનાર્થે ઊભેલા હજારો લોકો કહેતા ‘આ તો અલૌકિક વાત છે, આવા મહાપુરુષો અમે ક્યાંય જોયા નથી.’ એમ કહી સહુ વંદન કરતા હતા. આ રીતે ભાવનગરમાં સત્સંગનો જયજયકાર કરી આચાર્યશ્રી સાથે સહુ ગઢપુર પધાર્યા. પછી સહુએ મળી ઉન્મત્ત ગંગામાં સ્નાન કર્યું. પછી તેઓ ભક્તિબાગે ગયા. તે સમયે હરિ ઈચ્છાથી આચાર્યશ્રીના અંતરમાં ઉન્મત્ત ગંગા માહાત્મ્ય ગ્રંથ રચવાની પ્રેરણા જાગી. તે ઈતિહાસ પણ જાણવા જેવો છે.

**✻ ઉન્મત્તગંગા માહાત્મ્ય ગ્રંથની રચના :**

આ **'ઉન્મત્તગંગા માહાત્મ્ય' ગ્રંથ** પાંચ જણાએ મળી વિહારીલાલજી મહારાજના નામે બનાવેલો છે. તે પાંચેય સદ્.શ્રીગોપાળાનંદ સ્વામી, સદ્.શ્રીનિત્યાનંદ સ્વામી તથા સદ્.શ્રીગુણાતીતાનંદ સ્વામી જેવા મહાપુરુષોના કૃપાપાત્ર હતા. હવે તે પાંચેયનો ટૂંકો પરીચય આપું છે. તેમાં ૧. સદ્.શ્રીઅચિંત્યાનંદ બ્રહ્મચારી હતા. ૨. સદ્.શ્રીઅનંતાનંદ બ્રહ્મચારી હતા. જેઓ શ્રીહરિ પાસેથી દીક્ષા લેનારા અને યોગિરાજ ગોપાળાનંદસ્વામી પાસેથી વિદ્યાભ્યાસ કરી સ્વામીના રાજીપાથી સ્થિતિ પામેલા હતા. ૩. સદ્.શ્રીશાંતાનંદ બ્રહ્મચારી હતા. જેઓ મૂળજી બ્રહ્મચારીના શિષ્ય હતા. અને વર્ષો સુધી શ્રીહરિ સાથે રહ્યા હતા. અને ૪. મુનીશ્વરાનંદ બ્રહ્મચારી હતા. જેઓ મહાન વિદ્વાન હતા. અને ૫. ઉમરેઠના શ્રીજીમહારાજ ને મળેલા ગૃહસ્થ હરિભક્ત હરિપ્રસાદ શુક્લ હતા. જેઓ વેદાદિક શાસ્ત્રના પારને પામેલા મોટા વિદ્વાન હતા.

એકવાર વિહારીલાલજી મહારાજ આ પાંચેય મહાપુરુષોને સાથે લઈ ગઢપુરમાં શ્રીહરિના પ્રસાદિભૂત સ્થાને દર્શન કરી ભક્તિબાગે ગયા. ત્યાંથી ઘેલાના ઘાટ નિહાળ્યા તેથી તેમને ઉન્મત્તગંગામાહાત્મ્ય ગ્રંથ બનાવવાની પ્રેરણા થઈ અને વિચારવા લાગ્યા.

**જોઈ ઉપજ્યો મનમાં વિચાર, પ્રસાદિના છે ઘાટ અપાર;**
**લીલા જ્યાં જ્યાં કરી છે હરિએ, તેને સ્નેહથી નિત્ય સમરીએ.**

**કહી છે ઘણા મોટેરા સંતે, વળી હરિજન વૃંદ અનંતે;**
**અમરા ખાચરે છે કહેલી, વાત છે મારા મનમાં રહેલી.**

**તેનો ગીર્વાણ ગ્રંથ બનાવું, ગંગા મહાત્મ્ય નામ ઠરાવું;**
**એવુ ધારીને ત્યાથી નિસરીયા, ગંગા કાઠે પૂરવ દિશે ફરીયા.**

**રામદાસ ભાઈ મોટા સંત, વ્યાપકાનંદ પણ મતિમંત;**
**દેહોત્તર ક્રિયા તેનિ કરેલી, તહાં ઓટલીઓ છે રચેલી.**



**જઈને દર્શન તેના કરીને, વળી કાંઠે કાંઠે વિચરીને;**
**ઈચ્છારામભાઈ તણો ઓટો, દેહોત્તર ક્રિયાનો છે તે મોટો.**

**પ્રણમ્યા બહુ ત્યાં જઈ પ્રીતે, ત્યાંથી પરવરીયા રુડી રીતે;**
**ગયા શ્રીપુરુષોતમ ઘાટે, જ્યા છે ખળખળિયો જળ વાટે.**

આ રીતે વિહારીલાલજી મહારાજ અચિંત્યાનંદ બ્રહ્મચારી વગેરે સદ્‌ગુરુઓની સાથે ઉન્મત્તગંગાના ઘાટે ઘાટે ગયા. અને ત્યાંની તમામ ઐતિહાસિક લીલાઓ આ સદ્‌ગુરુઓના મુખેથી સાંભળી. પછી સહુની સાથે તે તે સ્થળે સ્નાન કર્યું. સાંજે સહુ સાથે મંદિરે ગયા. બીજે દિવસે સવારમાં ઊઠી સ્નાનદિક નિત્યકર્મ કરી ગોપીનાથજી મહારાજ, હરિકૃષ્ણમહારાજનાં દર્શન કર્યાં. પછી મુનીશ્વરાનંદ બ્રહ્મચારીને પોતાની પાસે બોલાવ્યા. અને અતિ હેતથી હૈયાની વાત કહેવા લાગ્યા.

**મારા મનમાં મેં ધાર્યું છે આવું, ગંગા મહાત્મ્ય ગ્રંથ બનાવું;**
**ભક્તિ બાગમાં ઉપજ્યો વિચાર, ગંગા તટ હું ગયો તેહવાર.**

**પૂર્વ ભાગનાં નિરખિયાં સ્થાન, ખળખળિયે કર્યું જઇ સ્નાન;**
**તે તો છે પુરુષોતમ ઘાટ, મહિમા અતિ છે એહ માટ.**

**આજ ચાલો તમે અમ સંગે, જઈ જોઈએ સ્થાન ઉમંગે;**
**પુરુષોતમ ઘાટથી થઈને, જોશુ ધારા સહસ્ર તે જઈને.**

તે સાંભળીને મુનીશ્વરાનંદ બ્રહ્મચારીએ કહ્યું, "મારા ગુરુદેવ અનંતાનંદ બ્રહ્મચારી કહેતા કે, ઉન્મત્તગંગા માહાત્મ્ય નામે ગ્રંથ થાય તો શ્રીહરિ બહુ રાજી થાય. આ ગ્રંથ કરવાની તમોને પ્રભુએ જ પ્રેરણા કરી છે. માટે ચાલો આપણે સહુ સાથે મળી ઘેલાના ઘાટ જોવા જઈએ." એમ કહી અચિંત્યાનંદ બ્રહ્મચારી વગેરે સહુ સાથે મળી ચાલ્યા. પ્રથમ પુરુષોત્તમ ઘાટે ગયા.

**નારાયણ ઘાટ ત્યાં થકી થૈને, જોયું દેવ સભા સ્થાન જૈને;**
**ભોયરું ઋષિ માંડવ કેરું, જોયું તે અતિ જુનું ઘણેરું.**

જોયો ઘાટ જે સર્પ ઉધાર, ભક્તિકુંડ જોયો તેહ વાર;
ધર્મકુંડનો જોઈ તે ઠાઠ, જોયો નરનારાયણ ઘાટ.

એહ આદિક ઘાટ નિહાળી, પામ્યા આનંદ સંશય ટાળી;
કર્યું અક્ષરઘાટમાં સ્નાન, પાછા આવિયા ગઢપુર સ્થાન.

આ રીતે વિહારીલાલજી મહારાજ એકેએક ઘાટે અચિંત્યાનંદ બ્રહ્મચારીમહારાજ તથા સંતોને સાથે લઈને ગયા, ત્યાંની લીલા સંતોના મુખેથી સાંભળી. પછી ભક્તિબાગમાં બ્રહ્મચારીજી તથા સંતો સાથે બેસી ઉન્મત્તગંગા માહાત્મ્ય ગ્રંથમાં લખાયેલી લીલા એકત્રિત કરી અને તેને સંસ્કૃત ભાષામાં ગૂંથવાનું કાર્ય અચિંત્યાનંદજી બ્રહ્મચારીને સોંપ્યું.

વિ.સં.૧૯૩૬ દશેરા વિજયાદશમીના પવિત્ર દિવસે પ્રભાતના સમયે આ ગ્રંથ રચતા પહેલા ગ્રંથકર્તા મુનિરાજ અચિંત્યાનંદજીએ ગોપીનાથજી મહારાજને ગળતા હૃદયે સ્તુતિ કરી તે આપણને ઘણું ઘણું શીખવી જાય છે. બ્રહ્મચારી મહારાજ ગદ્‌ગદ્દિતભાવે કહે છે, 'હે નાથ !

જે જે કર્યા ગ્રંથ મે પ્રભુ, તેમા તમે કરી છે સહાય;
તેથી સંપુર્ણ છે તે થયા, તેમ સહાય કરજો સદાય.

ગ્રંથ ગંગા મહાત્મ્ય તણો, રચી શકું હું રુડી રીત;
તેવી બુદ્ધિ મને આપજો, સત્સંગનું કરવા હીત.

*વસંતતિલકા છંદ :*

હે ગોપીનાથ નમું હું જુગ જોડી હાથ,
છોજી અનાથ જનના પણ આપ નાથ;
સાક્ષાત શ્રીહરિ અભીષ્ટ તમે અમારા,
પ્રત્યક્ષ મૂર્તિ સમ મૂર્તિ બીરાજનારા.

હે કૃષ્ણ કૃષ્ણ હરિ અક્ષરધામ વાસી,
સર્વાવતાર તણુ કારણ સૌખ્ય રાશી;



ગોલોક નાથ પુરુષોતમ તે તમે છો,
ઉન્મત ગંગ મહિમા અતિ કીધ એ છો.

આ મૂર્તિમા અચલ હું જ સદા રહિશ,
એવું તમે ઉચરીયા મુનિના અધિશ;
માટે તમારી વિનતી કરી એહ માગું,
ગંગા મહાત્મ્ય રચવા તવ પાાય લાગું.

જે ગંગાના જલ વિષે ઘણીવાર નાહ્યા,
નાતા નિહાળી મુનિયે ગુણ ખૂબ ગાયા;
જે ગંગને તટ દિસે બહુ તીર્થ થાન,
તે કાંઈ હું વરણવું સુમતિ સમાન.

આ રીતે સ્તુતિ કરી ભક્તિબાગમાં જઈ ગ્રંથ રચવાનો આરંભ કર્યો. શ્રીહરિએ ઉન્મત્તગંગામાં સ્નાન કરી જે જે મહાન સંતોના પૂર્વજન્મનું વૃતાંત કહેલું અને તેના અનેકને પ્રત્યક્ષ દર્શન પણ શ્રીહરિએ કરાવેલા. એવી ઐતિહાસિક ઘટનાઓનું આ ઉન્મત્તગંગા માહાત્મ્ય ગ્રંથમાં અચિંત્યાનંદ બ્રહ્મચારીએ આલેખન કર્યું છે.

**એક વર્ષને અંતે વિ.સં.૧૯૩૭ પવિત્ર શરદપૂનમના દિવસે સહુના અંતરમાં શીતળતા અને ભક્તિને પ્રદાન કરનાર ગ્રંથ પૂર્ણ થયો.** આ ઉન્મત્તગંગા માહાત્મ્ય ગ્રંથમાં કુલ ૧૬૪ અધ્યાયો છે. ૧૦૯ ઘાટોનું વર્ણન કરેલું છે. આ ગ્રંથના મુખ્ય વક્તા આનંદાનંદ બ્રહ્મચારી અને શ્રોતા ગાફના રાયસિંહરાજા છે. બીજો સંવાદ અનંતાનંદ બ્રહ્મચારી અને મહુધાના ત્ર્યંબકલાલ વિપ્રનો છે. ચરિત્ર મહિમા લખતા ગ્રંથકાર કહે છે...

*પુષ્પિતાગ્રાવૃત :*

પ્રગટ હરિ ચરિત્ર જેહ માંય, પરમ પવિત્ર સુગ્રંથ તે ગણાય;
સુણી હરિજન સર્વ હર્ષ પામે, તન મનના પરીતાપ સર્વ વામે.

આ ગ્રંથમાં કુલ ૭૧૦૮ જેટલા શ્લોકો છે. આ ઉન્મત્તગંગા માહાત્મ્ય નામે ગ્રંથનો ગુજરાતી અનુવાદ સંપ્રદાયના મૂર્ધન્ય વિદ્વાન સદ્.શા.શ્રીજ્ઞાનપ્રકાશદાસજી સ્વામી (ગાંધીનગર : સેક્ટર-૨૩)એ કર્યો છે. અને તેનું પ્રકાશન સાહિત્યપ્રેમી સદ્.શા.શ્રીહરિપ્રકાશદાસજી સ્વામી (ગાંધીનગર)એ સંવત ૨૦૬૨ મકરસંક્રાંતિના પવિત્ર દિવસે બે ભાગમાં કરેલું છે. જેમાં પ્રથમ ભાગમાં ૭૮ અધ્યાય અને ૩૬૦૫ શ્લોકો ગુજરાતી અનુવાદ સાથે આપેલા છે. બીજા ભાગમાં ૮૬ અધ્યાય અને ૩૫૦૩ શ્લોકોનો અનુવાદ સાથે સમાવેશ કરેલો છે.

*** કૃષ્ણાનંદ અને અચિંત્યાનંદની મિત્રતા :**

ખરેખર સ્વામિનારાયણ સંપ્રદાય આવા સંત રત્નોની ખાણ છે. તેમાં બ્રહ્મચારી અચિંત્યાનંદજી સર્વ શ્રેષ્ઠ કોહીનુર હીરા સમાન છે. તેઓ વિદ્યામાર્તંડ, સંતભૂષણ, વર્ણિરાજ હતા. શ્રીજીમહારાજની ઈચ્છાનુસાર આ લોકમાં આવીને તેમણે સંપ્રદાયની પુષ્ટિ થાય એવા અનેક સદ્ગ્રંથોનું નિર્માણ કર્યું છે.

સ.ગુ.બ્રહ્મચારી અચિંત્યાનંદજી સારા લેખક ઉપરાંત એક ઉચ્ચ કોટીના કવિ પણ હતા. તેઓશ્રીએ સંસ્કૃત ઉપરાંત હિન્દી, કચ્છી અને વ્રજભાષા ઉપર પણ સારો કાબુ મેળવ્યો હતો.

મોટા સંતો પાસેથી સાંભળ્યું છે કે અચિંત્યાનંદ બ્રહ્મચારી અને કૃષ્ણાનંદ બ્રહ્મચારીને પરસ્પર ખૂબ જ મિત્રાચારી હતી. કૃષ્ણાનંદ બ્રહ્મચારીનો જન્મ રાણપુરમાં થયો હતો. તેમનુ પૂર્વાશ્રમનું નામ જીવરામ હતું. તેઓ જ્ઞાતિએ ઔદિચ્ય વિપ્ર હતા. તેમની અટક વ્યાસ હતી. તેઓ પણ મહાવિદ્વાન હતા. તેમણે સંસ્કૃત ભાષામાં **"શ્રીહરિલીલાસુધાકર"** નામનો ગ્રંથ રચ્યો છે. ઈશ્વરની ગતિ અકળ છે.

આ બંને બ્રહ્મચારીઓને ગાઢ પ્રીતિ હોવા છતાં કૃષ્ણાનંદ બ્રહ્મચારીને વડતાલમાં રહેવાનું થયું. જ્યારે અચિંત્યાનંદ બ્રહ્મચારીને



વિશેષતઃ જૂનાગઢ રહેવાનું થતું. તેઓ જ્યારે જૂનાગઢ હોય ત્યારે ઘણીવાર મિત્રનો વિયોગ સતાવતો હતો. પછી અચિંત્યાનંદ બ્રહ્મચારીએ મિત્રાચારીનો આદર્શ પૂરો પાડવા જૂનાગઢમાં રહીને કીર્તનોની રચના કરી. તેમાં પોતાના નામની જગ્યાએ **'કૃષ્ણાનંદ'**ના નામે કીર્તનો કર્યાં. તો આ બાજુ કૃષ્ણાનંદ બ્રહ્મચારીએ મિત્રઋણ ચૂકવવા અચિંત્યાનંદના નામે ઘણાં સ્તોત્રોની રચના કરી છે.

આ રીતે અચિંત્યાનંદ બ્રહ્મચારીએ "કૃષ્ણાનંદ" ના નામે કેટલાંક કાવ્યો રચ્યાં છે. **તે કીર્તનો વિહારીલાલજી મહારાજની આજ્ઞાથી રાજકોટના ઠક્કર દામોદર ગોરધનદાસે સંવત ૧૯૩૮ ફાગણ સુદ દસમને સોમવારે 'અચિંત્યાનંદ બ્રહ્મચારી કૃત કીર્તનાવલી' નામના પુસ્તકમાં પ્રકાશિત કરેલાં છે. જેમાં ૩૦૦ જેટલા કીર્તનો તેમજ અમુક છંદ-છપ્પયો છે.** તે પદો અતિ ઉપયોગી જાણી આ પુસ્તકના અંતમાં છપાવ્યા છે. અને અમુક પદો તો સંપ્રદાયમાં ખૂબ પ્રચલિત છે.

અચિંત્યાનંદ બ્રહ્મચારીકૃત આ કીર્તનોમાં તેઓનો શ્રીજીમહારાજ પ્રત્યેનો અનન્ય ભાવ, શ્રીહરિની સર્વોપરિતા, મહિમા, દિવ્યતા ઉપરાંત પદલાલિત્ય, શબ્દાલંકારો તેમજ જુદી જુદી ભાષાના પદો પણ રચ્યા છે. આ ગ્રંથમાં મરાઠી ભાષાના ત્રણ-ચાર પદો અને ઉર્દૂ કે જાડેજી ભાષાના પદો પણ છે. જે તેઓશ્રીની બહુમુખી પ્રતિભા અને પરમેશ્વરની પરાભક્તિની ઝાંખી કરાવે છે. બ્રહ્મચારી મહારાજે શ્રીહરિની મૂર્તિનાં તથા મહિમાથી પૂર્ણ ઘણાં કીર્તનો રચ્યાં છે. જે અત્યારે સંપ્રદાયમાં સંત હરિભક્તો ગાય છે ને બ્રહ્માનંદ અનુભવે છે.

આ બ્રહ્મચારીજી મહારાજના ભ્રાતૃવંશજો પૈકી ત્રણોલમાં અમરીશભાઈ ભટ્ટ રહે છે. તેમજ દેવાંગભાઈ તથા હાલ અરવલ્લી જિલ્લાના કલેક્ટર માનનીય બિપીનભાઈ ભટ્ટ છે. તેઓ કહેતા કે, **'અનેક ભાષા શીખવી, સંગીત વગેરે અનેક કળાઓ શીખવી એ અમારી**

**પરંપરાની આગવી ખૂબી છે.'** તેઓ પણ અનેક ભાષાના નિષ્ણાંત અને સજ્જન છે. બ્રહ્મચારી મહારાજે હિન્દી, ગુજરાતી, મરાઠી, ઉર્દૂ વગેરે ઘણી ભાષાના પદો રચ્યા છે. તે સાંભળી તેઓ સંપ્રદાયથી ખૂબ જ પ્રભાવિત થયા હતા.

*** વડોદરાના ડોકટરને દીકરો આપ્યો :**

સ.ગુ.બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ "શ્રીહરિલીલાકલ્પતરુ" નામના મહાન ગ્રંથ ઉપરાંત અનેક ગ્રંથોનું લેખન અને અધ્યયન કરેલું. તેથી તેઓની આંખોમાં મોતિયો આવ્યો. એટલે તેઓની આંખોનું તેજ ક્ષીણ થઈ ગયું હતુ. તે વખતે વડોદરાના એક પારસી ડોક્ટરે બ્રહ્મચારીશ્રીની આંખનું ઓપરેશન કર્યું. તેથી બ્રહ્મચારી મહારાજની આંખની તકલીફ દૂર થઈ હતી.

તે ડોક્ટરને ઓપરેશન બદલ એક સો સાઈઠ રૂપિયા આપવામાં આવ્યા. પરંતુ તેનો અસ્વીકાર કરીને ડોક્ટરે મહિમા સાથે એટલું જ કહ્યું કે, 'આવા મહાન સંતની સેવા મળી તે મારાં મોટાં ભાગ્ય છે અને તે જ મારી સાચી કમાણી છે. અને જો બ્રહ્મચારી મહારાજ મારી ઉપર ખરેખર રાજી થયા હોય તો મારે પુત્ર નથી તેથી મારે ત્યાં પુત્ર થાય એવા આશીર્વાદ મને આપો.'

ડોક્ટરની લાગણી, સેવાભાવના અને માંગણીને સાંભળીને બ્રહ્મચારી અચિંત્યાનંદજીનું હૃદય દ્રવી ઊઠ્યું અને તેઓશ્રીએ શ્રીજીમહારાજને સંભારીને ડોક્ટરને પુત્રપ્રાપ્તિના આશીર્વાદ આપ્યા. સમય જતાં **બ્રહ્મચારીશ્રીના આશીર્વાદથી ૪૮ વર્ષની ઉંમરે તે ડોક્ટર પારસીને ત્યાં પુત્રનો જન્મ થયો હતો.** મહાપુરુષોના આશીર્વાદથી અશક્ય કાર્ય શક્ય બની જાય છે.

શ્રીહરિ વચ.ગ.પ્ર.૫૮માં કહે છે, **"અતિશય જે મોટા પુરુષ હોય તેનો જે ઉપર રાજીપો થાય તેના ગમે તેવા મલિન સંસ્કાર હોય તો નાશ**



**પામે. અને મોટા પુરુષનો રાજીપો થયો હોય તો રાંક હોય તે રાજા થાય અને ગમે તેવાં ભૂંડાં પ્રારબ્ધ હોય તો રૂડાં થાય અને ગમે તેવું તેને માથે વિઘ્ન આવનારું હોય તે નાશ થઈ જાય."**

*** અંતિમ બિમારી અને અક્ષરવાસ :**

એક સમયે આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજે શ્રીજીમહારાજનાં લીલાચરિત્રોથી સભર ગ્રંથ "શ્રીહરિલીલામૃતમ્" ના લેખનકાર્ય માટે બ્રહ્મચારી અચિંત્યાનંદજીને યોગ્ય જાણી તેમણે બ્રહ્મચારીશ્રીને જૂનાગઢથી વડતાલ બોલાવ્યા. તેથી બ્રહ્મચારીશ્રી વડતાલ પધાર્યા. ત્યારબાદ કોઈ પ્રતિકૂળ સંજોગોને કારણે તે ગ્રંથના લેખનકાર્યમાં ઘણો વિલંબ થયો.

બ્રહ્મચારી અચિંત્યાનંદજીનો ઉત્કર્ષ સર્વત્ર વધી રહ્યો હતો. આ ઉત્કર્ષ અમુક તેજોદ્વેષી લોકોથી સહન ન થયો. તેથી તેમણે બ્રહ્મચારી ઉપર વર્તમાન લોપ્યાનો મિથ્યા આરોપ મૂક્યો. આ કારણથી તેઓ વડતાલમાં રહેતા થકા ઉદાસી થયા અને મનમાં જાણ્યું જે, 'હવે મારું કાર્ય પૂરું થયું છે.' પછી પોતાની તમામ વૃત્તિઓને પાછી વાળી લીધી.

વળી, તે સમયે બ્રહ્મચારીશ્રીને શરીરે મધુપ્રમેહ (ડાયાબીટીસ) નામનો રોગ હતો, પરીણામે તેઓ શરીરે અસ્વસ્થ રહેતા હતા. તેથી તેઓશ્રીએ આ દેહનો ત્યાગ કરી અક્ષરધામમાં જવાનું નક્કી કર્યું. પછી વડતાલની બાજુમાં રહેલા વલાસણ ગામના એક હરિભક્ત કે જેઓ બ્રહ્મચારીના પરમ સેવક હતા. તેમને રાત્રીને સમયે બ્રહ્મચારીશ્રીએ દિવ્યરૂપે દર્શન આપીને કહ્યું કે, "આવતી કાલે હું અક્ષરધામમાં જવાનો છું. તેથી તમારે અમારાં છેલ્લાં દર્શન કરવાં હોય તો કાલ વડતાલ આવી જજો."

બ્રહ્મચારીશ્રીનાં આ વચનો સાંભળીને બીજે દિવસે તે હરિભક્ત તુરંત વડતાલ આવ્યા. તેમણે ઠાકોરજીના તથા બ્રહ્મચારીશ્રીના દર્શન કર્યા. પછી તે હરિભક્તે દેવો તથા સંતો-ભક્તોને પૂરણપોળીની રસોઈ

આપવાનો પોતાનો વિચાર બ્રહ્મચારી અચિંત્યાનંદજી પાસે રજૂ કર્યો. તેથી બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ તેમને કહ્યું કે, "જો તમે રસોઈ આપવા માંગતા હો તો હું તમારી તે રસોઈ જમીને પછી ધામમાં જઈશ." પછી તે હરિભક્તે મંદિરમાં પૂરણપોળીની રસોઈ આપી અને સંતો, હરિભક્તો તથા બ્રહ્મચારીશ્રીને જમાડ્યા.

પછી તે જ દિવસે બપોરે ઉત્થાપન સમયે મંદિરમાં દર્શને ગયા. અને વડતાલવિહારી હરિકૃષ્ણ મહારાજની આગળ માળા ફેરવતા થકા જ સંવત ૧૯૪૦ના ફાગણ સુદ ૪, તા. ૧/૩/૧૮૮૪ને શનિવારના દિવસે બ્રહ્મચારી અચિંત્યાનંદજી સ્વતંત્ર થકા અક્ષરવાસી થયા.

*ચોપાઈ :*

**વિદ્યાધર અચિંત્યાનંદ વર્ણી, અતિ ઉત્તમ જેહની કર્ણી;**
**સુદિ ફાગણી ચોથે જ તેહ, ગયા અક્ષરમાં તજી દેહ.**
**સુણતાં થયા સર્વ ઉદાસી, વખાણે તેના ગુણને તપાસી;**
**નર રત્ન હતું એ તો એક, હતા સદ્‌ગુણ એમાં અનેક**

બ્રહ્મચારી અચિંત્યાનંદજીના એકાએક અક્ષરવાસગમનથી આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજને મનમાં ખૂબ દુઃખ થયું અને બ્રહ્મચારીશ્રી પાસે "શ્રીહરિલીલામૃતમ્" ગ્રંથ ન લખાવી શકવા બદલ તેઓને ખૂબ અફસોસ થયો. નામની કામના છોડી પાયાના પથ્થર રહી બ્રહ્મચારીજીએ અનેક સદ્‌ગ્રંથોરૂપી સાહિત્યમંદિરની રચનાઓ કરી સારા સંપ્રદાયને ઋણી બનાવ્યો છે. એમાં પણ પ્રાયઃ ગ્રંથો આચાર્યશ્રીને અર્પણ કરી ધર્મકુળને વિશેષ ઋણી બનાવ્યા છે. અચિંત્યાનંદ બ્રહ્મચારીજી અચાનક અક્ષરવાસી થયા તેનો આચાર્ય શ્રીવિહારીલાલજી મહારાજને ઘણો આઘાત લાગ્યો. ત્યાર બાદ વિહારીલાલજી મહારાજે કવીશ્વર દલપતરામ પાસે શ્રીહરિલીલામૃત ગ્રંથની રચના કરાવી. તેમાં આવા મહામુક્તરાજનું યાવચ્ચંદ્રદિવાકરૌ સહુ નામ લેતા રહે અને પાવન



બનતા રહે તથા પોતાને પણ કિંચિત ઋણ અદા કર્યાનો સંતોષ મળે તેવા હેતુથી 'શ્રીહરિલીલામૃતમ્' માં ગ્રંથના વક્તા તરીકેનું સ્થાન બ્રહ્મચારી અચિંત્યાનંદજીને આપેલું.

**કથા વક્તા શ્રીઅચિંત્યાનંદ, જે છે વર્ણિ મંડળમાં ચંદ;**
**શ્રોતા ભક્ત અભેસિંહરાય, તેની જાણવા મૂળ કથાય.**

આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજ પણ વર્ણિરાજ અચિંત્યાનંદજી બ્રહ્મચારીનો મહિમા ખૂબ સમજતા અને તેથી જ તેઓશ્રી શ્રીહરિલીલામૃત ગ્રંથમાં બ્રહ્મચારી અચિંત્યાનંદજીનો મહિમા જણાવતા લખે છે કે...

**અચિંત્યાનંદાખ્ય પ્રવર વરણીના ગુણ કહું,**
**ભલા યોગાભ્યાસી જગ થકી ઉદાસી દિલ બહુ.**
**કર્યાં કાવ્યો કેવાં સુખકર સુધાસાગર સમાં,**
**સદા રાખી વૃત્તિ પ્રગટ પ્રભુ કેરા ભજનમાં.**

સ.ગુ. ગોપાળાનંદ સ્વામી પણ બ્રહ્મચારી અચિંત્યાનંદજીની વિદ્વત્તા અને સદ્‌ગુણો જોઈને તેઓનો ખૂબ મહિમા સમજતા અને તેઓશ્રી બ્રહ્મચારી અચિંત્યાનંદજીને ત્રિકાલજ્ઞ ત્રિતમુનિનો અવતાર કહી બિરદાવતા હતા.

**❋ શાંતાનંદ બ્રહ્મચારીની સેવા અને પ્રસન્નતા પ્રાપ્ત :**

બ્રહ્મચારી અચિંત્યાનંદજીના મુખ્ય શિષ્ય એવા સદ્. બ્રહ્મચારી શાંતાનંદજીનો જન્મ સોરઠ પ્રાંતના પીપલાણા ગામે થયો હતો. તેઓશ્રીનું પૂર્વાશ્રમનું નામ "હીરજીભાઈ " હતું. તેઓના પિતાનું નામ વાઘજીભાઈ તથા માતાનું નામ પૂતળીબા હતું. તેઓશ્રીનો વેદ સામ, ગોત્ર સાવર્ણી, પ્રવર પંચપ્રવર અને શાખા કૌથમી હતા. આ હીરજીભાઈના દાદા કુરજીભાઈ દવે હતા, જેઓ રામાનંદ સ્વામીના આદેશથી મુક્તાનંદ સ્વામીને સંદેશો પહોંચાડવા માટે પીપલાણાથી લોએજ ગયેલા. હીરજીભાઈ બાળપણથી જ ધર્મપરાયણ અને વૈરાગ્યવંત હતા. તેના

આ સદ્ગુણો જોઈને તેમના પિતાજી વાઘજીભાઈ તેમને જૂનાગઢ સદ્. બ્રહ્મચારી અચિંત્યાનંદજી પાસે લઈ ગયા અને બ્રહ્મચારીશ્રીના હાથમાં હીરજીભાઈનો હાથ સોંપીને તેમને ત્યાગીની દીક્ષા આપવા માટે સંમતિ આપી. હીરજીભાઈમાં ત્યાગીનાં સર્વે શુભ લક્ષણો જોઈને બ્ર. અચિંત્યાનંદજીએ તેમને આચાર્ય શ્રીભગવત્પ્રસાદજી મહારાજ પાસેથી બ્રહ્મચારીની દીક્ષા અપાવીને 'શાંતાનંદજી' એવું નામ ધારણ કરાવ્યું.

આ શાંતાનંદ બ્રહ્મચારી અચિંત્યાનંદજી બ્રહ્મચારી મહારાજના કૃપાપાત્ર શિષ્ય હતા. જયારથી તેઓ બ્રહ્મચારી થયા ત્યારથી મન, કર્મ, વચને ગુરુસેવામાં જોડાઈ ગયા હતા અને ગુરુદેવના રાજીપાને જ મોક્ષ માન્યો હતો.

એક સમયે આચાર્યશ્રી ભગવત્પ્રસાદજી મહારાજ સંતો-પાર્ષદો તથા વર્ણીઓ સાથે ગામડાઓમાં સત્સંગ અર્થે ફરવા નીકળેલા. તે સમયે રસ્તામાં એક મોટી નદી આવી. તે નદી પાર કરવા માટે સહુ પોતાના વસ્ત્રો, પગરખા વગેરે સલામત રીતે રાખીને નદી ઊતરતા હતા. ત્યારે પાર્ષદોએ ભગવત્પ્રસાદજી મહારાજના ખેસ, મોજડી, પાઘ વગેરે સાચવીને પોતાની પાસે લઈ લીધું અને ભગવત્પ્રસાદજી મહારાજનો હાથ ઝાલીને તેઓને નદી પાર કરાવી.

તે સમયે બ્રહ્મચારી અચિંત્યાનંદજી પણ પોતાનો ખેસ, પાઘડી વગેરે ઉતારીને પોતાના સેવક બ્રહ્મચારી શાંતાનંદજીને આપતા હતા. ત્યારે બ્રહ્મચારી શાંતાનંદજીએ વિનમ્રભાવે કહ્યું કે, 'ગુરુજી ! આપ આપના ખેસ, પાઘડી વગેરે ઉતારશો નહિ. તમે મારા ખભ્ભા ઉપર બેસી જાવ. હું તમોને જે રીતે આપ દર્શન આપો છો તેવા વેશે જ સહજતાથી નદી પાર કરાવી આપું.' એમ કહીને બ્રહ્મચારી અચિંત્યાનંદજીને પોતાના ખભ્ભા ઉપર બેસાડીને શિષ્ય શાંતાનંદજીએ ગુરુ સાથે નદી પાર કરી. બ્રહ્મચારી શાંતાનંદજીની પોતાના ગુરુ પ્રત્યેની આવી અદ્ભુત



સેવાભાવના જોઈને ત્યાં રહેલ આચાર્યશ્રીએ હસતા હસતા બ્રહ્મચારી અચિંત્યાનંદજીને કહ્યું કે, **'બ્રહ્મચારી મહારાજ ! મારે સેવકો ઘણા છે, પરંતુ આવી રીતે અદ્ભુત સેવા કરે તેવો કોઈ સેવક મારે નથી; તમારા આ સેવકની સેવાભાવના અજોડ છે.'**

આ રીતે તકની સેવા કરી શાંતાનંદ બ્રહ્મચારીએ પોતાના ગુરુદેવ, આચાર્યશ્રી અને મોટા મોટા ઘણા સંતોનો રાજીપો મેળવ્યો હતો.

*** શાંતાનંદ બ્રહ્મચારીને અંતિમ આશીર્વાદ :**

બ્રહ્મચારી શાંતાનંદજી પોતાના ગુરુ બ્રહ્મચારી અચિંત્યાનંદજીને હાથ ધોવા માટે કપડાથી માટી ચાળીને અંદર કાંકરી ન રહે તેમ કરીને બ્રહ્મચારી અચિંત્યાનંદજીને હાથ ધોવડાવતા તેમજ પોતાના ગુરુનાં ધોતિયા વગેરે પણ શાંતાનંદજી પોતે જ ધોતા હતા. આમ, શાંતાનંદજી પોતાના ગુરુ એવા બ્રહ્મચારી અચિંત્યાનંદજીની ખૂબ સેવા કરતા તેમજ સાથે સાથે દેવ સેવા પણ કરતા.

બ્રહ્મચારી અચિંત્યાનંદજીની ખૂબ ઈચ્છા હતી કે, શાંતાનંદજી ખૂબ જ વિદ્યાભ્યાસ કરીને વિદ્વાન બને. પરંતુ શાંતાનંદજીને તો કેવળ સેવાનું જ તાન હતું. બ્રહ્મચારી અચિંત્યાનંદજી પણ તેમના આ ભાવથી પરીચિત હતા. પોતાનો વિદ્યાવારસો ન જાળવી શકવા બદલ બ્રહ્મચારી અચિંત્યાનંદજી પણ રોજ સવારે પૂજા કરીને શાંતાનંદજીને આર્શીવાદ આપીને ત્રણ વખત બોલતા કે, "મારા ગુણ શાંતમાં આવજો."

સમય જતા બ્રહ્મચારી મહારાજ વૃદ્ધ થયા. શરીરે બિમારી આવી. શાંતાનંદજી મહિમા જાણી રાત્રિ-દિવસ એક કરી ખૂબ સેવા કરતાં. બિમારી વધતા અચિંત્યાનંદ બ્રહ્મચારીજીને ખ્યાલ આવી ગયો કે, હવે મારો દેહ નહિ રહે.' તેથી એક દિવસ જમ્યા નહિ. તે જોઈ શાંતાનંદજીને બહુ દુઃખ થયું. તેમણે રડતે હ્રદયે કહ્યું, હે ગુરુદેવ ! મારા હાથનું કાંઈક જમો.' શિષ્યના આગ્રહથી પ્રસન્ન થઈ તેમણે બનાવેલા માલપૂડા જમ્યા.

પછી અચિંત્યાનંદજી બ્રહ્મચારી મહારાજે પોતાની ખૂબ જ સેવા કરનાર સેવકને કહ્યું, 'હે શાંતાનંદ ! આજથી ત્રીજે દિવસે મારે ધામમાં જાવું છે. તમારી સેવાથી હું બહુ જ પ્રસન્ન થયો છું. માટે તમારી જે ઇચ્છા હોય તે માગો.' ધામમાં જવાની વાત સાંભળી ગુરુદેવ સાથે આત્મબુદ્ધિથી જોડાયેલા શાંતાનંદજી પોક મૂકી રડી પડ્યા. અને નીતરતે નેત્રે કહ્યું, 'હે ગુરુદેવ ! આપ ધામમાં જશો તો હું એકલો થઈ જઈશ. મારા ગુરુબંધુઓ તો આપની પાસેથી ખૂબ જ ભણ્યા છે, તેઓ વિદ્વાન છે તેથી સત્સંગમાં કથા-વાર્તા દ્વારા સંતો-ભક્તોને રાજી કરશે. પરંતુ હું શું કરીશ ? મારે તો આપની સેવા જ આધાર છે.'

આવી તેમની નમ્રતા ભરેલી વાણી સાંભળી અચિંત્યાનંદ સ્વામીના અંતરમાંથી સહજ આશીર્વાદ નીકળી ગયો, 'હે શાંતાનંદ ! તેં મારી નિષ્કામભાવથી સેવા કરી છે. માટે **'હું તારા ઉપર અતિ રાજી અને તેથી જ મારી સર્વે વિદ્યા તારામાં તાજી ! તારામાં તાજી ! જા તારા જેવો કોઈ ઉત્તમ વક્તા નહિ થાય. આખો સત્સંગ તને જ કથા-વાર્તા કરવા તેડાવશે.'** આ રીતે સેવકને બ્રહ્મચારી મહારાજે ધામગમન પહેલા વરદાન આપ્યું હતું.

*** ગુરુકૃપાથી વિદ્યાવારસો અમર બન્યો :**

આ રીતે ગુરુકૃપાથી બ્રહ્મચારી શાંતાનંદજી એક ઉત્તમ વક્તા, સર્વોત્તમ વિદ્વાન અને શ્રેષ્ઠ આખ્યાનકાર થયા હતા. અને રાજકોટમાં વિદ્વાનોને પણ શાસ્ત્રોની વાતો કરી મુગ્ધ કરી દેતા. આ રીતે ગુરુકૃપાથી શાંતાનંદ બ્રહ્મચારી ધર્મનિષ્ઠ અને મહાન કથાકાર અને સમર્થ સંત થયા હતા. વિહારીલાલજી મહારાજ પણ જ્યાં જાય ત્યાં શાંતાનંદ બ્રહ્મચારીને કથાવાર્તા કરવા માટે સાથે રાખતા હતા.

એક વાર આચાર્ય શ્રીવિહારીલાલજી મહારાજ રાજકોટ પધાર્યા. ત્યાં દાણાપીઠ વિસ્તારમાં આવેલા આપણા મંદિરના પ્રાંગણમાં



સભા થઈ. આચાર્યશ્રી વગેરે સભામાં બિરાજ્યા. આ સભામાં શાંતાનંદ બ્રહ્મચારીએ પ્રહ્‌લાદનું આખ્યાન સૂરીલા કંઠમાં રેલાવ્યું. પરંતુ મોડુ થતું હોવાથી વચ્ચે બંધ રાખ્યું. એટલે દીવાનજી કોટક સાહેબ તેમજ અન્ય સભાજનોના આગ્રહથી મંદિરના કોઠારી આચાર્યશ્રી પાસે આવ્યા અને બ્રહ્મચારી શાંતાનંદજી દ્વારા રજૂ થતું અધૂરું આખ્યાન પૂરું કરવા દેવાની અનુમતિ માંગી. આચાર્યશ્રીએ સહર્ષ અનુમતિ આપી એટલે શાંતાનંદજીએ ફરી ઊભા થઈને અડધો કલાક જુસ્સાભેર બોલીને અધૂરું આખ્યાન રસપૂર્વક પૂર્ણ કર્યું. તેથી સૌ સભાજનો ખૂબ પ્રભાવિત થયા અને તાલીઓના ગડગડાટથી બ્રહ્મચારી શાંતાનંદજીનું અભિવાદન કર્યું. આચાર્ય મહારાજ પણ આખ્યાન સાંભળીને ખૂબ પ્રસન્ન થયા.

પછી સભામાં આચાર્યશ્રીના સ્વાગતનો કાર્યક્રમ આગળ ચાલ્યો. સભા પૂર્ણ થયા બાદ આચાર્યશ્રીએ શાંતાનંદજીને પોતાની પાસે બોલાવ્યા અને **તેમની હિંમત અને વિદ્વતાથી રાજી થઈ તેમને હાર પહેરાવી સદ્‌ગુરુની પદવી આપી.** પછી આચાર્યશ્રીએ બ્રહ્મચારી શાંતાનંદજીને કહ્યું કે, **'બ્રહ્મચારી મહારાજ ! આપણે બન્નેએ ગુરુ બ્રહ્મચારી અચિંત્યાનંદજી પાસે રહીને સાથે અભ્યાસ કરેલો. તે સમયે તમારામાં આવી વિદ્વત્તા છે તેવો અનુભવ મને થયો નહોતો. આજના પ્રસંગે જ અમોને આપની વિદ્વત્તાનો ખ્યાલ આવ્યો.'**

ત્યારે શાંતાનંદજીએ વિનમ્રભાવે કહ્યું કે, "આ તો ગુરુની કૃપા છે અને ગુરુકૃપાથી જ હું આટલી વિદ્વતાને પામ્યો છું.' તે સાંભળી આચાર્યશ્રી રાજી થયા અને ત્યાર પછી શાંતાનદજીની વાક્‌છટા અને વિષય નિરુપણ શક્તિને જોઈને આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજ તેમને હંમેશા પોતાની સાથે રાખતા અને જ્યાં જ્યાં આચાર્યશ્રી પધરામણી કે સભાપ્રસંગે જાય ત્યાં તેઓને સાથે લઈ જતા અને શાંતાનંદજી પણ તે દરેક પ્રસંગે પ્રસંગોચિત પ્રવચન કરી સંપ્રદાયની

શાન વધારતા એવા તેઓ ગુરુકૃપાથી મહાન બન્યા હતા. મોટા સંતો કહેતા કે, 'અચિંત્યાનંદજી બ્રહ્મચારીના આશીર્વાદથી તેમના શિષ્ય શાંતાનંદજીએ ગુરુએ બનાવેલા અમુક ગ્રંથો ઉપર ટીકાઓ તથા ભાષ્યો રચ્યા છે.' એવા એ સમર્થ વિદ્વાન થયા હતા.

**મોટા પુરુષની અમીદષ્ટિ જ અવની ઉપરનું અમૃત છે. આપણું અધૂરું પૂરું આવા સંતોની કૃપાથી જ થાય છે.** આપણે પણ હૃદયેશ્વર શ્રીહરિજી મહારાજ અને બ્રહ્મચારીજી જેવા મહાપુરુષોના ચરણોમાં રડતા હૃદયે પ્રાર્થના કરીએ...'હે વાલમજી ! આપનું જે જે ગમતું હોય તે જ કરજો. આપનું ગમતું હોય એવું જ અમારી પાસે કરાવજો અને આપની સદા પ્રસન્નતા રહે એવું આપનું ગમતું પાત્ર અમને બનાવજો. એવી અમ રંક બાળ ઉપર સદા કરુણા વરસાવતા રહેજો..!!'

*** શાંતાનંદ બ્રહ્મચારીનો અક્ષરવાસ :**

બ્રહ્મચારી શાંતાનંદજી સાથે પુરાણી સ્વામી ગોપીનાથદાસજીને ઘણો જ પૂજ્યભાવ અને મહિમાભાવ રહેતો અને પુરાણી સ્વામીની સાધુતા અને તેજસ્વી વિદ્વત્તા નિહાળીને બ્રહ્મચારી મહારાજ પણ ખૂબ જ પ્રસન્ન હતા. યુવાન પુરાણી સ્વામી અને વયોવૃદ્ધ બ્રહ્મચારી મહારાજ ઘણીવાર સાથે બેસીને સત્સંગની પ્રણાલિકાની જૂની વાતો કરતા અને તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોની ચર્ચા કરતા.

ઉપલેટાના ભાઈશંકરભાઈ વિપ્રને શ્રીહરિએ દર્શન આપી કહ્યું, 'અમો આવતી કાલે રાતે શાંતાનંદ બ્રહ્મચારીને અક્ષરધામમાં તેડી જશું. તેમને પુરાણી ગોપીનાથજી સાથે ખૂબ હેત છે, માટે તમો આ વાત પુરાણીને કહેજો.' એમ કહી શ્રીહરિ અદૃશ્ય થઈ ગયા.

ભાઈશંકરભાઈએ શ્રીહરિનો કહેલો સંદેશો પુરાણી સ્વામીને સંભળાવ્યો. તેથી તેઓ તરત ગોંડલ પધાર્યા. શાંતાનંદ બ્રહ્મચારી એક



મહિનાથી ખૂબ જ બીમાર રહેતા. પુરાણી સ્વામીએ બ્રહ્મચારી મહારાજને દંડવત પ્રણામ કરીને શ્રીજીમહારાજનો સંદેશો કહી સંભળાવ્યો.

**શ્રીજીનો સંદેશ સાંભળીને બ્રહ્મચારી રાજી રાજી થઈ ગયા અને ધામમાં જવાની તૈયારી કરી લીધી. શ્રીજીમહારાજે કહ્યું હતું એ જ રીતે સંવત ૧૯૫૮ના ચૈત્ર વદ ૪ ની રાત્રિના ૧૨ વાગે મહારાજ તેમના ગુરુદેવ અચિંત્યાનંદ સ્વામી તથા ગોપાળાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી વગેરે સંતો સાથે તેડવા પધાર્યા.** તેમની સાથે શાંતાનંદ બ્રહ્મચારી ભૌતિકદેહ ત્યાગી, દિવ્યદેહ ધરી અક્ષરધામમાં સદા શ્રીહરિની સેવામાં પહોંચી ગયા.

*** ઇશાનંદ બ્રહ્મચારી તથા જગદીશાનંદ બ્રહ્મચારી :**

એક સમયે શ્રીજીમહારાજ ફરતા ફરતા ગણોદ પધારેલા ત્યારે ત્યાંના ભીમજીભાઈ પંડયા તથા દેવરાજભાઈ તે બન્ને વિપ્રોએ રસોઈ બનાવીને મહારાજને જમાડેલા. તે ભીમજીભાઈ પંડયા સ.ગુ. ગુણાતીતાનંદ સ્વામીના અનન્ય સેવક હતા. વળી, તેઓ લોધિકા દરબાર અભયસિંહજીના કારભારી હતા. તેમના નાના પુત્ર હરિરામનો જન્મ સંવત ૧૮૯૩ના માગસર વદ ૨નાં રોજ થયો હતો. હરિરામ નાનપણથી જ ભગવત્પરાયણ હતા.

તેઓના ગામમાં સદ્.શ્રીગુણાતીતાનંદ સ્વામી, સદ્.શ્રીગોપાળાનંદ સ્વામી, બ્રહ્મચારી અચિંત્યાનંદજી વગેરે સંતો અવાર નવાર પધારે ત્યારે તેઓ સંતોની ખૂબ સેવા કરીને તેઓને રાજી કરતા.હરિરામની સેવાથી પ્રસન્ન થઈને બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ તેમને વર્તમાન ધરાવેલા. અને સારી રીતે વિદ્યાભ્યાસ પણ કરાવ્યો હતો. પછી તેમને વૈરાગ્ય થતાં પોતાના ગુરુબંધુ વાસુદેવાનંદ બ્રહ્મચારીની સાથે રાખ્યા. તેમણે હરિરામને દીક્ષા અપાવી 'ઈશાનંદ વર્ણી' નામ રાખ્યું હતું. તેઓ સદા અચિંત્યાનંદ બ્રહ્મચારીને ગુરુ તરીકે જ માનતા હતા. આ ઈશાનંદ બ્રહ્મચારી સારા વિદ્વાન અને શ્રેષ્ઠ કવિ હતા. આ રીતે અચિંત્યાનંદ

બ્રહ્મચારીજીએ ઘણા વિદ્વદ્વર્ય સંતો, વર્ણીઓ તૈયાર કરીને સંપ્રદાયને અમૂલ્ય ભેટ ધરી હતી.

કવિ જગદીશાનંદજીનો જન્મ સૌરાષ્ટ્રમાં પિપલાણા ગામમાં સંવત ૧૮૯૨માં થયો હતો. તેઓની અટક મહેતા હતી. તેઓ ખૂબ પવિત્ર વિદ્વાન સંત હતા. અચિંત્યાનંદજી બ્રહ્મચારીનો યોગ થતાં મળવત્ સંસારનો ત્યાગ કર્યો. અને ભાગવતી દીક્ષા ગ્રહણ કરી. અચિંત્યાનંદ બ્રહ્મચારીની સાથે જૂનાગઢ મંદિરમાં રહીને અનેક સદ્ગ્રંથોનો અભ્યાસ કર્યો. સાથોસાથ દેવસેવા અને સંતસેવા કરી સહુનો રાજીપો લીધો.

ગુરુકૃપાથી જગદીશાનંદજી શાસ્ત્ર, પુરાણ, વ્યાકરણ વગેરેમાં પારંગત થયા. જગદીશાનંદજીમાં શાસ્ત્રોક્ત જ્ઞાન ઉપરાંત અદ્ભુત કવિત્વ શક્તિ હતી, તેથી તેઓશ્રીએ અનેક કીર્તનોની રચના કરેલી છે. તેઓના કીર્તનો 'રસિક પદ રચના' (જગદીશાનંદ કાવ્ય) નામના પુસ્તકમાં પ્રકાશન થયેલા છે.

**❋ અચિંત્યાનંદ બ્રહ્મચારીની શિષ્ય પરંપરા :**

અચિંત્યાનંદજી બ્રહ્મચારીની શિષ્ય પરંપરામાં તેઓના મુખ્ય શિષ્ય શાંતાનંદ બ્રહ્મચારી હતા. તદુપરાંત કવિ જગદીશાનંદજી બ્રહ્મચારી, હરિહર્યાનંદજી બ્રહ્મચારી, ધર્મસ્વરૂપાનંદ બ્રહ્મચારી, કવિ ઈશાનંદ બ્રહ્મચારી વગેરે સમર્થ વિદ્વાન અને બ્રહ્મનિષ્ઠ સંતો હતા. આ ઈશાનંદ બ્રહ્મચારીના ત્રણ શિષ્યો હતા. ૧. જૂનાગઢના મહાન સમર્થ અને વિદ્વાન બાલકૃષ્ણાનંદ બ્રહ્મચારી. ૨. સુખાનંદ બ્રહ્મચારી અને ૩. કેશવાનંદ બ્રહ્મચારી હતા. તેમાં કેશવાનંદજી બ્રહ્મચારીના શિષ્ય ગજાનંદ બ્રહ્મચારી હાલ જૂનાગઢ મંદિરમાં વિદ્યમાન છે.

આ રીતે અનેક સદ્ગ્રંથો અને સમર્થ સંતોની સંપ્રદાયને ભેટ આપનાર તપોમૂર્તિ, બ્રહ્મચર્યમૂર્તિ, વાત્સલ્યમૂર્તિ અચિંત્યાનંદજી બ્રહ્મચારીમહારાજના પાવન ચરણોમાં કોટી કોટી વંદન...



**❋ કલ્પતરુની કથા અને અલૌકિક અનુભવ :**

વિક્રમ સંવત ૧૯૭૩ની સાલ હતી. અધિક ભાદરવો માસ હતો. રાજકોટનો સત્સંગસમાજ પુરાણી સ્વામીના અમૃતવચનોનો લાભ લેવા તલસતો હતો. સત્સંગસમાજના મનમાં ઈચ્છા હતી કે, આ પવિત્ર અધિક માસમાં પુરાણી સ્વામી ગોપીનાથદાસજી રાજકોટ પધારે અને હરિલીલાકલ્પતરુ ગ્રંથની કથા સંભળાવે. રાજકોટમાં સ્વામીના મંડળના જ સંત સ્વામી ધર્મવલ્લભદાસજીની કોઠારી તરીકે નિમણૂક થઈ હતી તેથી સ્વામીને તેડાવવામાં વાતાવરણ અનુકૂળ હતું.

હરિભક્તોના આગ્રહથી પુરાણી સ્વામી ગોંડલથી રાજકોટ પધાર્યા. દેવપ્રસાદ સ્વામી, નારાયણદાસ સ્વામી અને પાર્ષદ અરજણભગત એમની સાથે હતા. મંદિરમાં કલ્પતરુની કથાનો આરંભ થયો. મોટી સંખ્યામાં ભક્તજનો કથા સાંભળવા એકઠા થતા હતા.

પુરાણી સ્વામી કથારસ વરસાવી સર્વને રસતરબોળ કરતા હતા. સમય કેમ પસાર થઈ જતો એની કોઈને ખબર રહેતી નહોતી. કલ્પતરુની કથાને લીધે પવિત્ર પુરુષોત્તમ માસના દિવસો વિશેષ પાવનકારી થઈ રહ્યા હતા. પુરાણી સ્વામી જેવા મહાન સંતના મુખેથી કથાવાર્તા સાંભળીને હરિભક્તો પણ ધન્ય ધન્ય થઈ રહ્યા હતા. આમ, કરતા કરતા અધિક માસ પૂરો થઈ રહેવા આવ્યો. કલ્પતરુના અગિયારમા સ્કંધની કથા પૂરી થવા આવી હતી અને છેલ્લો બારમો સ્કંધ બાકી હતો.

આ અરસામાં એક દિવસ રાત્રીના સમયે પુરાણી સ્વામી પોતાના આસને સૂતા હતા.રાત્રીનો આશરે ત્રણેક વાગ્યાનો સમય હતો. આ સમયે પુરાણી સ્વામીને એક અલૌકિક સ્વપ્ન આવ્યું.

**સ્વપ્નમાં એમને સદ્ગુરુ ગુણાતીતાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી અને હરિલીલાકલ્પતરુ ગ્રંથના રચયિતા બ્રહ્મચારી મહારાજ શ્રીઅચિંત્યાનંદજીના દર્શન થયાં.**

પુરાણી સ્વામી અત્યંત ભાવ-વિભોર થઈ ગયા. સ્વામીએ બંને સદ્ગુરુ સંતોને વંદન કર્યા. ગુણાતીતાનંદ સ્વામી બોલ્યા, "પુરાણી ! ચાલો મારી સાથે, બહાર ફળિયામાં હનુમાનજીની ડેરી પાસે શ્રીજીમહારાજ તમારી રાહ જુએ છે."

સ્વામીની વાત સાંભળતા પુરાણી સ્વામીને વિશેષ આનંદ થયો. સ્વામી બંને મહાન સદ્ગુરુઓ સાથે ચાલતાં ચાલતાં મંદિરની બહાર ફળીયામાં હનમાનજીની ડેરી પાસે પધાર્યા. ફળિયામાં દિવ્ય વિમાન ઊભું હતું અને વિમાનની બહાર ભગવાન શ્રીહરિ મંદ મંદ હસતા ઊભા હતાં.

સ્વપ્નમાં આવા દિવ્ય દર્શનથી પુરાણી અત્યંત ભાવવિભોર થઈ ગયા. ત્યાં તો શ્રીજીમહારાજ હસીને બોલ્યા, " સ્વામી ! ચાલો ધામમાં. અમે તમને તેડવા આવ્યા છીએ."

મહારાજની વાત સાંભળી પુરાણી સ્વામીથી બોલાય ગયું, "મહારાજ ! ધામમાં અવવા માટે તો મારી પૂર્ણ તૈયારી છે. પરંતુ અહીં કલ્પતરુની કથા ચાલે છે. અગિયારમો સ્કંધ પૂરો થવા આવ્યો છે. બારમો સ્કંધ લેવા માટે માણસ જૂનાગઢ ગયો છે. આ કથા અધૂરી છે, એનું મારે શું કરવું ?" પુરાણી સ્વામીની વાત સાંભળી શ્રીજીમહારાજ માત્ર હસ્યા.

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, 'મહારાજ ! આપણે પુરાણીને કથાવાર્તા દ્વારા તમારા સ્વરૂપનો મહિમા સમજાવી હરિભક્તોને સુખ દેવા માટે મોકલ્યા છે. આપના સુપુત્ર રઘુવીરજી મહારાજની ઈચ્છાથી અને અમારી આજ્ઞાથી આ અચિંત્યાનંદ બ્રહ્મચારીએ કલ્પતરુની રચના કરી છે. આ ગ્રંથમાં આપનો સર્વોપરિ મહિમા વર્ણવાયો છે, માટે આ ગ્રંથ સર્વોપરિ છે. મહારાજ ! આ બધી વાત આપ સારી રીતે જાણો છો. પુરાણી સ્વામી જેવા સંત આ ગ્રંથની કથા કરશે તો હરિભક્તોને આપનો મહિમા યથાર્થ સમજાશે અને સત્સંગમાં સમાસ થશે. માટે એ હમણા ભલે કથા કરે. આપણે એમને પછી ધામમાં લઈ જશું.'



ગુણાતીતાનંદ સ્વામીની વાત સાંભળી મહારાજ બોલ્યા, 'ભલે સ્વામી ! જેવી આપની મરજી.' આટલું કહેતાંની સાથે જ મહારાજ અદશ્ય થઈ ગયા.

પુરાણી સ્વામીનું સ્વપ્ન પૂરુ થયું. ઊંઘ ઊડી ગઈ. મહારાજ અદશ્ય થઈ ગયા એનો પુરાણી સ્વામીને ભારે આઘાત લાગ્યો. આઘાતમાં અને આઘાતમાં સ્વામીનો કંઠ સાવ બેસી ગયો, ગળું રુંધાઈ ગયું, વાચા બંધ થઈ ગઈ. સ્વામી બોલવા જાય તો પણ અવાજ ખૂલ્યો નહિ.

**સ્વામીના મનમાં થયું, 'અરે ! મહારાજ મને તેડવા આવ્યા અને આ કથા ક્યાં આડી આવી ! !'** રાત્રીના સાડા ત્રણ વાગ્યા હતા. સ્વામીએ પોતાના સેવક સંત દેવપ્રસાદદાસજીને જગાડયા. સ્વામી કંઈક કહેવા માગતા હતા પણ બોલી શકતા નહોતા. પુરાણી સ્વામીની આવી અવાચક સ્થિતિ જોઈને દેવપ્રસાદ સ્વામી પણ હાંફળાફાંફળા થઈ ગયા. એમણે બીજા સંતોને જગાડયા.

બધા સંતો સ્વામીની આસપાસ એકઠા થઈ ગયા. સ્વામી કાંઈ બોલી શકતા નહોતા. સ્વામીને શું થઈ ગયુ છે ? એ કોઈને સમજાતું નહોતુ. સ્વામીએ હાથના સંકેતથી પાણી માગ્યું. સેવક સંતે પાણી આપ્યું. સ્વામીએ પાણીથી કોગળા કર્યા પણ વાચા ખૂલી નહીં. આશરે સવારના ચાર વાગ્યાનો સમય થયો. પુરાણી સ્વામી સ્નાનાદિકથી પરવારી પૂજામાં બેઠા અને પોતાથી થયેલ ભૂલ બદલ મહારાજની પાસે મનોમન માફી માગવા લાગ્યા.

સવારની મંગળા આરતી બાદ સ્વામીનું ગળું થોડું ખૂલ્યું. સ્વામીને થતું હતું કે, કદાચ હવે મારાથી કથા નહિ થઈ શકે ! ! પરંતુ ધીરે ધીરે સ્વામીનો કંઠ ખૂલવા લાગ્યો. આખરે તો મહારાજે એમને કથાવાર્તાથી સત્સંગનું સુખ આપવા માટે જ રાખ્યા હતા. કથાનો સમય થયો, મંદિર હરિભક્તોથી ભરાઈ ગયું. સ્વામીએ બેસી ગયેલ સાદે કલ્પતરુની કથા

શરૂ કરી. સાંભળનારા ભક્તજનોને આશ્ચર્ય થયું કે, " સ્વામીનો સાદ આમ અચાનક કેમ બેસી ગયો !"

સ્વામીએ સભામાં પોતાના રાત્રિનાં અનુભવની વાત કરી કહ્યું, **"ભક્તો, મહારાજ મને ધામમાં તેડી જવા આવ્યા, પણ આ કથા આડી આવી એટલે મૂકીને જતા રહ્યા."**

વાત કરતા કરતા સ્વામી દિલગીર થઈ ગયા. હરિભક્તોએ કહ્યું, ' સ્વામી ! તમને કથા આડી નથી આવી પણ અમને કથા સંભળાવવા માટે જ મહારાજે તમને રાખ્યા છે.' સ્વામીએ કલ્પતરુની કથા આગળ ચલાવી. ધીરે ધીરે સ્વામીનો કંઠ ખૂલવા લાગ્યો અને આખરે ગળું પૂર્વવત્ થયું. રાજકોટમાં કથા પૂર્ણ કરી. **આ રીતે હરિલીલાકલ્પતરુ જેવા મહાગ્રંથની કથા કરનારા સંતોને અચિંત્યાનંદજી બ્રહ્મચારી વગેરે મહાસંતો દિવ્ય દર્શન આપે છે. જો આપણી શુદ્ધ ભાવના હોય તો ભગવાન અને મોટા સંતો આ સત્સંગમાં સદા પ્રગટ છે.** આપણે એમની દિવ્યતા અને પ્રત્યક્ષપણું જાણી-માણી શકીએ એવી દિવ્યદૃષ્ટિ અને વિશાળ દિલની જરૂર છે.

### ❋ મેંગણીમાં હરિલીલાકલ્પતરુની કથા :

મેંગણી દરબાર માનસિંહજીના વંશજ દરબાર શ્રીરાઘવસિંહજી ખૂબ સારા હરિભકત હતા. સદ્ગુરુ નારાયણદાસજી સ્વામી પ્રત્યે તેમને ખૂબ જ ભાવ હતો. દરબાર રાઘવસિંહજીને વિચાર આવ્યો કે, "અમારા પૂર્વજોએ શ્રીજીમહારાજના લીલાચરિત્રો અને સર્વોપરિપણાથી ભરપૂર 'હરિલીલાકલ્પતરુ' ગ્રંથ બ્રહ્મચારી અચિંત્યાનંદજી પાસે કરાવ્યો છે. માટે અમારે સદ્ગુરુ નારાયણદાસજી સ્વામી અને સદ્ગુરુ કૃષ્ણચરણદાસજી સ્વામીની ઉપસ્થિતિમાં આ ગ્રંથની સંપૂર્ણ કથા કરાવવી."

દરબારે આ અંગે સદ્ગુરુ નારાયણદાસજી સ્વામી અને સદ્ગુરુ કૃષ્ણચરણદાસજી સ્વામીને મેંગણી પધારવા વિનંતીપત્ર લખ્યો અને



પત્રમાં પોતાનો સંકલ્પ જણાવ્યો. દરબારનો પત્ર વાંચી સ્વામી અત્યંત રાજી થયા. સ્વામીને તો કથા સાંભળવી એ જ જીવન હતું, એમાંય હરિલીલાકલ્પતરુની વાત આવે એટલે સ્વામીને અત્યંત આનંદ થાય એમાં કોઈ વાતની નવાઈ નહોતી, કારણ કે આદિ આચાર્ય રઘુવીરજી મહારાજ અને સદ્.શ્રીગુણાતીતાનંદ સ્વામીની આજ્ઞાથી બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ આ ગ્રંથની રચના કરી હતી. આ ગ્રંથને સ્વામિનારાયણ સંપ્રદાયનું 'ભક્તિશાસ્ત્ર' કહી શકાય.

આ ગ્રંથમાં ભગવાન સ્વામિનારાયણની 'સર્વોપરિ નિષ્ઠા' માળાના પારામાં દોરાની જેમ વણાયેલી છે. મેંગણી દરબાર રાઘવસિંહજીનો હરિલીલાકલ્પતરુની કથા અંગેનો પત્ર આવતા સ્વામી અત્યંત રાજી થયા. સ્વામીએ દરબારની વિનંતી માન્ય રાખી અને મેંગણી જવાનો નિર્ણય કર્યો.

નારાયણદાસ સ્વામીએ કથાકાર સંતો તરીકે શાસ્ત્રી ધર્મજીવનદાસજી સ્વામી અને પુરાણી શ્રીહરિસ્વરૂપદાસજીને પસંદ કર્યા. સદ્ગુરુ નારાયણદાસજી સ્વામી, સદ્ગુરુ કૃષ્ણચરણદાસજી સ્વામી વગેરે ત્રીશ સંતોને સાથે લઈ મેંગણી પધાર્યા.

અહીં સ્વામી સતત બે મહિના રોકાયા અને બંને વિદ્વાન સંતો પાસેથી હરિલીલાકલ્પતરુની સંપૂર્ણ કથા સાંભળી. બંને વક્તા સંતો ઉપર સ્વામી ખૂબ રાજી થયા. આ કથા પ્રસંગે ચાંપાબેડા, નોંઘણચોરા, કાળાંભડી, લોધિકા વગેરે ગામોના દરબારો અને હરિભક્તો મોટી સંખ્યામાં કથા સાંભળવા આવતા. **આ પ્રસંગે પણ બંને વક્તાઓને બ્રહ્મચારી મહારાજ તથા મોટા સદ્ગુરુઓનાં દિવ્ય દર્શન થયાં હતાં.**

આ રીતે જેમના પૂર્વજો મુખ્ય શ્રોતા હતા એ જ પવિત્ર સ્થળે હરિલીલાકલ્પતરુની સંપૂર્ણ કથા થઈ. સમસ્ત સોરઠ દેશ માટે આ પ્રસંગ સુવર્ણ અક્ષરે લખાયો.

કવિસમ્રાટ મુક્તરાજ અચિંત્યાનંદજી બ્રહ્મચારીકૃત શ્રીહરિલીલા કલ્પતરુ ગ્રંથની કોઈ પૂર્ણ શ્રદ્ધા સાથે પારાયણ કરે તો તે પ્રસંગે શ્રીજીમહારાજ શ્રોતા યાં તો વક્તાઓને પોતાનાં દિવ્ય દર્શન અને અનુભૂતિ આપે છે. આ ગ્રંથના વક્તા ઉપર ભગવાનનો આટલો બધો રાજીપો છે તો જેમનાં અંતરમાં પ્રકાશકપણે રહી આવો મોટો ગ્રંથ પ્રકાશ્યો છે એવા મુક્તરાજ અચિંત્યાનંદજી બ્રહ્મચારી ઉપર ભગવાનનો કેટલો રાજીપો હશે ? એમના પ્યારા મહામુક્તો અને સંતો-ભક્તોનો કેટલો રાજીપો હશે ? તે વિચારવું. આ રીતે શ્રીહરિ, આચાર્યશ્રી અને અસંખ્ય સંતો-ભક્તોના પ્રીતિ, પ્રતીતિ અને પ્રસંશાનું પાત્ર બનેલા એવા બ્રહ્મચારી મહારાજના પાવન ચરણોમાં કોટી કોટી વંદન...

અંતમાં નતમસ્તકે, ગળતાં હૃદયે બ્રહ્મચારી મહારાજ તથા સહુ સંતો-ભક્તોના શ્રીચરણોમાં પ્રાર્થના છે કે, હે વહાલાઓ ! મારી પાસે પણ આપ આપનું ગમતું જ કરજો, કરાવજો, આપના ગમતાર્થે વાપરજો અને આપનું ગમતું પાત્ર બનાવી સ્વીકારી લેજો હો...!! એ જ

**॥ ઇતિ સદ્.શ્રીઅચિંત્યાનંદ બ્રહ્મચારીનું જીવન સંપૂર્ણ ॥**

*લી. સેવક સાધુ બ્રહ્મપ્રકાશ*

*ગુરુ : પ.પૂ.સદ્.શ્રીજ્ઞાનજીવનદાસજી સ્વામી (કુંડળધામ)ના*

*અતિ ભાવથી જયસ્વામિનારાયણ*



॥ શ્રીસ્વામિનારાયણોવિજયતેતરામ્ ॥



# મુક્તરાજ સદ્.શ્રીઅચિંત્યાનંદ બ્રહ્મચારીકૃત વિવેકશતક

**શાર્દુલવિક્રીડીત :**

**सत्संगो हरिभक्तिरिन्द्रियजयो माहात्म्ययुक्ता दया,**
**श्रद्धा चैव बृहद्व्रतं हरिजनेष्वत्यार्जवं मित्रता ।**
**नित्यं चैव यथोचितं हितकृतिर्निर्दम्भता सर्वथा,**
**सन्तोषो विरतिस्तथा निजवृषोऽहिंसात्मनिष्ठा तपः ।।१।।**

**૧.** શ્રદ્ધા, **૨.** સ્વધર્મ, **૩.** વૈરાગ્ય, **૪.** સર્વ પ્રકારે ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો, **૫.** અહિંસા, **૬.** બ્રહ્મચર્ય, **૭.** સાધુનો સમાગમ, **૮.** આત્મનિષ્ઠા, **૯.** માહાત્મ્યજ્ઞાને યુક્ત એવી જે ભગવાનની નિશ્ચળ ભક્તિ, **૧૦.** સંતોષ, **૧૧.** નિર્દંભપણું, **૧૨.** દયા, **૧૩.** તપ, **૧૪.** પોતાથી ગુણે કરીને મોટા જે ભગવાનના ભક્ત તેમને વિશે

ગુરુભાવ રાખીને તેમને બહુ પ્રકારે માનવા, **૧૫.** પોતાને બરોબરિયા જે ભગવાનના ભક્ત તેમને વિશે મિત્રભાવ રાખવો, **૧૬.** પોતાથી ઊતરતા જે ભગવાનના ભક્ત તેમને વિશે શિષ્યભાવ રાખીને તેમનું હિત કરવું; ॥૧॥

**एतैः षोडशभिर्भवप्रशमनैः शास्त्रोदितैः साधनैः,**
**अत्रैकान्तिकभक्त एव सहजानन्दस्य धार्मेर्हरेः ।**
**देहान्तेऽक्षरधाम तस्य परमं प्राप्यैव मायापरं,**
**सेवायामवतिष्ठते भगवतस्तस्याऽऽश्रितश्रेयसः ।।२।।**

એવી રીતે આ સોળ સાધને કરીને ભગવાનના એકાંતિક ભક્ત અક્ષરધામને વિશે ભગવાનની સેવાને રૂડી રીતે પામે છે.

જન્મ મરણરૂપ સંસારને ટાળનાર અને શાસ્ત્રમાં બતાવેલાં આ ઉપર કહેલાં સોળ સાધનોથી ધર્મપુત્ર શ્રીહરિ સહજાનંદસ્વામીનો એકાંતિક ભક્તજન જ માયાથી પર તે શ્રીહરિનાં પરમ અક્ષરધામને દેહને અંતે પામીને શરણાગતોનું કલ્યાણ કરનાર ભગવાન શ્રીહરિની સેવામાં રહે છે. ॥૨॥

**शार्दुलविक्रीडीत : मंगलाचरणम्**

**श्रीमद्भक्तिवृषात्मजं गुणगणैश्वर्याद्युदारोदधिं,**
**पुण्यैकान्तिकधर्मवर्मपरमं सर्वेश्वराधीश्वरम् ।**
**उन्मूल्यात्र महीतले स्वमहसाऽधर्मँ वृषस्थापनं,**
**कुर्वाणं प्रणमामि पुण्यशरणं श्रीस्वामिनारायणम् ।।१।।**

અનેક કલ્યાણકારી સદ્‌ગુણ અને ઐશ્વર્યનાં વિશાળ સાગર જેવા, પવિત્ર એકાંતિક ધર્મનું રક્ષણ કરનાર, સર્વ ઈશ્વરોના અધીશ્વર, આ પૃથ્વી ઉપર પોતાનાં પ્રતપાથી અધર્મને ઉખાડીને સદ્ધર્મસ્થાપન કરનાર અને પવિત્ર છે શરણ જેમનું એવા શ્રીમદ્‌ભક્તિધર્મના પુત્ર ભગવાન શ્રીસ્વામિનારાયણને હું પ્રણામ કરું છું. ॥૧॥



**(હવે આચાર્ય તથા સહુ ભક્તોને વંદના કરે છે.)**

**नत्वा श्रीरघुवीरमुत्तमगुणाचार्यैकचूडामणिं,**
**सर्वान्भक्तजनांस्तथात्र सहजानन्दाङ्घ्रिपद्माश्रितान् ।**
**धार्मेस्तस्य मुदे हरेरतितरां भक्तव्रजानां तथा,**
**कुर्वे सन्मतिदं विवेकशतकं श्रव्यं च कीर्त्यँ जनैः ।।२।।**

ઉત્તમ ગુણ સંપન્ન, આચાર્યોમાં મૂર્દ્ધન્ય શ્રીરઘુવીરજી મહારાજ તથા આ લોકમાં રહેલા ભગવાન શ્રીસહજાનંદસ્વામીનાં ચરણકમળનાં આશ્રિત સર્વ ભક્તજનોને નમસ્કાર કરીને ધર્મપુત્ર શ્રીહરિ તથા તેમનાં આશ્રિત સર્વે ભક્તજનોના ઘણાં આનંદ માટે હું આ સદ્‌બુદ્ધિ આપનાર 'વિવેકશતક' ને રચું છું. જે મનુષ્યોએ સાંભળવા અને કહેવા યોગ્ય છે. ॥૨॥

**सरसाप्यरसा भाति वार्त्तैवाऽवसरं विना ।।**
**यथा श्रृंगाररसयुग् वार्त्तिका कीर्त्तिता रणे ।।३।।**

શૃંગાર રસવાળી વાત પણ જો રણસંગ્રામ વખતે કહેવામાં આવે તો તે જેમ નીરસ જણાય છે, તેમ સમય વિનાની કહેલી સરસ-મીઠી વાત પણ નીરસ જણાય છે. ॥૩॥

**रसोज्झिताऽपि समे वाग् लगत्यङ्गिनां प्रिया ।।**
**विवाहेऽपि यथा गालिर्लोकानाह्लादयत्यलम् ।।४।।**

વિવાહનાં ગીતોમાં ગાયેલી ગાળ પણ જેમ લોકોને ઘણો આનંદ આપે છે, તેમ રસ વિનાનાં હોવા છતાં પણ યોગ્ય સમયે કહેલા શબ્દો મનુષ્યને પ્રિય લાગે છે, સ્પર્શ કરી જાય છે. ॥૪॥

**लोकरीतिरियं रागी गणयत्येव नागुणान् ।।**
**यथा पुत्रं कुरूपं स्वं सुरूपं मन्यते पिता ।।०५।।**

આ લોકની રીત છે કે, જેને જેમાં હેત હોય છે તે તેનાં અવગુણ જોતા નથી. જેમ કે, પિતા પોતાનો પુત્ર કદરૂપો હોવા છતાં પણ તેને સુંદર રૂપાળો માને છે. ॥૦૫॥

**तस्याऽऽदरं स कुरुते, यस्य जानाति यो गुणम् ।।**
**कोकिलाऽऽम्रफलं यद्वद् भुङ्क्ते निम्बं च वायसः ।।०६।।**

શ્રીહરિ, ધામ, સંતો, આત્મા આ ચારના **यो गुणम् जानाति** તેને તેમાં હેત થાય છે. તેથી જ તે તેનો આદર કરે છે. પરંતુ જે વિષય, આલોક, સંબંધીઓ ને દેહમાં ગુણ માને છે તેને તેમાં હેત થાય છે. હવે, જેમકે, કોયલ કેરીમાં ને કાગડો નરકમાં. ॥૦૬॥

**प्रतिकूलं यदा दैवं तदा किं स्यात्कृतोद्यमैः ।।**
**उन्मूलयन्ति शलभाः क्षेत्रे शस्यं यथाऽखिलम् ।।०७।।**

જ્યારે ભાગ્ય વિપરીત હોય ત્યારે ગમે તેટલા પ્રયત્ન કરવાથી પણ કશું ફળ મળતું નથી. જેમ કે, અચાનક આવેલા તીડ ખેતરમાં તૈયાર થયેલા તમામ ધાન્યનો નાશ કરી નાખે ત્યારે ખેડુતે ગમે તેટલી મહેનત કરી હોય તોપણ તેના હાથમાં કશું આવતું નથી. ॥૦૭॥

**तिरस्कर्ताऽपि सुखदो न त्याज्यः सज्जनो जनैः ।।**
**यथा दाहकमप्यग्निं सन्तो नोज्झन्ति सद्गुणम् ।।०८।।**

જેમ અગ્નિ બાળનારો હોવા છતાં સદ્ગુણી હોવાથી લોકો તેનો ત્યાગ કરતા નથી તેમ સજ્જનો તિરસ્કાર કરે તોપણ તે સુખ દેનારા અને સદ્ગુણી હોવાથી લોકોએ ત્યાગ કરવા યોગ્ય નથી. ॥૦૮॥

**बलिष्ठैर्विहितद्वेषो न क्षेमं याति दुर्बलः ।।**
**कुर्वाणो मकरैर्वैरं स्थित्वा यादो यथोदधौ ।।०९।।**

જેમ સમુદ્રમાં રહેતા ઝીણા જળજંતુ મગરની સાથે વેર કરીને સુખ પામતા નથી, તેમ બળવાનની સાથે દ્વેષ રાખનાર દુર્બળ માણસ પણ કુશળ-ક્ષેમ રહી શકતો નથી. ॥૦૯॥

**देयं दानं त्ववसरे कार्यसिद्धिर्न चान्यथा ।।**
**शुष्के यथाऽखिले शस्ये किंस्याज्जिमूतवर्षणैः ।।१०।।**



જેમ બધો મોલ સુકાઈ ગયા પછી વરસાદ વરસે તો તેનાંથી શું ફળ ? તેમ યોગ્ય સમયે દાન આપવામાં ન આવે તો તેનાથી શું ? અર્થાત્ સમય પર આપેલા દાનથી જ કાર્યની સિદ્ધિ થાય છે, અન્યથા નથી થતી. ॥૧૦॥

**विचार्यात्मबलं प्राज्ञः कुर्यात्कार्यं यथा जनः ।।**
**तावत्प्रसारयत्यङ्घ्री संव्यानं यावदायतम् ।।११।।**

જેમ માણસ જેટલી સોડ લાંબી હોય તેટલાં પગ લાંબા કરે છે, તેમ બુદ્ધિશાળી માણસ પણ પોતાની શક્તિનો વિચાર કરીને તે પ્રમાણે કામ કરે છે. ॥૧૧॥

**कोऽपि विद्यां तथा वित्तं प्राप्नुयान्नोद्यमं विना ।।**
**ऋते प्रचालनं नेयात् तालवृन्तानिलं यथा ।।१२।।**

જેમ હલાવ્યા સિવાય (હાથના) પંખાનો પવન લાગતો નથી, તેમ મહેનત કર્યા વિના કોઈ પણ માણસ વિદ્યા અને ધનને પામી શકતો નથી. ॥૧૨॥

**सार्द्धं दुष्टजनैर्मैत्री ह्रसत्येवाऽनुवासरम् ।।**
**यथा गाधाम्बुसरसः क्षीयते जलमन्वहम् ।।१३।।**

જેમ છીછરા સરોવરનું પાણી રોજ રોજ ઘટતું જાય છે, તેમ દુર્જનોની સાથે કરેલી મિત્રતાના કારણે ભગવદ્ભક્તિ, પ્રેમ વગેરે ગુણો પ્રતિદિન ઘટતા જ જાય છે અર્થાત્ દુર્જનનો સંગી પ્રતિદિન ઘટતો જાય છે. ॥૧૩॥

**कुर्वाणोऽनुचितं कार्यं जनो यात्युपहास्यताम् ।।**
**योगमार्गं गतो योगी वाञ्छन् कामसुखं यथा ।।१४।।**

યોગમાર્ગને આશ્રેલો યોગી જો કામના સુખને ઈચ્છે તો તે જેમ ઉપહાસને પાત્ર બને છે તેમ અયોગ્ય કામ કરતો માણસ હાસ્યાસ્પદ બને છે. ॥૧૪॥

**धूर्तप्रतारितो सत्सु विश्वासं नैति वै यथा ।।**
**तक्रं पिबति फुत्कृत्य प्लूष्ट एवोष्णदुग्धतः ।।१५।।**

જેમ ગરમ દૂધથી દાઝેલો માણસ છાશને પણ ફૂંકીને પીવે છે, તેમ ધૂતારાથી છેતરાયેલા માણસને સજ્જનમાં પણ વિશ્વાસ આવતો નથી. ॥૧૫॥

**विचक्षणैर्यथायोग्यं कार्यं सम्मेलनं नरैः ।।**
**तथाऽऽश्रयन्ति कुड्याद्यं यथा वायुरयं जनाः ।।१६।।**

જેમ મનુષ્યો વાવાઝોડાની ફૂંકને જોઈ વિચારીને દિવાલ વગેરેનો આશ્રય લે છે, તેમ લૌકિક કે અલૌકિક માર્ગમાં ડાહ્યા માણસે સુયોગ્ય પુરુષ સાથે સંપ-મનમેળ કે શરણાગતિ સાધી લેવી જોઈએ. ॥૧૬॥

**दक्षैरप्यप्रियं मान्यं शिक्षावाक्यं शुभं सताम् ।।**
**यथा कट्वपि भैषज्यं रोगघ्नं भुंजते जनाः ।।१७।।**

જેમ માણસો કડવું લાગવા છતા પણ રોગ મટાડનારાં ઔષધને ખાય છે, તેમ ડાહ્યા માણસે અપ્રિય લાગે તોપણ સત્પુરુષના શુભ ઉપદેશ વચનને માનવું. ॥૧૭॥

**जना महत्प्रसंगेन वर्द्धन्ते महता समम् ।।**
**यथा दुमाश्रयेणैव बर्द्धन्ते तरुवल्लताः ।।१८।।**

ઝાડના આશ્રયથી વેલી પણ જેમ ઝાડની માફક વધે છે, તેમ મનુષ્યો મહાન્ પુરુષોનાં પ્રસંગથી તેમનાં જેવા મહાન્ થાય છે. ॥૧૮॥

**यशो वर्द्धयति स्वेषामुपकर्ता जनः सुधीः ।।**
**यथा नानाक्षितिरुहान् वासयत्यगुरुद्रुमः ।।१९।।**

જેમ ચંદનનું વૃક્ષ બીજા અનેક વૃક્ષોને સુગંધી કરે છે, તેમ બીજાનું ભલું કરવાના સ્વભાવવાળો સુજ્ઞ શરણ્ય સદા પોતાના આશ્રિતના યશને વધારે છે. ॥૧૯॥



**कैतवान्तक्रणो नैति प्राणी सिद्धिं पुनर्यथा ।।**
**जना मृद्भाजनेऽपक्वे पचन्त्यन्नं न वै पुनः ।।२०।।**

મનુષ્યો જેમ માટીનાં કાચા વાસણમાં ફરી વાર રાંધતા નથી, તેમ કપટથી એકવાર કરજ-દાન લીધા પછી તે માણસને ફરીથી કરજ મળતું નથી. ॥૨૦॥

**अल्पसौख्यं पुरुक्लेशं कार्यं कुर्यान्न सन्मतिः।।**
**न बिभर्त्ति यथा भूषां कर्णवित्रोटिनीं बुधः ।।२१।।**

બુદ્ધિશાળી માણસ જેનાથી કાન તૂટી જાય તેવું ઘરેણું નથી પહેરતો, તેમ બુદ્ધિમાન મનુષ્યે જેમાં થોડું સુખ અને ઝાઝું દુઃખ હોય તેવું કામ ન કરવું. ॥૨૧॥

**नृणां स्नेहं तथाऽप्रीतिं लोचनं वक्ति सर्वथा ।।**
**दर्पणः कुरुते व्यक्तं यथाऽऽस्यं चार्वचारु वा ।।२२।।**

દર્પણ જેમ માણસના સારાં અથવા ખરાબ મોઢાને દેખાડે છે. તેમ માણસોનાં સ્નેહ અને શત્રુતાને તેની આંખ જ જણાવી દે છે. ॥૨૨॥

**यस्मिन्यस्याऽरुचिःस्यात् तं गुणाढ्यं वक्ति नैव सः।।**
**यथेन्दुं वक्ति सविषं वियोगार्तश्च तापदम् ।।२३।।**

જેમ વિયોગથી દુઃખી મનુષ્ય ચન્દ્રમાને ઝેરી અને સંતાપજનક કહે છે, તેમ જેને જેમાં (વ્યક્તિ-વસ્તુમાં) અરુચિ હોય તે તેને ગુણવાણી હોવા છતાં સારી લાગતી નથી. ॥૨૩॥

**करोत्येकः सुखं चार्त्तिं पर्यायेण यथा विधुः ।।**
**योगे प्रियस्य चायोगे शान्तिं पीडां नयत्यलम् ।।२४।।**

જેમ એક જ ચન્દ્રમા પ્રિયજન (ચકોર)ને સંયોગ વખતે શાંતિ અને વિયોગમાં દુઃખ દે છે, તેમ એક જ મનુષ્ય અવસર પ્રમાણે કોઈને સુખરૂપ થાય છે તો બીજાને દુઃખરૂપ બને છે. ॥૨૪॥

**सदसत्समताभिज्ञं न सेवेताऽबुधं सुधीः ।।**
**गुडपिण्याकतुल्यत्वे पुरे नाऽऽस्ते यथा जनः ।।२५।।**

જ્યાં ગોળ અને ખોળ એકસરખા ગણાતા હોય તેવા નગરમાં જેમ ચતુર માણસ રહેતો નથી, તેમ બુદ્ધિશાળી માણસે સત્ય અને અસત્યને સમાન ગણનારા અજ્ઞાનીના સહવાસમાં ન રહેવું. ॥૨૫॥

**यदा वक्ति तदा लोकैः सन्नसंश्चावबुध्यते ।।**
**वसन्ते ज्ञायते वाण्या यथा काकश्च कोकिलः ।।२६।।**

જેમ વસંતઋતુમાં બોલવા ઉપરથી કાગડા અને કોયલ જણાય આવે છે, તેમ માણસ જ્યારે બોલે છે ત્યારે 'આ સજ્જન છે કે દુર્જન' તે લોકોથી જાણી શકાય છે. ॥૨૬॥

**सद्भिर्हितोपदेशेऽपि कृते क्रुध्यति दुर्मतिः ।।**
**व्याघ्रो याति भृशं रोषं दर्शिते दर्पणे यथा ।।२७।।**

દર્પણ બતાવવાથી જેમ વાઘ ઘણું ખિજાય છે, તેમ દુર્બુદ્ધિ માણસને સત્પુરુષો તેના હિતની વાત કહે છે તો પણ તેમના ઉપર ખીજાય છે. ॥૨૭॥

**न प्रकाशयति ज्ञानं सच्छास्त्रं मूर्खहस्तगम् ।।**
**रूपव्यक्तिं यथाऽऽदर्शो न करोत्यन्धपाणिगः ।।२८।।**

આંધળાના હાથમાં રહેલું દર્પણ જેમ તેને તેનું રૂપ બતાવતું નથી, તેમ મૂર્ખ માણસના હાથમાં રહેલું સચ્છાસ્ત્ર પણ તેને જ્ઞાન આપી શકતું નથી. ॥૨૮॥

**महतां शाम्यति क्रोधो वचोभिर्मधुरैर्द्रुतम् ।।**
**यथैवोद्रिच्यमानं द्राग् दुग्धं शीताल्पवारिणा ।।२९।।**

જેમ એકદમ ઉભરાતું દૂધ થોડા ઠંડા પાણીથી બેસી જાય છે, તેમ મહત્પુરુષોનો ક્રોધ પણ મધુર વચનોથી શાંત થઈ જાય છે. ॥૨૯॥



**साहाय्ये हि बलिष्ठानां सन्ति नाऽबलिनां जनाः ।।**
**दीपं निर्वापयत्यग्निं वर्द्धयत्यनिलो यथा ।।३०।।**

જેમ પવન દીવાને બૂઝવી નાંખે છે અને વધારે સળગતા અગ્નિને વધારે છે, તેમ માણસો પણ બળવાનને મદદ કરે છે, નિર્બળને મદદ કરતા નથી. ॥૩૦॥

**यस्य यस्मिन्नतिप्रीतिः स तं वाञ्छति नेतरम् ।।**
**जन्तुर्यथा कटुफलप्राशी नाऽऽम्रं समिच्छति ।।३१।।**

જેને જેમાં અતિશય પ્રીતિ હોય છે તે તેને ઈચ્છે છે, બીજાને નહિ. જેમ કે કડવા ફળ ખાનારું પ્રાણી મધુર કેરીને નથી ઈચ્છતું. ॥૩૧॥

**रोषो जनस्य सक्रोधैर्वाक्यैः शाम्यति न क्वचित् ।।**
**क्षिप्तैर्यथेन्धनैरग्निर्नैव शान्तिं प्रपद्यते ।।३२।।**

જેમ સળગતો અગ્નિ, તેમાં લાકડાં નાંખવાથી બૂઝાતો નથી, તેમ કોઈ પણ માણસનો ક્રોધ સામા ક્રોધ ભર્યા શબ્દો કહેવાથી શાંત થતો નથી. ॥૩૨॥

**सांत्वितोऽपि बुधैर्दुष्टो हठतां याति भूयसीम् ।।**
**आर्द्रीकृता यथैवोर्णा भूरिभारा हि जायते ।।३३।।**

જેમ પાણી છાંટવાથી ઊનમાં ભાર વધતો જ જાય છે, તેમ સત્પુરુષો દ્વારા સમજાવવા છતાં પણ દુષ્ટ માણસની હઠ તો ખૂબ વધતી જ જાય છે. ॥૩૩॥

**प्रियाऽप्येवाऽप्रिया क्रोधे वाग्लगत्यङ्गधारिणाम् ।।**
**ज्वरार्तस्यैति कटुतां द्राक्षा स्वादुतरा यथा ।।३४।।**

જેમ મધુર દ્રાક્ષ તાવવાળાને કડવી લાગે છે, તેમ મનુષ્યોને જ્યારે ક્રોધ ચડે છે ત્યારે પ્રિયવાણી પણ અપ્રિય લાગે છે. ॥૩૪॥

**इच्छत्यप्यगुणं प्रेष्टं जनो भिल्लाङ्गना वने ।।**
**दन्तियुक्तां यथा त्यक्त्वा गुञ्जाहारान् हि बिभ्रति ।।३५।।**

વનમાં ભીલડીઓ જેમ ગજમોતીને તજી દઈને ચણોઠીનાં હારને પહરે છે, તેમ મનુષ્ય, ગુણહીન હોવા છતાં પણ જે વસ્તુ પોતાને વહાલી હોય છે તેને ચાહે છે. ॥૩૫॥

**सेवन्तेऽज्ञा हरिकथारसं त्यक्त्वा ह्यसद्रसम् ।।**
**पिबत्यत्र यथा मन्दः सुधां त्यक्त्वाऽऽर्त्तिदं विषम् ।।३६।।**

જેમ મૂર્ખ મનુષ્ય અમૃતને છોડીને દુઃખદ ઝેરને ખાય છે, તેમ અજ્ઞાનીઓ ભગવાનના કથારૂપી અમૃતરસને છોડીને ગ્રામ્ય વિષયોને સેવે છે. ॥૩૬॥

**दुष्टस्यैकस्य दोषेण स्यादभद्रं हि भूयसाम् ।।**
**दोषेण कार्तवीर्यस्य नष्टं क्षत्रकुलं यथा ।।३७।।**

જેમ એક સહસ્રાર્જુનનાં દોષથી સંપૂર્ણ ક્ષત્રિય કુળનો નાશ થયો હતો, તેમ એક જ દુષ્ટ માણસના દોષથી ઘણાનું અહિત થાય છે. ॥૩૭॥

**शुभेनैकेन भूतानां भूयिष्ठानां शुभं भवेत् ।।**
**हरिश्चन्द्रस्य भद्रेण यथाऽभूद्भूयसां शुभम् ।।३८।।**

જેમ સત્યવાદી રાજા હરિશ્ચન્દ્રનાં શુભકાર્યથી, સત્યવાદી જીવનથી પ્રેરણા પામતા અનેક લોકોનું કલ્યાણ થયું હતું, તેમ કોઈ એક જ શુભ વ્યક્તિ હોવા છતાં પણ તેનાથી ઘણાં પ્રાણીઓનું શુભ થાય છે. ॥૩૮॥

**एकवस्त्वभिलाषाणां नृणां स्याद् विग्रहो मिथः ।।**
**यथा कौरवपार्थानां सोऽभूद्राज्याभिलाषिणाम् ।।३९।।**

જેમ એક જ રાજ્યની ઈચ્છા રાખનારા કૌરવો અને પાંડવોને પરસ્પર ઘણું જ વૈર થયું હતું, તેમ એક જ વસ્તુની અભિલાષા રાખનારા મનુષ્યોને પણ પરસ્પર ઘણો ક્લેશ થાય છે. ॥૩૯॥

**कृतेऽहितेऽपि सन्तोऽज्ञैर्धीराः कुर्वन्ति तद्धितम् ।।**
**यथा शोषितमप्यम्भः शैत्यमुष्णं नयत्ययः ।।४०।।**



સ્વયં સુકવાતું (બળતું) પાણી જેમ ગરમ લોઢાંને ઠંડું કરે છે, તેમ અજ્ઞાનીઓએ અહિત કરવા છતાં પણ, ધીર સત્પુરુષો તેનું હિત જ કરે છે. ॥૪૦॥

**अदृष्टश्रवणज्ञानो वक्तुमीशित किं जनः ।।**
**वक्तुंयथाऽब्धिमाहात्म्यंकूपभेकोनशक्नुयात् ।।४१।।**

જેમ કૂવાનો દેડકો સાગરની મહત્તા કહી શકતો નથી, તેમ જેણે કાંઈ જોયું કે સાંભળ્યું નથી તે માણસ કાંઈ કહી શકતો નથી. ॥૪૧॥

**शौर्यवार्ता नरः शूरो विधत्ते क्षत्रियो यथा ।।**
**वैरिदुर्गाहृतेर्वार्तां नाशूरस्तां वणिक्क्वचित् ।।४२।।**

શત્રુના કિલ્લાને કબજે કરવાની શૂરવીરતા ભરી વાત જે રીતે શૂરવીર ક્ષત્રિય કરે છે, તે રીતે તે વાતને બીકણ વણિક ક્યારેય કહી શકતો નથી. ॥૪૨॥

**विषयांश्चिन्तयंश्चित्ते नैति प्रीतिं हरौ नरः ।।**
**यथा वस्तु प्रतीचीस्थं प्राचीमाप्नोति न व्रजन् ।।४३।।**

જેમ પૂર્વમાં જતો માણસ પશ્ચિમમાં રહેલી વસ્તુને ક્યારેય મેળવી શકતો નથી, તેમ મનમાં વિષયોનું ચિંતવન કરતો માણસ ભગવાનનાં સ્વરૂપમાં ક્યારેય પ્રેમ કરી શકતો નથી. ॥૪૩॥

**एकजातिषु मिश्रत्वं भवत्येवाङ्गिनां यथा ।।**
**क्षीरं तक्रेण दधितां विक्रियां चैति वारिणा ।।४४।।**

જેમ દૂધમાં છાશ નાખવાથી તેનું દહીં થાય છે પણ જો દૂધમાં પાણી નાંખવામાં આવે તો તે વિક્રિયા કરે છે (કારણ કે તે એક જાતિનાં નથી) તેમ પ્રાણીઓમાં પણ એક જાતિના જે હોય તેનું જ મિશ્રણ થાય છે. ॥૪૪॥

**सुखादनन्तरं दुःखं दुखात्पश्चात्सुखं तथा ।।**
**अहोरात्रवदेवैत्यं पर्यायेणास्ति देहिनाम् ।।४५।।**

જેમ દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ આવ્યા કરે છે, તેમ જ સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ, વારાફરતી બધા મનુષ્યોને આવ્યા કરે છે. ॥૪૫॥

**विचित्रा वर्त्तते वार्त्ता नृणां रोषस्तयैकया ॥**
**शाम्यतीवांभसा वह्निर्वायुनेवैकयैधते ॥४६॥**

અગ્નિ પાણીથી શાંત થાય છે અને વાયુથી વધે છે. પણ મનુષ્યોની બાબતમાં વિચિત્ર વાત એ છે કે જે વાતથી રોષ થાય છે તે જ વાતથી શાંતિ થાય છે અર્થાત્ અગ્નિને શાંત કરનાર કે વધારનાર પરિબળો અલગ-અલગ છે જ્યારે મનુષ્યોની બાબતમાં તો એક જ વાત શાંતિ તથા અશાંતિ કરે છે. સમય, વ્યક્તિ અને સંજોગોને આધારે આમ થાય છે. ॥૪૬॥

**सुहृदः स्वार्थसिद्ध्यर्थं श्रयन्ते बान्धवं सदा ॥**
**तं त्यजन्त्यन्यथा नूनं कासारं पत्रिणो यथा ॥४७॥**

સ્નેહીઓ હંમેશાં પોતાનાં સ્વાર્થની સિદ્ધિ માટે બંધુજનનો આશ્રય લે છે અને જો સ્વાર્થ સરતો ન હોય તો તેનો ત્યાગ કરે છે. જેમ કે, સુકા સરોવરનો પક્ષીઓ ત્યાગ કરે છે. ॥૪૭॥

**व्यङ्गशब्देन मतिमान् व्यङ्गं न भाषयेज्जनम् ॥**
**अन्यथा क्लेश एव स्याद्वेद्यमेवं हि देहिना ॥४८॥**

બુદ્ધિશાળી માણસે ખોડ ખાપણવાળાને તેવા (ખોડ ખાપણવાળા) શબ્દથી ન બોલાવવું જોઈએ. કારણ કે તેમ કરવાથી ક્લેશ જ થાય છે, માટે સજ્જને આ બાબતને સમજી રાખવી જોઈએ. ॥૪૮॥

**परगेहं न गन्तव्यं पुंसा तेजःक्षयोऽन्यथा ॥**
**यथार्कमण्डलं गन्तुर्भवतीन्दोः कलाक्षयः ॥४९॥**

જેમ સૂર્ય મંડળમાં જનારા ચન્દ્રની કળાનો ક્ષય થાય છે, તેમ વધારે પડતા પારકે ઘેર જવાથી માણસના તેજનો ક્ષય થાય છે માટે પારકે ઘર બહુ ન જવું. ॥૪૯॥



**उत्तमस्य दया नित्यं स्यात्प्रकृत्या वृषस्तथा ॥**
**गतिर्यथास्ति हंसस्य स्वभावेन मनोहरा ॥५०॥**

જેમ હંસની ગતિ સ્વભાવથી જ મનોહર હોય છે, તેમ ઉત્તમ ગુણવાળા પુરુષને દયા અને ધર્મ આ બે ગુણ સ્વભાવથી જ નિત્ય હોય છે. ॥૫૦॥

**श्रितं चाप्यगुणं सुज्ञो न जहाति क्वचिद्यथा ॥**
**क्षयिष्णुं कुटिलं चेन्दुं नोज्झतीशः कलङ्कितम् ॥५१॥**

જેમ વધ-ઘટ થનારા, વાંકા અને કલંકિત એવા ચંદ્રમાનો પણ શિવજી ત્યાગ કરતા નથી, તેમ બધું જ સુજ્ઞ આશ્રયદાતા ગુણ વગરના પોતાનાં આશ્રિતનો પણ ક્યારેય ત્યાગ કરતા નથી. ॥૫૧॥

**नित्यमेका दशा न स्याच्छोच्यं नापत्सु तद्बुधैः ॥**
**भानोरपि यथैकस्मिन् दिनेऽवस्थाऽस्ति वै त्रिधा ॥५२॥**

કાયમ કોઈની એક સરખી સ્થિતિ રહેતી નથી. સૂર્યને પણ એકજ દિવસમા ઉદયાવસ્થા, પ્રખર તેજસ્વિતા અને અસ્ત દશા, આવી ત્રણ દશાઓ બદલાય છે. માટે ડાહ્યા માણસે આપત્કાળમાં પણ શોક ન કરવો. ॥૫૨॥

**सम्पदं प्राप्य सुजनैर्मानः कार्यो न सर्वथा ॥**
**यतो मानेन सकुलो नाशं दुर्योधनो ययौ ॥५३॥**

સંપત્તિ પામીને પણ સજ્જનોએ કોઈ પણ જાતનું માન ન રાખવું. કારણ કે, માન રાખવાથી જ કુળે સહિત દુર્યોધનનો નાશ થયો હતો. ॥૫૩॥

**सत्प्रसंगेन लभते साधुतां शान्तिदां जनः ॥**
**यथा स्पर्शमणिस्पर्शादेति लोहं सुवर्णताम् ॥५४॥**

જેમ પારસમણિના સ્પર્શથી લોઢું સોનું બની જાય છે, તેમ સત્પુરુષના સમાગમથી માણસ શાંતિને આપનારી સાધુતા પામે છે. ॥૫૪॥

मलीमसानपि जनान् सन्तः कुर्वन्ति निर्मलान् ।।
यथाऽग्निर्मलीनं स्वर्णं विधत्ते विशदं भृशम् ।।५५।।

જેમ અગ્નિ મેલા સોનાને એકદમ ચળકતું કરી દે છે, તેમ સત્પુરુષો મેલા હૃદયના માણસોને પણ નિર્મળ હૃદયવાળા કરે છે. ॥૫૫॥

शान्ति नयन्ति कामाद्यैस्तप्तान् सन्तो जनान् द्रुतम् ।।
विषाग्निग्रीष्मतापार्त्तान् यथाऽहींश्चन्दनद्रुमाः ।।५६।।

ઝેર અને ઉનાળાના તાપથી અકળાએલા સર્પને જેમ ચંદનનાં વૃક્ષ શાંતિ પમાડે છે, તેમ સંત પુરુષો કામાદિ દોષોથી પીડા પામતા મનુષ્યોને તત્કાળ શાંતિ આપે છે. ॥૫૬॥

हरति स्वर्धुनी पापं कल्पवृक्षश्च दीनताम् ।।
विधुस्तापं च मर्त्यानां साधुरेतत्त्रयं द्रुतम् ।।५७।।

ગંગાજી, કલ્પવૃક્ષ અને ચંદ્રમા, માણસના પાપ, ગરીબી અને સંતાપને અનુક્રમે એક એકનો જ નાશ કરે છે, પણ સાધુ પુરુષો તો સમાગમ કરવાથી તત્કાળ એ ત્રણેયનો નાશ કરે છે. ॥૫૭॥

यस्तु यस्य हितं ब्रूते प्रेयांस्तस्य स वै यथा ।।
वदन्प्रियागमंपत्न्याःप्रियःकाकोनकोकिलः।।५८।।

જે જેનું પ્રિય બોલે છે તે જ તેને વહાલા લાગે છે. જેમ કે, પત્નીને પ્રિયતમનું આગમન સૂચવનારો કાગડો સારો લાગે છે, તેવી કોયલ સારી લાગતી નથી. ॥૫૮॥

स्वकीयोऽपि जनो दुष्टो दत्ते क्लेशं हि संगतः ।।
देहोद्भूतो यथा देहं ज्वलयत्यामयो भृशम् ।।५९।।

જેમ શરીરમાં થયેલો રોગ શરીરને જ ખૂબ સંતાપ કરે છે, તેમ જે માણસ દુષ્ટ હોય, તે પોતાનો હોવા છતાં તેનો સંગ પોતાને જ કલેશ દેનારો થાય છે. ॥૫૯॥



नाऽबुधो बोधितो बुध्येत् तत्र हानिर्न वै सताम् ।।
भानोर्यथोदये धूका न बुध्यन्तेऽत्र किं रवेः ।।६०।।

સાધુ પુરુષોએ સમજાવવા છતાં જો અજ્ઞાની તેની સમજણને ન માને તો તેમાં તે સત્પુરુષોને શું નુકશાન ? કાંઈ નહિ. જેમ સૂર્યોદય થયા છતાં ઘુવડને તેનું જ્ઞાન થતું નથી તેનાંથી સૂર્યને શી હાનિ ? ॥૬૦॥

पण्डिता नैव यत्र स्युर्मूढानां तत्र मान्यता ।।
यथा भास्वत्यनुदिते भवेन्मान्योऽपि दीपकः ।।६१।।

જ્યાં બુદ્ધિમાન માણસ નથી હોતા ત્યાં મૂર્ખાઓને પણ માન મળે છે. જેમ કે, સૂર્યોદય ન થયો હોય ત્યારે (રાત્રિમાં) દીવાને પણ માન મળે છે. ॥૬૧॥

सहते वचनं क्रूरं स्वार्थेनारुन्तुदं नरः ।।
पदाहतोऽपि धेन्वा तां दोग्ध्रीं कण्डूयते यथा ।।६२।।

જેમ પાટુ ખાઈને પણ માણસ દુઝણી ગાયને ખંજવાળે છે, તેમ માણસ સ્વાર્થ હોય તો મર્મને ભેદનાર ક્રૂર વચનને પણ સહન કરે છે. ॥૬૨॥

उपद्रुतोऽपि सुजनो नैव मुञ्चति साधुताम् ।।
यथाऽऽमोदयति छिन्नः कुठारं चन्दनद्रुमः ।।६३।।

જેમ કુહાડાથી કપાયેલું ચંદનનું ઝાડ સુગંધને નહિ છોડીને કુહાડાને પણ સુગંધી બનાવે છે, તેમ દુર્જનોથી પ્રહાર પામેલો સજ્જન પોતાની સજ્જનતાને છોડતો નથી, પણ તેમને પોતાના ગુણથી સુખી કરે છે. ॥૬૩॥

कुर्वन्पापं सुखं वाञ्छन् नैति सौख्यं जनः कवचित् ।।
यथोप्त्वाऽर्कतरुं मन्दो याति नाऽऽम्रफलं नरः ।।६४।।

આંકડાને વાવીને તેનાથી મૂર્ખ મનુષ્ય જેમ કેરીઓ નથી મેળવી શકતો, તેમ સુખની ઇચ્છાથી પાપ કરનારો માણસ સુખ મેળવી શકતો નથી. ॥૬૪॥

**यस्य यः साधयेत् स्वार्थं स तस्मै रोचते भृशम् ।।**
**दस्योर्यथा प्रिया रात्रिर्न प्रियश्चास्ति वासरः ।।६५।।**

જે જેનાં સ્વાર્થને પૂરો કરે છે તે તેને અત્યંત ગમે છે. જેમ કે, ચોરને રાત જેવી સારી લાગે છે તેવો દિવસ પ્રિય નથી લાગતો. ॥૬૫॥

**निमिलित्वाऽबलाः कार्यँ साधयन्त्येव भूरिशः ।।**
**यथा निर्बलसूत्राणां रज्जुर्बध्नाति देहिनम् ।।६६।।**

શક્તિ વિનાનાં દોરાઓની બનેલી દોરડી જેમ પ્રાણીઓને બાંધી દે છે. તેમ દુર્બળ માણસો પણ સાથે મળીને - સંપીને ઘણું કામ કરી શકે છે. ॥૬૬॥

**दुर्जनस्य प्रसङ्गेन क्लेशं यात्येव सज्जनः ।।**
**योगेन रावणस्याऽऽसीत् सुजनानां यथा व्यथा ।।६७।।**

જેમ રાવણના પ્રસંગથી સત્પુરુષોને દુઃખ થયું હતું, તેમ દુર્જનના સહવાસથી સજ્જનો ક્લેશ જ પામે છે. ॥૬૭॥

**प्रसङ्गेऽप्यसतां सन्तो न तद्दोषं हि बिभ्रति ।।**
**यथा विषं न दधते सर्पयोगेऽपि चन्दनाः ।।६८।।**

ચારે બાજુ સર્પ વિટાયેલા હોવા છતાં પણ જેમ ચંદનના વૃક્ષ સર્પના ઝેરને લેતા નથી, તેમ દુર્જનોનો પ્રસંગ હોવા છતાં પણ સજ્જન પુરુષો તેના દોષોને સ્વીકારતા નથી. ॥૬૮॥

**यान्ति नापत्स्वपि क्षोभं प्रसीदन्त्येव साधवः ।।**
**स्वर्णं यथैति वैशद्यं ताप्यमानं हविर्भुजा ।।६९।।**

અગ્નિથી તપાવાતું સોનું જેમ ઊજળું થતું જાય છે, તેમ સંતો વિપત્તિનાં સમયમાં પણ ક્ષોભ નથી પામતા, પરંતુ પ્રસન્નચિત્તવાળા રહે છે. ॥૬૯॥



**कोऽपि नैति विना दुःखं सद्गुणान्कुसुमं यथा ।।**
**बन्धं वेधं च सहते यदा याति तदा गुणम् ।।७०।।**

જેમ ફૂલ વિંધાયા અને હારમાં બંધાયા પછી જ એક ઉત્તમ માળારૂપી સૌન્દર્યને પ્રાપ્ત કરી શકે છે, તેમ કોઈ પણ માણસ દુઃખ ભોગવ્યા વિના ઉત્તમ ગુણોને પામી શકતો નથી. ॥૭૦॥

**सतां वाक्यरसं मन्दो न जानाति यथान्तिके ।।**
**वसन् न वेत्ति मण्डूकः सौरभ्यं नीरजन्मनः ।।७१।।**

સાથે રહેવા છતાં પણ જેમ દેડકો કમળની સુગંધને નથી ઓળખતો, તેમ નજીક રહેવાથી પણ મૂર્ખ માણસ સત્પુરુષોના ઉપદેશામૃત રસને જાણતો નથી. ॥૭૧॥

**विधत्ते सदसद्व्यक्तिं यथाशास्त्रं हि सज्जनः ।।**
**यथा हंसः प्रकुरुते क्षीरनीरविवेचनाम् ।।७२।।**

જેમ હંસ દૂધ અને પાણીને અલગ કરે છે તેમ સજ્જન મનુષ્ય યથાશાસ્ત્ર સત્ય અને અસત્યનો વિવેક કરે છે. (અર્થાત્ તેને ઓળખે છે.) ॥૭૨॥

**साधुरस्तीत्यपि प्रोक्तो दुर्जनो नैति साधुताम् ।।**
**यथाऽब्धिजं विषं प्रोक्तं मिष्टं नाप्नोति मिष्टताम् ।।७३।।**

જેમ સમુદ્ર મંથનથી નિકળેલું હળાહળ ઝેર 'આ મધુર છે' એમ કહેવા માત્રથી જ મધુર થતું નથી, તેમ 'આ ભલો માણસ છે' એમ કહેવા માત્રથી દુર્જન ભલો માણસ થતો નથી. ॥૭૩॥

**परकीयस्तु नात्मीयो भवेत् काकैर्यथाऽनिशम् ।।**
**पोषितोऽपि कदाचित् स्यान् न काकानां पिकोऽर्भकः ।।७४।।**

જેમ કાગડાઓ વડે રાત દિવસ પોષાયેલું હોવા છતાં કોયલનું બચ્ચુ ક્યારેય પણ કાગડાઓનું થતું નથી તેમ પારકો કદિ પોતાનો બનતો નથી. ॥૭૪॥

**पराशाहर्षतो धीमान् क्वापि नैवोद्यमं त्यजेत् ।।**
**घटं न स्फोटयत्यब्दं यथा दृष्ट्वादितो जनः ।।७५।।**

આકાશમાં વાદળા થયેલાં જોઈને જેમ બુદ્ધિમાન માણસ પોતાના ઘડાને ફોડી નાખતો નથી, તેમ પારકી આશાના હરખથી ડાહ્યા માણસે ક્યારેય પોતાના ઉદ્યમનો ત્યાગ કરવો જોઈએ નહીં. ॥૭૫॥

**क्रियमाणंयथाशास्त्रंसिद्ध्येत्कार्यंशनैःशनैः।।**
**फलत्येव यथाकालं भूयः सिक्तोऽपि भूरुहः ।।७६।।**

જેમ વારે વારે ઝાડને પાણી પાવા છતાં પણ ફળ તો તેને તેની ઋતુમાં જ આવે છે, તેમ શાસ્ત્ર પ્રમાણે કરેલું શુભ કર્મ પણ ધીરે ધીરે તેનાં ફળને આપે છે. ॥૭૬॥

**आदौ यत्नमकृत्वाऽन्ते न स्यान्मुक्तिर्यथाऽग्निना ।।**
**दह्यमानं खनित्वांधुं न वै शाम्येन्निकेतनम् ।।७७।।**

જેમ અગ્નિથી ઘર સળગે તે વખતે કોઈ કૂવો ખોદીને તેને ઓલવી શકતો નથી, તેમ પહેલાં (મોક્ષ માટે) પ્રયત્ન કર્યા વિના જીવનને અંતે મોક્ષ પ્રાપ્ત કરી શકાતો નથી. ॥૭૭॥

**कार्यसिद्धिर्यथानस्यात्तथाऽज्ञोयततेभृशम्।।**
**पर्वताग्रेऽबुधः कूपं खनन्नीराप्तये यथा ।।७८।।**

અજ્ઞાની માણસ જેનાથી કાર્ય સિદ્ધ ન થાય તેવી ખૂબ મહેનત કરે છે. જેમ કે કોઈ મૂર્ખ, પહાડની ટોચ ઉપર પાણી માટે કૂવો ખોદે, તો તેને પાણી કયાંથી મળે ? ॥૭૮॥

**देहिनां सञ्चितं द्रव्यं भुङ्क्तेऽन्यो मानवो यथा ।।**
**पिपीलिकार्जितान् धान्यकणौधान् तित्तिरिर्द्विजः ।।७९।।**

કીડીઓનાં ભેળા કરેલા ધાન્ય કણોને જેમ તેતર પક્ષી ખાઈ જાય છે, તેમ લોભી માણસોએ ભેળા કરેલા ધનને કોઈ બીજો જ માણસ ભોગવે છે. ॥૭૯॥



**अल्पादपि निजं यस्मात्कार्यं सिद्ध्येद्वरोऽस्ति सः ।।**
**तृषाघ्नोंऽधुर्यथाऽल्पोऽपि श्रेयान् क्षारमहोदधेः ।।८०।।**

જેમ તરશ છિપાવનારો નાનો એવો કૂવો મોટા સાગરથી શ્રેષ્ઠ છે, તેમ કોઈ સાધારણ વ્યક્તિથી પણ પોતાનું કાર્ય સિદ્ધ થતું હોય તો તે ઉત્તમ છે. ॥૮૦॥

**किञ्चित्कार्यंविनायत्नंनैवसिद्ध्येद्यथाघृतम्।।**
**स्थितं क्षीरेऽपि मनुजैर्विनाऽऽयासं न लभ्यते ।।८१।।**

જેમ ઘી દૂધમાં જ રહ્યું હોવા છતાં મહેનત કર્યા વિના મેળવી શકાતું નથી, તેમ મનુષ્યોનું કોઈ પણ કામ મહેનત કર્યા સિવાય સિદ્ધ થતું નથી. ॥૮૧॥

**स्वप्रतापाधिकं कर्त्तुं प्रकाशं कोऽपि न क्षमः ।।**
**यथाऽर्कवत्तमो नाशं दीपः कर्त्तुं न शक्नुते ।।८२।।**

જેમ દીવો સૂર્યની માફક અંધકારનો નાશ કરવામાં સમર્થ હોતો નથી, તેમ કોઈ પણ માણસ પોતાની શક્તિથી વધારે પ્રકાશ(કાર્ય) કરવા સમર્થ થતો નથી. ॥૮૨॥

**सुखं वर्द्धयते धर्मो बीजमुप्तं यथाम्बुदः ।।**
**हन्त्यधर्मो नृणां सौख्यं राजयक्ष्मा वपुर्यथा ।।८३।।**

વાવેલાં બીજને જેમ વરસાદ (ઉગાડીને) વધારે છે. તેમ ધર્મ પણ સુખને (ઉત્પન્ન કરીને) વધારે છે. અને ક્ષયરોગ જેમ શરીરનો નાશ કરે છે, તેમ અધર્મ પણ મનુષ્યોનાં સુખનો નાશ કરે છે. ॥૮૩॥

**यथाऽप्यग्नौ ज्वलन् धूपो नयत्यामोदमङ्गिनः ।।**
**आपन्नोऽपितथासाधुर्जनान्सौख्यंनयत्यलम्।।८४।।**

જેમ કોઈ ધૂપ (અગરબત્તી વગેરે) સ્વયં બળીને પણ બીજા લોકોને સુગંધ આપે છે, તેમ દુઃખી થતો હોવા છતાં પણ જે સજ્જન છે તે બીજા મનુષ્યોને ઘણું જ સુખ આપે છે. ॥૮૪॥

**ताप्यमानं यथा वह्नौ वैशद्यं याति काञ्चनम् ।।**
**मुनिस्तथाऽर्दितोऽप्यज्ञैश्चित्तनैर्मल्यमश्नुते ।।८५।।**

અગ્નિમાં તપાવાતું સોનું જેમ ઉજ્વળ બને છે. તેમ અજ્ઞાનીઓથી દુઃખ પામતા મુનિ (સંત) ચિત્તની નિર્મળતાને પ્રાપ્ત કરે છે. ॥૮૫॥

**कण्डितास्तण्डुलायद्वद्बिभ्रतिस्वच्छतांभृशम् ।।**
**तथैवोपद्रुता मन्दैर्योगिनः साधुशीलताम् ।।८६।।**

ખાંડેલા ચોખા જેમ એકદમ સ્વચ્છતાને પામે છે, તેમ મૂર્ખ લોકોથી ઉપદ્રવ પામીને પણ યોગીઓ સદ્ગુણોને ધારણ કરે છે. ॥૮૬॥

**वह्नितप्तं यथा क्षीरं स्वादु शं नयते जनान् ।।**
**पीडितोऽपि तथा साधुर्लम्भयत्यंगिनं सुखम् ।।८७।।**

અગ્નિમાં ગરમ થયેલું મધુર દૂધ જેમ મનુષ્યોને સુખ પમાડે છે, તેમ સાધુ પુરુષ દુઃખ પામતો હોવા છતાં પણ બીજા પ્રાણીને સુખ પહોંચાડે છે. ॥૮૭॥

**यथा दधि प्रमथितं जनेभ्योऽर्पयते घृतम् ।।**
**तथाऽर्त्तिप्रापितोऽप्यज्ञैस्तान्बोधंनयतेमुनिः ।।८८।।**

જેમ મથી નાખેલું દહીં મનુષ્યોને ઘી આપે છે, તેમ અજ્ઞાનીઓએ દુઃખ પમાડેલો મુનિ પણ તેને જ્ઞાન આપે છે. ॥૮૮॥

**घृष्टं नयत्यपि जनांश्चन्दनं शैत्यसौरभे ।।**
**व्यथितोऽपितथासाधुर्दत्तेशान्तिंचसन्मतिम् ।।८९।।**

ઘસી નાખ્યું હોવા છતાં પણ ચંદન જેમ મનુષ્યોને શીતલતા અને સુગંધ આપે છે, તેમ પીડાતો હોવા છતા પણ સાધુ પુરુષ મનુષ્યોને શાંતિ અને સદ્બુદ્ધિ આપે છે. ॥૮૯॥

**तिलाश्चेक्षवो यन्त्रे यथा निष्पेषिता रसम् ।।**
**दिशन्त्यप्यर्दितास्तद्वत्सन्तः प्रेमरसं हरौ ।।९०।।**



જેમ ઘાણીમાં પીલેલાં તલ અને કોલુમાં પીલેલી શેરડી, તેલ અને મીઠો રસ આપે છે, તેમ પીડા પમાડાયેલા સંત પુરુષો ભગવાનનાં સ્વરૂપમાં પ્રેમરૂપી રસ આપે છે. ॥૯૦॥

**धेनुर्यथाऽपि बद्धांध्रिर्नयति क्षीरमङ्गिनः ।।**
**साधुस्तथाऽर्दितोऽप्यज्ञान्नयत्येकांतिकं वृषम् ।।९१।।**

ગાયનાં પગ બાંધી દેવામાં આવે છે છતાં પણ તે જેમ મધુરું દૂધ આપે છે, તેમ દુઃખી કરાતો સાધુ પુરુષ અજ્ઞાનીઓને પણ એકાંતિક ધર્મ અર્પણ કરે છે. ॥૯૧॥

**पाषाणाद्यैर्हतोऽप्याम्रो जनेभ्योऽर्पयते फलम् ।।**
**क्लेशितोऽपितथामर्त्त्यैस्तेभ्योमुक्तिफलंमुनिः ।।९२।।**

આંબાના ઝાડને પથ્થર આદિ ફેંકી મારવામાં આવે છતાં પણ તે જેમ મનુષ્યોને સ્વાદું ફળ આપે છે, તેમ મનુષ્યોએ ક્લેશ પમાડેલા સંત પણ તેને મોક્ષરૂપી ફળ આપે છે. ॥૯૨॥

**भूमिश्चन्दनवृक्षाश्च यथाऽऽगांसि शरीरिणाम् ।।**
**सहन्तेऽत्र यथाऽज्ञानामपराधान् हि सज्जनः ।।९३।।**

આ જગતમાં પૃથ્વી અને ચંદનનાં વૃક્ષ જેમ પ્રાણીઓના અપરાધોને સહન કરે છે, તેમજ સજ્જન માણસ અજ્ઞાનીઓનાં અપરાધોને સહન કરે છે. ॥૯૩॥

**અહીંથી છ શ્લોક સુધી ઉપાસનાને ખેતીની ઉપમા આપે છે.**

**हर्युपास्त्यम्बुदधटा सद्विवेकजलं शुभम् ।।**
**वर्षति स्म ततस्तूर्णं पूर्णशान्तिसरोऽभवत् ।।९४।।**

મેઘમાળારૂપી શ્રીહરિની ઉપાસના દ્વારા, સદ્વિવેકરૂપ વરસાદરૂપી શાંતિદાયક જળથી, ભક્તરૂપી સરોવર તરત સંપૂર્ણ ભરાય જાય છે. ૯૪

**तदा व्यधाच्छुभप्रज्ञासत्कृषिं हर्षकर्षकः ।।**
**गात्रक्षेत्रेऽतिनैपुण्यहलेनैवातिचारुणा ।।९५।।**

ત્યારે હર્ષરૂપી ખેડુતશરીરરૂપી ખેતરમાં, સદ્બુદ્ધિરૂપી ખેતી નિપુણતારૂપી હળ દ્વારા કરે છે. ૯૫.

**ईषा तस्यास्ति भगवन्नामोच्चारमहाध्वनिः ।।**
**तथा ज्ञानं कुशीकाष्ठदार्ढ्यकृद् दारु वर्तते ।।९६।।**

તે હળમાં ભગવદ્નામોચ્ચારણરૂપી મહાધ્વનિ હળની હાલ છે, મજબૂત જ્ઞાનરૂપી હળના તુંગાનું લાકડું છે. ॥૯૬॥

**तत्कुश्यधस्तनं काष्ठं चित्तमस्ति हरौ रतम् ।।**
**कुशी तस्य च शास्त्रोक्ता सत्क्रियैव दृढीयसी ।।९७।।**

ભગવાનમાં લાગેલું ચિત્તરૂપી હળ સાથે નીચે દૃઢ ચોંટેલું ચવડું છે, તે હળને લાગેલી શાસ્ત્રોક્ત સદાચારરૂપી મજબૂત કોશ છે, ॥૯૭॥

**यमो हि नियमश्चैतो शुभौ कम्बलिनावुभौ ।।**
**अनुद्धतौ बलीयांसौ योजितौ तत्र लांगले ।।९८।।**

તેવા તે હળ સાથે યમ અને નિયમરૂપી અનૂદ્ધત, મહાબળવાન, શુભ બે મજબૂત બળદિયા જોડ્યા છે, ॥૯૮॥

**भक्तिबीजानि नूत्नानि तत्रोप्तानि यथोचितम् ।।**
**प्रापत्ततो हरेर्भक्तः स्वेष्टसौख्यफलानि वै ।।९९।।**

પછી ભક્તરૂપી ખેડુત તે ખેતીમાં નવધા ભક્તિરૂપી નવા બીજનું વાવેતર કરે છે, તેથી ભગવાનના ભક્તો મનોવાંછિત સુખરૂપી ફળને પામે છે. ॥૯૯॥

**અહીંથી ૪ શ્લોકમાં લોઢાની ઉપમાથી મનને શુદ્ધ કરવાની રીત કહે છે.**

**हितासक्तमनो लोहं प्रज्ञाभस्त्रानिलैधिते ।।**
**निर्वेदाग्नौ हि सत्कर्मदीप्तांगारे विलापितम् ।।१००।।**

જ્ઞાનરૂપી ધમણથી ફૂંકાયેલા પવન દ્વારા, શુભ કર્મરૂપી સળગતા



અંગારાવાળા અને વૈરાગ્યરૂપી અગ્નિમાં વિષયાસક્ત મનરૂપી લોઢું પ્રથમ ઓગાળવામાં આવે છે. ॥૧૦૦॥

**ततो मुमुक्षुताश्रद्धालोहकूट्टनयन्त्रकम् ।।**
**स सद्धर्मान्वयगुणैः कूट्टयेद्बोधसद्घनैः ।।१०१।।**

પછી મુમુક્ષુતા અને શ્રદ્ધારૂપી મોટી લોઢાની એરણ ઉપર સદ્ધર્મયુક્ત ગુણવાળા જ્ઞાનોપદેશરૂપી મજબૂત ઘણથી તે મનને ટીપે છે. ॥૧૦૧॥

**स गृह्णीयान्निजहितस्मृतिसंदंशमुत्तमम् ।।**
**बुद्धिदर्वां तथा दीर्घां कर्त्तुमङ्गारमेलनम् ।।१०२।।**

તેમાં પોતાનાં હિત ચિંતનરૂપી ઉત્તમ સાણશી અને અંગારાને સરખા કરવા માટે એક લાંબી સદ્બુદ્ધિરૂપી કડછીને રાખે. ॥૧૦૨॥

**तापयित्वेति तद्भूयः कुट्टयन् स विचक्षणः ।।**
**विषयासक्तिवक्रत्वं तत्स्थं सर्वं विनाशयेत् ।।१०३।।**

ત્યાર બાદ વિચક્ષણ ભગવાનનો ભક્ત તે મનરૂપી લોઢાને આ રીતે વારે વારે ખૂબ તપાવીને ટીપે, ત્યારે તેમાં રહેલો બધો વિષયાસક્તિરૂપી વાંક (દોષ) વિનાશ પામે છે. ॥૧૦૩॥

**शार्दुल : आत्मराममुनीन्द्रचिन्त्यचरणं श्रीभक्तिधर्मात्मजं,**
**सर्वज्ञं ह्यवतारबीजमतुलं निष्कामभक्तप्रियम् ।**
**दिव्यानन्दमोहदधिं श्रुतिशिरोगीतोरुकीर्तिं सदा,**
**वन्दे वन्द्यपदं मुदैव सहजानन्दं हरिं सत्पतिम् ।।१०४।।**

બ્રહ્મનિષ્ઠ મુનિવરો પણ જેમનાં ચરણનું ધ્યાન કરે છે, જે સર્વજ્ઞ છે સર્વ અવતારોનું કારણ છે, અનુપમ છે, નિષ્કામ ભક્તોને પ્રિય છે, દિવ્ય આનંદના મહાસાગર રૂપ છે, ઉપનિષદો પણ જેમનાં ઘણાં યશને ગાય છે, જેમનાં ચરણાવિંદ નમસ્કાર કરવા યોગ્ય છે, જે સત્પુરુષોનાં પતિ છે એવા શ્રી ભક્તિ ધર્મના પુત્ર પરમાત્મા શ્રીહરિ સહજાનંદસ્વામીને હું પ્રેમથી સદા નમસ્કાર કરું છું. ॥૧૦૪॥

**भक्तानां सुखबुद्धये विरचितं सद्बुद्धिसंवर्द्धनम्,**
**जातं पूर्णमिदं विवेकशतकं प्रीत्या विचिन्त्यं जनैः ।**
**एतत्सङ्ग्थनेन मय्यतितरां प्रीतोऽस्तु धामिर्हरि-**
**स्तत्पादाम्बुजसंश्रिताश्च निखिलास्तुष्यन्तु भक्ता भृशम् ।।१०५।।**

શુભ બુદ્ધિને વધારનારું અને ભક્તજનોનાં સુખપૂર્વક બોધને માટે રચેલું આ વિવેકશતક પૂરું થયું છે, તે મનુષ્યોએ પ્રેમથી વિચારવું. આ વિવેકશતક રચવાથી ધર્મપુત્ર શ્રીહરિ મારા ઉપર ખૂબ રાજી થાઓ અને તેમનાં ચરણ કમળનાં આશ્રિત સર્વ ભક્તજનો પણ ઘણું રાજી થાઓ. ।।૧૦૫।।

*।। इति श्रीहरिकृष्णोपासकाऽचिन्त्यानन्दवर्णिविरचितं विवेकशतकं समाप्तिमगमत् ।।*

*અનુવાદ : શાસ્ત્રી શ્રીજ્ઞાનપ્રકાશદાસજી સ્વામી, વેદાન્તાચાર્ય એમ.એ.*
*ગુરુકુળ ગાંધીનગર, સેક્ટર : ૨૩*



।। श्रीहरिकृष्ण महाराजाय नमः ।।

सद्.श्रीअचिंत्यानंदजी ब्रह्मचारीविरचितम्

# सद्गुरु श्रीगुणातीतानंद स्वामी माहात्म्य स्तोत्र

**यद्रोमविवरे लीना अण्डानां कोटयः पृथक् ।**
**तदक्षरं गुणातीतं गुणातीतं नमाम्यहम् ।।१।।**

જેના રોમના એક એક છિદ્રમાં કરોડો બ્રહ્માંડ જુદાં જુદાં રહેલાં છે. સત્ત્વ, રજ, તમ એ ત્રણ ગુણથી રહિત, અક્ષર શ્રીગુણાતીતાનંદ સ્વામીને હું પ્રણામ કરું છું. (૧)

**महाध्यानाभ्यासं विदधतमजस्रं भगवतः**
**पवित्रे संप्राप्तं स्थितिमतिवरैकान्तिकवृषे ।**
**सदानन्दं सारं परमहरिवार्ताव्यसनिनं**
**गुणातीतानन्दं मुनिवरमहं नौमि सततम् ।।२।।**

નિરંતર ભગવાનના ધ્યાનના અત્યંત અભ્યાસી, અત્યંત શ્રેષ્ઠ, એકાંતિક ધર્મમાં સદા સ્થિત, અખંડ ભગવાનની વાતો કરવાના વ્યસનવાળા અને સદા આનંદ સ્વરૂપવાળા, એવા શ્રીગુણાતીતાનંદ સ્વામી નામના શ્રેષ્ઠ મુનિને હું નિરંતર નમસ્કાર કરું છું. (૨)

**परं मायोपाधेर्विशदहृदये श्वे प्रतिदिनं**
**निजात्मानं शान्तस्फुरदुरुमहोमण्डलवृतम् ।**
**प्रपश्यन्तं शुद्धाक्षरमतितरानन्दनिलयं**
**गुणातीतानंदं मुनिवरमहं नौमि सततम् ।।३।।**

હંમેશા પોતાના શુદ્ધ હૃદયમાં માયિક ઉપાધિરૂપ માયાથી પર, શાંત અને સ્ફુરાયમાન, અત્યંત તેજના મંડળથી એ અનવધિકાતિશય આનંદના સ્થાનરૂપ અને શુદ્ધ અક્ષર જે પોતાનો આત્મા તેને જોતા એવા શ્રીગુણાતીતાનંદ સ્વામી નામના શ્રેષ્ઠ મુનિને હું નિરંતર નમસ્કાર કરું છું. (૩)

**शुभाविर्भावानां स्वहृदि सहजानन्दमनिशं**
**निदानं पश्यन्तं प्रकृतिपुरुषादेरधिपतिम् ।**
**हरिं तैलासारप्रतिनिभमथाऽग्रे निजदृशो-**
**गुणातीतानंदं मुनिवरमहं नौमि सततम् ॥४॥**

જે પ્રકૃતિપુરુષાદિકના અધિપતિ અને સર્વ અવતારના કારણ છે, તે શ્રીસહજાનંદ સ્વામીને નિરંતર પોતાના હૃદયને વિષે, તેમજ પોતાના નેત્રોમાં અખંડ તેલધારાની માફક અવિચ્છિન્ન જોતા એવા શ્રીગુણાતીતનંદ સ્વામી નામના શ્રેષ્ઠ મુનિને હું નિરંતર નમસ્કાર કરું છું. (૪)

**हरिर्यस्योदार प्रणयरशनाबद्धचरणो**
**यतो नेति प्रेष्ठात् क्वचिदपि पृथग्भावमजितः ।**
**यथा शब्दादर्थो निजविमलचित्तादिव वियद्**
**गुणातीतानंदं मुनिवरमहं नौमि सततम् ॥५॥**

જેના અત્યંત સ્નેહરૂપી દોરડીથી બંધાયેલા ચરણ કમળવાળા અને સર્વથા અજિત એવા ભગવાન પણ, પોતાને અત્યંત પ્રિય એવા સ્વામીથી કયારેય પણ જેમ શબ્દ અને અર્થ તથા શુદ્ધચિત્ત અને આકાશ જુદા થતા નથી તેમ પરમાત્માથી જુદા નથી એવા ગુણાતીતાનંદ સ્વામી નામના શ્રેષ્ઠ મુનિને હું નિરંતર નમસ્કાર કરું છું. (૫)

**स्थितौ मातुर्गर्भे हरिमविरतं योऽक्षरपरं**
**चिदानन्दाकारं ललितवसनाऽलंकृतिधरम् ।**
**अपश्यत् पुण्याक्षं विधुमिव चकोरः शुचिरुचिं**
**गुणातीतानंदं मुनिवरमहं नौमि सततम् ॥६॥**



જે માતાના ગર્ભમાં રહ્યા થકા પણ અક્ષર થકી પર સચ્ચિદાનંદરૂપ, સુંદર વસ્ત્ર, અલંકાર ધારણ કરનારા, શુદ્ધ કાન્તિવાળા અને પવિત્ર દર્શન જેમનાં છે એવા શ્રી સહજાનંદ સ્વામીને ચકોર જેમ ચંદ્રમાને દેખે તેમ નિરંતર દેખતા એવા શ્રીગુણાતીતાનંદ સ્વામી નામના મુનિવરને હું નમસ્કાર કરું છું. (૬)

**अनाकृष्टात्मा यो भुवनविषयैरप्यतिवरै-**
**रलिप्तत्वेनाऽस्थादिह मतिमुषस्तानधिगतः ।**
**यथा वायुश्चाऽभ्रं वडवदहनो वार्धिनिलयो**
**गुणातीतानंदं मुनिवरमहं नौमि सततम् ॥७॥**

બ્રહ્માંડના અત્યુત્તમ વિષયોથી પણ જેમનું મન ખેંચાયું નથી આલોકમાં મોટાઓની બુદ્ધિને હરિ લેનારા ઉત્તમ વિષયોને પામીને પણ વાયુ આકાશ તથા સમુદ્રમાં રહેલા વડવાનલ અગ્નિની પેઠે નિર્લેપ પણે રહેતા એવા શ્રીગુણાતીતાનંદ સ્વામી નામના મુનિવરને હું નમસ્કાર કરું છું. (૭)

**जनौघेष्वैकान्तं वृषमखिलदोषार्तिशमनं**
**सुभद्रं सच्छास्त्रप्रणिभणितनिर्वाणसरणिम् ।**
**तताना‌ऽतिप्रेष्ठं पुरकरुणया मोहदलनम्**
**गुणातीतानंदं मुनिवरमहं नौमि सततम् ॥८॥**

જે હજારો માણસોના સમગ્ર કામ, ક્રોધાદિ દોષો તથા દુઃખોની નિવૃત્તિ કરે છે, અત્યન્ત શુદ્ધ શાસ્ત્રમાં કહેલા મોક્ષના માર્ગરૂપ તથા મોહમાત્રનો નાશ કરનાર, પોતાને અત્યંત પ્રિય એવા એકાંતિક ધર્મનો અત્યંત દયાથી વિસ્તાર કરતા એવા શ્રીગુણાતીતાનંદ સ્વામી નામના મુનિવરને હું નિરંતર નમસ્કાર કરું છું. (૮)

**स्फुरत्स्फारज्ञानामृतविपुलवृष्ट्यातिसुखदो,**
**दुरापैर्युक्तो यो मुनिनिगदितैः सद्गुणगणैः ।**

विधुं निन्ये लज्जां जनविविधतापोपशमने
गुणातीतानंदं मुनिवरमहं नौमि सततम् ॥९॥

જે સ્ફુરાયમાન થતા અત્યંત જ્ઞાનરૂપ અમૃતની વૃષ્ટિથી અત્યંત સુખ આપનાર, બીજાને દુર્લભ શ્રુતિમાં કહેલા સદ્‌ગુણોના સમુદાયોથી યુક્ત અને જનોના વિવિધ પ્રકારનાં તાપોને શાંતિ કરવામાં ચંદ્રમાને પણ લજ્જા પમાડનારા એવા શ્રીગુણાતીતાનંદ સ્વામી નામના મુનિવરને હું નમસ્કાર કરું છું. (૯)

जनाऽज्ञानध्वान्तक्षपणकरणात् तीक्ष्णकीरणं
ह्रियं निन्ये श्वेक्षादुरीतदलनो यो मृदुमनाः ।
महेश्वर्यैर्युक्तो हरिपरतरानुग्रहतया
गुणातीतानंदं मुनिवरमहं नौमि सततम् ॥१०॥

જનોના અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવાથી ઉગ્ર કિરણોવાળા સૂર્યને પણ લજ્જા પમાડતા, પોતાના દર્શન માત્રથી અનેક જન્મના પાપોનો નાશ કરતા, શ્રીહરિના અપાર અનુગ્રહથી મહા ઐશ્વર્યોવાળા અને કોમળ મનવાળા એવા શ્રી ગુણાતીતાનંદ સ્વામી નામના મોટા મુનિને હું નમસ્કાર કરું છું. (૧૦)

प्रसङ्गं यस्यैत्याऽऽजगति ननु जाता जनगणा
बृहद्रूपा भूपा हरिपुरतरध्याननिरताः ।
विरक्ता राज्यादौ शुभगुणयुताश्चातिसुखिनो
गुणातीतानंदं मुनिवरमहं नौमि सततम् ॥११॥

આ લોકમાં જેનો સમાગમ પામીને મહાનરૂપવાળા રાજાઓ તથા જનસમૂહો નિશ્ચે ભગવાનના અત્યંત ધ્યાન પરાયણ તથા રાજ્યાદિકમાં વૈરાગ્યવાન, સદ્‌ગુણયુક્ત અને અત્યંત સુખીયા થઈ ગયા છે એવા શ્રીગુણાતીતાનંદ સ્વામી નામના મુનિવરને હું નિરંતર નમસ્કાર કરું છું. (૧૧)



यदुक्तां सद्वार्ता भवभयहरां श्रोतुमनिशं
समायन् सद्व्राता बहुजनपदेभ्यो हरिजनाः ।
मराला भूयांसः समुदमिव सन्मानससरो
गुणातीतानंदं मुनिवरमहं नौमि सततम् ॥१२॥

જન્મમરણરૂપી સંસારના ભયને હરનારી, સ્વામીએ ઉચ્ચારણ કરેલી સુંદરવાર્તાઓને સાંભળવા માટે, જેમ હર્ષપૂર્વક ઘણા હંસો સુંદર માનસરોવર પ્રત્યે જાય છે, તેમ દેશાંતરથી ત્યાગીઓ તથા હરિભક્તો ઉત્સાહે સહિત જેનો સમાગમ કરવા આવતા એવા શ્રીગુણાતીતાનંદ સ્વામી નામના મુનિવરને હું નિરંતર નમસ્કાર કરું છું. (૧૨)

यदावासे मारप्रणयरसलोभादिरीपवः
प्रवेष्टुं नो शेकुर्विजितविधिमुख्या बहुमदाः ।
मुनिन्द्रैस्तं मान्यं शुभसकलतीर्थास्पदपदं
गुणातीतानंदं मुनिवरमहं नौमि सततम् ॥१३॥

જે સ્વામીના નિવાસ સ્થાનમાં બ્રહ્માદિકને જીતીને ઘણા મદવાળા થયેલા, કામ, સ્નેહ, રસસ્વાદ અને લોભાદિક શત્રુઓ પ્રવેશ કરવાને સમર્થ ન થતા. તે મહામુનિઓને પણ મનનીય અને શુભ સમગ્ર તીર્થોના સ્થાનરૂપ છે ચરણ કમળ જેમનાં એવા શ્રીગુણાતીતાનંદ સ્વામીના મુનિવરને હું નિરંતર નમસ્કાર કરું છું. (૧૩)

महाश्रद्धोपेतं मुनिगुरुवरं स्वक्षरतनुं
हरेर्भक्त्यादौ द्राग्भवभयभिदं श्वेक्षणकृताम् ।
प्रशान्तं साधुत्वावधिमतुलकारुण्यनिलयं
गुणातीतानंदं मुनिवरमहं नौमि सततम् ॥१४॥

શ્રીહરિની ભક્તિ વગેરેમાં અત્યંત શ્રદ્ધાવાળા, મુનિઓના પણ ઉત્તમ ગુરુ, પોતાના દર્શન કરનારાઓના જન્મમરણરૂપ સંસારના ભયને તત્કાળ હરનારા, અત્યંત શાંત, સાધુપણાના અવધિરૂપ અપાર

કરુણાસાગર અને અક્ષરસ્વરૂપ શ્રીગુણાતીતાનંદ સ્વામી નામના મુનિવરને હું નિરંતર નમસ્કાર કરું છું. (૧૪)

**મુહુર્યસ્મૈ પ્રાદાત્ પુરુમુદમિતો યદ્વરગુણૈ**
**ર્હરીર્હારાન્ પૌષ્પાન્નિજતનુધૃતાનઙ્ગદમુખાન્ ।**
**સ્વભુક્તં યદ્ભોજ્યં વરવસનમુખ્યં નિજધૃતં**
**ગુણાતીતાનંદં મુનિવરમહં નૌમિ સતતમ્ ॥૧૫॥**

જેના શ્રેષ્ઠગુણોથી અતિશય પ્રસન્ન થયેલા શ્રીહરિએ પોતે ધારણ કરેલ પુષ્પના હાર તથા બાજુબંધ વગેરે તથા પોતે જમેલ પ્રસાદી અને પોતે ધારણ કરેલ ઉત્તમ વસ્ત્ર વગેરે વારંવાર જેમને આપ્યાં છે એવા શ્રીગુણાતીતાનંદ સ્વામી નામના મુનિવરને હું નિરંતર નમસ્કાર કરું છું. (૧૫)

**અનેકેભ્યઃ સદ્ભ્યો વિમલહરિવિજ્ઞાનરસદં**
**ભુવિ બ્રાહ્મીં વિદ્યાં હરિવચનરૂપાં ચ દદતમ્ ।**
**હરિધ્યાનાસક્તં શુભગુણમનાદ્યક્ષરમહં**
**ગુણાતીતાનન્દં સકલગુરુમીડે મુનિવરમ્ ॥૧૬॥**

**અર્થ :** અનેક સત્પુરુષોને પણ શ્રીહરિના સ્વરૂપનો ઉત્તમ જ્ઞાનરસ અર્પણ કરતા, તેમજ શ્રીહરિના વચનામૃતરૂપ બ્રહ્મવિદ્યાનો આ પૃથ્વી ઉપર પ્રચાર કરતા શ્રીજીમહારાજના ધ્યાનમાં આસક્ત અને શુભ ગુણોથી યુક્ત અને સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ હોઈ સર્વના ગુરુ, અનાદિ અક્ષરબ્રહ્મ શ્રીગુણાતીતાનંદ સ્વામીની હું સ્તુતિ કરું છું. (૧૬)

*॥ ઈતિ શ્રી કવિસમ્રાટ વિદ્વદ્વર્ય શ્રીઅચિન્ત્યાનંદ વર્ણિવિરચિતં શ્રીગુણાતીતાનંદમુનિમાહાત્મ્યસ્તોત્રં સમાપ્તમ્ ॥*



**॥ श्रीहरिकृष्ण महाराजाय नमः ॥**

**श्रीबालकृष्णानंदवर्णीविरचितम्**

# योगसम्राट गोपालानंदमुनि माहात्म्यस्तोत्रम्

આ બાલકૃષ્ણાનંદ બ્રહ્મચારી જૂનાગઢમાં રહેતા. તેમણે મુક્તરાજ સદ્ગુરુ શ્રીઅચિંત્યાનંદજી બ્રહ્મચારી પાસે જ વિદ્યાભ્યાસ કર્યો હતો. અને વ્યાકરણ, વેદાંત, જ્યોતિષ અને અમુક અંશે અંગ્રેજીમાં પારંગત હતા. જૂનાગઢના મહાન સંત બાલમુકુંદસ્વામી, યોગેશ્વરસ્વામી, નારાયણદાસસ્વામી વગેરે સમર્થ સંતોના કૃપાપાત્ર હતા. અને આ સંતોને રાજી કરવા તેઓએ ઘણીવાર જૂનાગઢના સભામંડપમાં ચાતુર્માસમાં પારાયણો કરેલી. સહુ પ્રથમ ગોપાળાનંદસ્વામી અને ગુણાતીતાનંદસ્વામીની વાતોનું સંપાદન આ બ્રહ્મચારીએ કર્યું હતું. પોતે સમર્થ હતા, જૂનાગઢમાં જ રહેતા. તેઓ ગોપાળાનંદસ્વામીના શિષ્ય ન હતા. છતાં યોગસમ્રાટ ગોપાળાનંદસ્વામી વિશે જૂનાગઢના બ્રહ્મચારીએ લખેલું આ સ્તોત્ર તમામ સંતો-ભક્તોને વાગોળવા જેવું અને જીવનમાં ઉતારવા જેવું અનુપમ છે. તેથી અત્રે પ્રસ્તુત કર્યું છે.

**यत्परब्रह्मणो धाम यस्यात्मा च परं ब्रहत् ॥**
**नौमि वेदान्तविद्वेद्यं गोपालानंदसंज्ञितम् ॥१॥**

જે પરબ્રહ્મ પુરુષોત્તમનારાયણને રહેવાના ધામરૂપ છે, જેનો આત્મા પરબ્રહ્મ છે, જે પરબ્રહ્મના શરીરરૂપ છે, જે વેદાન્ત શાસ્ત્રને જાણનારા છે, અને જે જાણવા યોગ્ય છે એવા ગોપાળાનંદ નામના મહામુનિને હું નમસ્કાર કરું છું. ॥૧॥

**उडयन्ते यद्रोमकूपे ब्रह्माण्डानां तु कोटयः॥**
**नमाम्येतद् बृहद्रूपं गोपालानंदसंज्ञितम्॥२॥**

જેમના એક એક રુંવાડે અનંતકોટિ બ્રહ્માંડ ઉડતા ફરે છે તે બ્રહ્મરૂપ એવા ગોપાળાનંદ મુનિને હું નમસ્કાર કરું છું. ॥૨॥

**चराचरेषु सर्वत्र यत्प्रकाशितया स्थितम्।।**
**सर्वात्मानं नमाम्येनं गोपालानंदसंज्ञितम्।।३।।**

સ્થાવર, જંગમ સર્વ જગતને વિષે જે પ્રકાશકપણે વ્યાપીને સર્વના આત્મારૂપે રહેલા છે તે ગોપાળાનંદ નામના મહામુનિને હું નમસ્કાર કરું છું. ।।૩।।

**सगध्रावृत्तम :**

**योगाभ्यासं नितान्तं कलितसुनिगमादिश्रुताथ कृतार्थम्,**
**प्रीत्यै श्रीधर्मसूनोर्विदधतमनिशं स्वामिनारायणस्य ।**
**रक्षित्वैकान्तधर्मं प्रतिहृतजनताज्ञानसंज्ञान्धकारम्,**
**गोपालानन्दसंज्ञं मुनिवरमनघं नौमि नित्यं शरण्यम् ।।४।।**

ધર્મપુત્ર શ્રીસ્વામિનારાયણ ભગવાનની પ્રસન્નતા માટે નિરંતર અષ્ટાંગ યોગનો અભ્યાસ કરનારા, વેદાદિક શાસ્ત્રના અર્થને સારી રીતે જાણનારા; સર્વદા પોતાને કૃતાર્થ માનનારા તથા મનુષ્યોના અજ્ઞાનરૂપી અંધકારને હરનારા, એકાંતિક ધર્મનું રક્ષણ કરવામાં કુશળ અને શરણાગતનું રક્ષણ કરવામાં કુશળ કહેતા શરણાગત વત્સલ અને સર્વથા નિર્દોષમૂર્તિ એવા સદ્ગુરુ શ્રીગોપાળાનંદ સ્વામીને હું નિરંતર નમસ્કાર કરું છું. ।।૪।।

**योऽसावात्मावलोके जनिसमसमयं पूर्वसंस्कार भूम्ना,**
**सिद्धिं प्राप्तो भवाब्धिं प्रभवति मनुजो यस्य तर्तुं प्रसादात् ।**
**यस्त्रय्यन्तप्रसिद्धं भजति हि सहजानन्दपादारविन्दम्,**
**गोपालानन्दसंज्ञं मुनिवरमनघं नौमि नित्यं शरण्यम् ।।५।।**

જે પૂર્વના પ્રબળ સંસ્કારને લીધે જન્મ સમયથી જ આત્મા-પરમાત્માને જોવાની સિદ્ધિને પામેલા હતા અર્થાત્ અંખડ ભગવાનની મૂર્તિ દેખતા હતા, જેમની કૃપાથી મનુષ્યો સંસાર સમુદ્ર તરવા માટે સમર્થ થતા હતા. અને જે વેદત્રયીના શીરોભાગરૂપ વેદાંત - ઉપનિષદએ જેનો મહિમા ગાયો છે એવા શ્રીસહજાનંદસ્વામીના ચરણારવિંદને જ



ભજનારા અને શરણાગતનું રક્ષણ કરવામાં સમર્થ કહેતા શરણાગત વત્સલ અને સર્વથા નિર્દોષમૂર્તિ એવા સદ્ગુરુ શ્રીગોપાળાનંદ સ્વામીને હું નિરંતર નમસ્કાર કરું છું. ।।૫।।

**उग्रानावृष्टिपीडां क्वचनजनपदे संप्रवृद्धां चिराघो,**
**योगेश्वर्यप्रभावात् सपदिसमधिकोऽद्भूतवृष्टिप्रपातेः ।**
**सर्वांशेनापनीय व्यतुनत सकलप्राणिवर्गस्य शान्तिम्,**
**गोपालानन्दसंज्ञं मुनिवरमनघं नौमि नित्यं शरण्यम् ।।६।।**

કોઈક સમયે દેશમાં વરસાદ ન થવાથી દુષ્કાળની ભયંકર પીડા વૃદ્ધિ પામી હતી. તેને જેમણે પોતાના યોગ ઐશ્વર્યના પ્રતાપ વડે તત્કાળ ઘણીક વૃષ્ટિ કરી સર્વ પ્રકારે તે પીડાને નાશ પમાડી. અને સર્વ પ્રાણીઓને અત્યંત શાંતિ કરી આપી હતી. અને સર્વથા શરણાગતનું રક્ષણ કરવામાં સમર્થ કહેતા શરણાગત વત્સલ અને સર્વથા નિર્દોષમૂર્તિ એવા સદ્ગુરુ શ્રીગોપાળાનંદ સ્વામીને હું નિરંતર નમસ્કાર કરું છું. ।।૬।।

**प्रत्यङ्ज्योतिःप्रकाशप्रसरणनिहता विद्यकध्वान्तभास्वद्,**
**हृद्व्योगव्यक्तसर्वान्तरनिरतिशयानन्ददिव्यंस्वरूपः ।**
**श्रीमद्धर्मात्मजेऽस्मिन् विधृतनरतनौप्रीतिमान्योनितान्तम्,**
**गोपालानंदसंज्ञं मुनिवरमनघं नौमि नित्यं शरण्यम् ।।७।।**

પ્રત્યક્ આત્માના પ્રકાશના કીરણોથી હણાયેલ જે અવિદ્યારૂપી અંધકાર, તેથી પ્રકાશમાન થયેલા હૃદયાકાશને વિષે સર્વના અંતરાત્મા અને સદા આનંદમય પરમાત્મા શ્રીસહજાનંદ સ્વામીનું દિવ્ય સ્વરૂપ જેને વ્યક્ત થયેલ છે એવા તથા નરદેહધારી શ્રીમદ્ધર્મના પુત્ર શ્રીહરિજીને વિષે અતિશય પ્રીતિવાળા છે અને શરણાગતનું રક્ષણ કરવામાં સમર્થ કહેતા શરણાગત વત્સલ અને સર્વથા નિર્દોષમૂર્તિ એવા સદ્ગુરુ શ્રીગોપાળાનંદ સ્વામી હું નિત્ય નમસ્કાર કરું છું. ।।૭।।

**वेदान्तज्ञानवन्तः सकलपरतरं यद्वदन्त्यक्षरं सत्,**
**मूलाविद्यान्धकारविरहितमतयो यद्विशन्त्येव सन्तः ।**

**यत्प्राप्त्यै त्यक्तगेहा बहव इह तपो दुश्चरं संचरन्ति,**
**गोपालानन्दसंज्ञं मुनिवरमनघं नौमि नित्यं शरण्यम् ॥८॥**

વેદાન્ત શાસ્ત્રના જ્ઞાનવાળા પુરુષો જેને સર્વથી પર અને સચ્ચિદાનંદરૂપ "અક્ષરબ્રહ્મ" કહે છે, મૂળ અવિદ્યાના અંધકારથી રહિત બુદ્ધિવાળા સત્પુરુષો જેમાં પ્રવેશ કરે છે, જેની પ્રાપ્તિને માટે ઘર-કુટુંબ તજી ઘણા પુરુષો દુષ્કર તપ કરે છે તે બ્રહ્મરૂપ એવા શરણાગતનું રક્ષણ કરવામાં સમર્થ અને સર્વથા નિર્દોષ એવા મુનિઓમાં શ્રેષ્ઠ સદ્‌ગુરુ શ્રીગોપાળાનંદ સ્વામીને હું નિરંતર નમસ્કાર કરું છું. ॥૮॥

**यस्याति प्रेमरज्वा व्यवधृतचरणः श्रीहरि धर्मपुत्रो,**
**यत्किंचित्कार्यामात्रे क्वचिदपि न हि यात्येव यस्मात्पृथक्त्वम् ।**
**भूमिर्गन्धेन यद्वद् वृषपतनुजनृषा तेन संबन्धमाप्तम्,**
**गोपालानन्दसंज्ञं मुनिवरमनघं नौमि नित्यं शरण्यम् ॥९॥**

જેમની પ્રેમરૂપી દોરડીથી બંધાયેલ છે ચરણકમળ એવા ધર્મના પુત્ર શ્રીહરિજી કોઈપણ કાર્યમાં જેનાથી જુદાપણાને પામતા નથી એવી રીતે જે પૃથ્વી અને ગંધની પેઠે તે ધર્મપુત્ર શ્રીહરિજીની સાથે નિત્ય સંબંધ પામેલા છે, એવા શરણાગત વત્સલ અને સર્વથા નિર્દોષમૂર્તિ સદ્‌ગુરુ શ્રીગોપાળાનંદ સ્વામીને હું નિરંતર નમસ્કાર કરું છું. ॥૯॥

**योद्राक्षीदक्षराख्ये सितधनमहासो मंडले मेघनीलम्,**
**नानालंकारयुक्तं विलसितवसनं मुक्तवृन्दैश्च जुष्टम् ।**
**मातुर्गर्भागतैः प्रागपि निजसुहृदं सश्चिदानंदरुपम्,**
**गोपालानंदसंज्ञं मुनिवरमनघं नौमि नित्यं शरण्यम् ॥१०॥**

જે ગોપાળાનંદ મુનિ આ લોકમાં માતાના ગર્ભમાં આવ્યા પહેલા પણ શ્વેત અને ઘાટા પ્રકાશના સમૂહરૂપ અક્ષરધામને વિષે મેઘના સરખા શ્યામ, નાના પ્રકારના ઘરેણાવાળા, સુંદર વસ્ત્રવાળા, મુક્તોના મંડળોએ સેવેલા અને સચ્ચિદાનંદરૂપ પોતાના સ્નેહિ શ્રીહરિજીને નિરંતર



દેખતા હતા, એવા શરણાગત વત્સલ અને સર્વથા નિર્દોષમૂર્તિ સદ્‌ગુરુ શ્રીગોપાળાનંદ સ્વામીને હું નિરંતર નમસ્કાર કરું છું. ॥૧૦॥

**शुद्धे यस्यान्तरात्मान्यरमरप्रियगुणा मायिका याः कदाचित्,**
**नो शेकुः संप्रवेष्टुमिव पवनसखे ज्ञानगर्भे पतङ्गः ।**
**मूलाज्ञानाभिधानान्धतमसहरणे भानुमानिव साक्षात्,**
**गोपालानन्दसंज्ञं मुनिवरमनघं नौमि नित्यं शरण्यम् ॥११॥**

જેના જ્ઞાનમય શુદ્ધ અંતરઆત્માને વિષે દેવતાઓને પણ પ્રિય ગુણવાળા માયિક વિષયો, અગ્નિમાં પતંગોની પેઠે પ્રવેશ કરી શકતા નથી. જે મૂળ અજ્ઞાનરૂપ અંધકાર હરવામાં સાક્ષાત્ સૂર્યસમાન હતા તે શરણાગતનું રક્ષણ કરવામાં સમર્થ કહેતા શરણાગતવત્સલ અને સર્વથા નિર્દોષમૂર્તિ એવા સદ્‌ગુરુ શ્રીગોપાળાનંદ સ્વામીને હું નિરંતર નમસ્કાર કરું છું. ॥૧૧॥

**यत्सत्संगाज्जनानां परतरमहिम ज्ञानमासीत्सतत्त्वम्,**
**येनोद्भूयेत भक्तिर्भगवति सुखदा स्वामिनारायणाख्ये ।**
**तादृक्भक्ता हि जाता बहव इह जना यत्प्रतापान्महान्तो,**
**गोपालानन्द संज्ञं मुनिवरमनघं नौमि नित्यं शरण्यम् ॥१२॥**

જેમના સમાગમથી મનુષ્યોને તત્ત્વ સહિત ઉત્તમ જ્ઞાન થયું હતું કે, જે જ્ઞાનથી શ્રીસ્વામિનારાયણ ભગવાનને વિષે સુખકારી ભક્તિ ઉત્પન્ન થાય, એવા ઘણા ભક્તો જેમના પ્રતાપથી આ લોકમાં થયા હતા અને થાશે એવા શરણાગતવત્સલ અને સર્વથા નિર્દોષમૂર્તિ સદ્‌ગુરુ શ્રીગોપાળાનંદ સ્વામી હું નિરંતર નમસ્કાર કરું છું. ॥૧૨॥

**यस्मै श्रीस्वामिनारायणमुनिपतिना संप्रदाये महत्ता,**
**दताऽग्रे त्वात्मीयनां गुरुमुनिगृहिणामात्मतुल्या समन्तात् ।**
**मर्यादा येन बद्धा सकलजनसुखायैव सद्धर्मगोत्री,**
**गोपालानन्दसंज्ञं मुनिवरमनघं नौमि नित्यं शरण्यम् ॥१३॥**

જેને મુનિઓના પતિ શ્રીસ્વામિનારાયણ ભગવાને સ્વસંપ્રદાયને વિષે આચાર્ય, ત્યાગી અને ગૃહસ્થીઓની મધ્યે સર્વે રીતે પોતા સમાન

મોટાઈ આપેલી છે, તેથી જેમણે અનંત મુમુક્ષુઓના સુખને અર્થે સંપ્રદાયમાં સદ્ધર્મનું રક્ષણ કરનારી મર્યાદા બાંધી છે તે શરણાગતનું રક્ષણ કરવામાં સમર્થ કહેતા શરણાગત વત્સલ અને સર્વથા નિર્દોષમૂર્તિ એવા સદ્ગરુ શ્રીગોપાળાનંદ સ્વામી હું નિરંતર નમસ્કાર કરું છું. ॥૧૩॥

**भूयांसो भूमिपाला हरिमननपरा यत्कृपादृक्प्रपातात्,**
**संजाताश्चापि हीना बहव इह जना निर्धनत्वादि दुःखैः ।**
**येनादर्शि प्रतापः पवनसुतमुखा देवताः स्थापयित्वा,**
**गोपालानन्दसंज्ञ मुनिवरमनघं नौमि नित्यं शरण्यम् ॥१४॥**

જેમની કૃપાદૃષ્ટિ પડવાથી આ લોકમાં ઘણા રાજાઓ ભગવાન સ્વામિનારાયણનું મનન કરનારા થયા તથા ઘણાંક મનુષ્યો કૃપાદૃષ્ટિથી નિર્ધનપણા આદિક દુઃખોથી મુક્ત થયા અને જેમણે હનુમાનજી વિગેરે દેવો પધરાવીને પોતાનો મહાન્ પ્રતાપ જગતને બતાવેલો છે એવા શરણાગતવત્સલ અને સર્વથા નિર્દોષમૂર્તિ સદ્ગરુ શ્રીગોપાળાનંદ સ્વામી હું નિરંતર નમસ્કાર કરું છું. ॥૧૪॥

**ईत्येनत्स्तोत्रमयायत्प्रसादात्स्मृत्वाकिंचिद्गुणानेवप्राक्तम् ॥**
**दधादेतन्मह्यमेकान्तधर्मम् गोपालानन्दाख्यं च ब्रह्ममूलम् ॥१५॥**

ઉપર જણાવેલ આ સ્તોત્ર બાલકૃષ્ણાનંદ વર્ણીએ ગોપાળાનંદ સ્વામીશ્રીના કિંચિત ગુણોનું સ્મરણ કરીને ફક્ત તેમની કૃપાથી જ કરેલું છે. તે મૂળ અક્ષરમૂર્તિ શ્રીગોપાળાનંદ નામના મહામુનિ મને એકાન્તિક ધર્મ આપો. ॥૧૫॥

***॥ ईतिश्रीबालकृष्णानंदवर्णीविरचितं श्रीगोपालानंदमुनि माहात्म्यस्तोत्रं समाप्तम् ॥***



॥ श्रीस्वामिनारायणो विजयतेतराम् ॥



# મુક્તરાજ સદ્.શ્રીઅચિંત્યાનંદ બ્રહ્મચારીકૃત કીર્તનો

## <u>પ્રભાતિયા</u>

**રાગ : ધોળ પદ-૧**

સૂતાં ઊઠી રે સમરું સહજાનંદ કે વેણલાં ભલે વાયાં રે;
અંતર ઉપજયો રે, અતિશે આનંદ કે...વેણલાં૦૧
નયણે નીરખી રે, રંગભીનાનું રૂપ કે...વેણલાં૦
પ્રીતે પોંખ્યા રે, બ્રહ્મમહોલના ભૂપ કે...વેણલાં૦૨
ઊર્ધ્વરેખા રે, બે ચરણમાં જોઈ કે...વેણલાં૦
તેને નીરખી રે, મનડું રહ્યું મોઈ કે...વેણલાં૦૩
નખમણિયું રે, જુગલ ચરણની જોડ કે...વેણલાં૦
ગોળ ઘૂંટિયું રે, પૂરે મનડાના કોડ કે...વેણલાં૦૪

જંઘા જાનુ રે, જોયા સાથળ સાર કે...વેણલાં૦
નાભી ઊંડી રે, અજ ઉપજ્યા જે ઠાર કે...વેણલાં૦૫
પેટ પોયણ રે, જોયા ત્રણે વળ કે...વેણલાં૦
એવા ચિહ્નની રે, કૃષ્ણાનંદને કળ કે...વેણલાં૦૬

**પદ-૨**

હૃદયે જોયું રે કમળા કેરું ધામ કે...વેણલાં૦
કંઠ કંબુ રે નીરખું આઠો જામ કે...વેણલાં૦૧
દંત દેખી રે દાડમ કેરાં બીજ કે...વેણલાં૦
જિહ્વા જોઈ રે જાણે ઝબુકે વીજ કે...વેણલાં૦૨
નાસા નીકટ રે ટીબકડી છે શ્યામ કે...વેણલાં૦
તેને જોતાં રે નેણે નીંદ હરામ કે...વેણલાં૦૩
વામ કરણે રે તિલ શ્યામ સોહાય કે...વેણલાં૦
તેને જોતાં રે શોભે સંતોના રાય કે...વેણલાં૦૪
ભાલ વચ્ચે રે રેખા તિલક આકાર કે...વેણલાં૦
મસ્તક ઉપર રે ફૂલડાં કેરા હાર કે...વેણલાં૦૫
કર જુગલ રે કોણીયું બે શ્યામ કે...વેણલાં૦
કૃષ્ણાનંદની રે પૂરી હૈડાની હામ કે...વેણલાં૦૬

**ઢાળ : પ્રાતઃ સમે શ્રીપુરુષોત્તમની પદ-૧**

પ્રાતઃ સમે સહજાનંદ હરિની, મૂરતિ અંતર ધારું રે;
ષોડશ ચિહ્ન સહિત પદપંકજ, પ્રીત કરી સંભારું રે...પ્રાતઃ૦ ૧

અજબ ફણા અંગુલી નખમંડળ, ટાળે અંતર અંધારું રે;
ઘુંટી પિંડી જાનું સાથળ, કટિલંક પળ ન વિસારું રે...પ્રાતઃ૦ ૨

નાભિ ગોળ ગંભીર રૂપાળી, ચિત્તવું સાંજ સવારું રે;
સુંદર ત્રિવળી શીતલ મંગળ, ઉદર મનોહર સારું રે...પ્રાતઃ૦ ૩

છાતી વિશાળ ઉપડતી ભુજ છબી, જોઈ રહ્યું મન મારું રે;
કૃષ્ણાનંદ કે' એ શોભા પર, તન મન ધન લઈ વારું રે...પ્રાતઃ૦ ૪



**પદ-૨**

ધર્મકુંવર હરિ સહજાનંદની, મૂરતિ મંગલકારી રે;
શંખ સરીખો કંઠ હરિનો, અધરબિંબ અનુસારી રે...ધર્મ૦ ૧
દાડમ બીજ કુંદકળી જેવી, દંત છબી અતિ સારી રે;
હાસ મધુર વચનામૃત જનના, તાપ સમાવે ભારી રે...ધર્મ૦ ૨
નિરખી વદન મનોહર હરિનું, કોટી કમલ શશી વારી રે;
નાસા દિપક કીર લજાવન, તેની છબી અતિ ન્યારી રે...ધર્મ૦ ૩
ગૌર મનોહર જમણે ગાલે, તિલ શોભે ભવહારી રે;
કૃષ્ણાનંદ કે' મુનિજન તેને, ચિત્તવે સાંજ સવારી રે...ધર્મ૦ ૪

**પદ-૩**

સ્વામિનારાયણ પુરુષોત્તમની, મૂરતિ અતિ રૂપાળી રે;
એ મૂરતિ જે ચિંતવે તેના, ભવદુઃખ નાંખે ટાળી રે...સ્વામિ૦ ૧
દયા સુધારસ ભીની ચંચળ, આંખડલી મરમાળી રે;
કમલ સરીખી હેતભરી માંઈ, રાતી રેખ રસાળી રે...સ્વામિ૦ ૨
જાણે શ્યામ કમાન ચડાવી, ભ્રકુટી સુંદર રાજે રે;
શ્રવણ મનોહર ઝળકે કુંડળ, તેની છબી અતિ છાજે રે...સ્વામિ૦ ૩
મોઈ રહ્યા પ્રેમીજન મનમાં, ભાલ તિલક છબી ભાળી રે;
કૃષ્ણાનંદ કે' જરકશી સુંદર, મોળીડે હદ વાળી રે...સ્વામિ૦ ૪

**પદ-૪**

સહજાનંદ અવતારી હરિની, મૂરતિ લાગે પ્યારી રે;
શેષાદિક જેહિ પાર ન પાવે, કોટી મદન મદહારી રે...સહ૦ ૧
અમૃતભરી નજરે હેરીને, દુઃખ નિવારે ભારી રે;
વચન સુધારસ વરસે રસિયો, પાવન બંધનહારી રે...સહ૦ ૨
વામ શ્રવણમેં શ્યામમણિ સમ, બિંદું છબી અતિ સારી રે;
સુંદર કરના લટકાં જોઈને, મોઈ રહ્યાં નરનારી રે...સહ૦ ૩

ફૂલ ગુચ્છ ગજરા તોરાવર, ઉર પર હાર હજારી રે;
કૃષ્ણાનંદ કહે ભૂષણ મણિગણ, ઝળકે જનચિત્તહારી રે...સહ૦ ૪

**ઢાળ : વિસરી મ જાજો વાલા પદ-૧**

જાગો રે રસીલા છેલા, સહજાનંદ હરિ પ્યારા રે;
પ્રાણના સનેહી મારા, આંખલડીના તારા રે...જાગો૦ ૧
કોટમાં ફુલાનાં હાર, ચોળાણાં છે ભારી રે;
નિંદ ભર્યા નેણાં, કંજકળી અનુસારી રે...જાગો૦ ૨
મુનિજન તમને જોવા આવ્યા, સુર બ્રહ્મા ત્રિપુરારી રે;
કર જોડીને ઊભા, આશા દરશન કેરી ધારી રે...જાગો૦ ૩
આળસ મરોડી ઊઠો, શ્યામ સુખકારી રે;
કૃષ્ણાનંદ એ છબી પર, તન મન વારી રે...જાગો૦ ૪

**પદ-૨**

ચાલો રે વાલાજી ચાલ, લટકંતી પ્યારી રે;
પાદુકા પેરી રૂમાલ, કરમે રૂડો ધારી રે...ચાલો૦ ૧
રૂપાળા રંગીલા વાલા, પુષ્ટ તરૂણ તન રાજે રે;
નિરખી અંગની શોભા, કોટી કામ લાજે રે...ચાલો૦ ૨
પ્યારા મુખની શોભા ઉપર, કોટિ ઈંદુ વારૂ રે;
મદન લજારી ભ્રુહ, પ્રીત કરી કરી ધારૂ રે...ચાલો૦ ૩
કૃષ્ણાનંદ કે નાસા પ્યારી, દિપક કીર લજારી રે;
હસની બોલી સારી, રાખું અંતર ધારી રે...ચાલો૦ ૪

**પદ-૩**

વાલો રે વિહારી, મારે મંદિરિયે પધારો રે;
મંદિરિયે પધારો, મારો જનમ સુધારો રે...વાલા૦ ૧
દંતની શોભા કુંજ કુંદ લજારી, અધર છટા છે ન્યારી રે;



ભુષણ શોભાવે કંઠ, છાતી પોળી પ્યારી રે...વાલા૦ ૨
અજાન બાહુ તુંદ રૂપાળી, નાભ્મી ત્રિવળી છાજે રે;
કટિ સાથળ શોભે ભારી, જાનુ જંઘા રાજે રે...વાલા૦ ૩
પાની ઘુંટી ફણા અંગુલી, નખ વિધુ કાંતી પ્યારી રે;
અંતર અંધારૂ હરે, કૃષ્ણાનંદ ધારી રે...વાલા૦ ૪

**પદ-૪**

લાગ્યા રે નેણાના બાણ, કામણગારા તારા રે;
કાળજડું મારું કોરે છે, પ્રાણ હરે મારા રે...લાગ્યા૦ ૧
લાલ તળા પગના શોભે છે, ષોડશ ચિહ્ન બિરાજે રે;
ચટકંતી ચાલ જેની, દુઃખડાને ભાજે રે...લાગ્યા૦ ૨
ધોળા અંબર ધાર્યા સુંદર, પાઘ ધોળી છે સારી રે;
ફુલના ભુષણ પેર્યામ, અંગો અંગ વિહારી રે...લાગ્યા૦ ૩
કૃષ્ણાનંદ છબી એ ધારી, જીયા દોરી મારી રે;
રસિલિ રૂપાળિ પર, પ્રાણ મન વારી રે...લાગ્યા૦ ૪

**રાગ : ભૈરવ પદ-૧**

એ ભોર થોરે આયે ધામ મોરે, નંદકીશોરે...એ ભોર૦ ટેક
સઘરી રેન કહાં જાગે હો કાન, સાચી કહો તુમ મોરે પ્રાન;
દ્રગન ચોરે...એ ભોર૦ ૧
ભયો પ્રાત તમ ગયો નાથ, દરશન હિત મુનિ નાઈ માથ;
દૌ કર જોરે...એ ભોર૦ ૨
લૈ બિણા નારદ ભોર ગાવે, તેહીન સંગ તુબરુ સો આવે;
તાનન તોરે...એ ભોર૦ ૩
કૃષ્ણાનંદ દેખે વૃજકે ચંદ, વામત હે ભવદુઃખ કે ફંદ;
હેરી જાઓરે...એ ભોર૦ ૪

**પદ-૨**

શ્રીપતિ જાગે વિપતી ભાગે, રંગમે બિરાજે...શ્રીપતિ૦ ટેક
રાજેશ્રી સુરરાજ, રાજ ક્રિપા કે નિવાજે;
દેખે દુઃખ ભાગે...શ્રીપતિ૦ ૧
નયન કમલ દલ સમ, અતિ પ્યારે રેખ રતનારી;
ઉર બીચ લાગે-શ્રીપતિ૦ ૨
શ્યામ કી પ્રાત છબી દેખી સોહાઈ, શોભા બરની ન જાઈ;
રહો નેન આગે...શ્રીપતિ૦ ૩
કૃષ્ણાનંદ હરિ સુખકે કંદ, સો રુપ નિત્ય નેન રહંદ;
એ વર માંગે...શ્રીપતિ૦ ૪



## ગોડી

**ઢાળ : શ્યામની છબી રે, સખી પદ-૧**

શ્યામને શોભે રે, સખી શ્યામને શોભે;
જોને ફુલના શણગાર...સખી૦ ટેક
ફુલડાની પાઘડલી પ્યારી ધારી ગિરધારી;
ફુલડાના તોરા ધાર્યા, શોભે અતિ ભારી...શ્યામ૦ ૧
ફુલ કલંગી લટકે રુડી, રાજે ધર્મકુમાર;
કાનુમાં ફુલડાનાં ધાર્યા, કુંડળ મકરાકાર...શ્યામ૦ ૨
ગુચ્છ ફુલાંનો કરમે ધારી, સુંઘે વારંવાર;
કૃષ્ણાનંદ કે એ છબી ઉરમે, ધારી કરીને પ્યાર...શ્યામ૦૩

**પદ-૨**

ફુલની પેરી રે, ટોપી ફુલની પેરી;
શોભે છોગાળો અલબેલ...ટોપી૦ ટેક



ગુચ્છ ફુલાંનો કાને ખોસ્યો, તેની ફોર અપાર;
તે સુંગધી લેવા ભમરા, ફરે કરે ગુંજાર...ફુલની૦ ૧
પચરંગી ફુલાંના શોભે, ઉરપર સુંદર હાર;
બાજુ કાજુ બાંયે બાંધ્યા, ફુલડાના ઉદાર...ફુલની૦ ૨
ફુલદડો ઉછાળે કરમે, શોભા અતિ પ્યારી;
કૃષ્ણાનંદ કે એ છબી ઉપર, જાઉં બલિહારી...ફુલની૦ ૩

**પદ-૩**

ફુલની પેરી રે, પોંચી ફુલની પેરી;
શોભે અલબેલો સુજાણ...પોંચી૦ ટેક.
ફુલનો મુગટ, માથે ધાર્યો અલબેલે;
ફુલની પછેડી, ઓઢી મોહનવર છેલે...પોંચી૦ ૧
ફુલડાંમે ગરકાવ છેલો, મલપંતા ચાલે;
ફુલડાના સુંદર, ગજરા ધાર્યા મતવાલે...પોંચી૦ ૨
ફુલડાના શણગાર કેરી, શોભા જોયા લાગ;
કૃષ્ણાનંદ કે જાણ્યે ફળ્યો ફુલડાં કેરો બાગ...પોંચી૦ ૩

**પદ-૪**

ફુલની છડી રે ધારી ફુલની છડી;
હેલી શ્યામળીયાને શોભે...ધારી૦ ટેક
ફુલડાં કેરો સુંદર સેહરો, હરિવરને રાજે;
ફુલડાં કેરો જામો પેર્યો, તેની છબી છાજે...ફુલની૦ ૧
ફુલનો સુરવાળ, સુંદર પેર્યો હરિ પ્યારે;
ફુલડાં કેરાં ઝાંઝર, પેર્યા ધર્મદુલારે...ફુલની૦ ૨
ફુલડાંના તોડા ચરણે, હરિવરને રાજે;
કૃષ્ણાનંદ કે એ છબી જોઈને, મનમથ અતિ લાજે...ફુલ૦ ૩



## આરતી

**ઢાળ : આરતી પ્રગટ પ્રભુજીકી કીજે**

આરતી સહજાનંદજીકી કીજે, હરિ નીરખી નીરખી અંતર ધરી લીજે-ટેક
અનંતકોટી બ્રહ્માંડકે કારણ, શરણાગત ભવજળનિધિ તારણ-૧
અક્ષરધામકે અખંડ નિવાસી, નરતનુ ધારી અકળ અવિનાશી-૨
કોટી મદન મદ હરન વિહારી, અંગ અંગ ભૂષન છબી ભારી-૩
સબ અવતારનકે અવતારી, કૃષ્ણાનંદ નીરખી બલિહારી-૪

**(શયન આરતી) ઢાળ : નારાયણ સુખકારી, ભજી લેને**

શીતલ આરતી કીજે, શ્રીહરિકી શીતલ આરતી કીજે;
સુંદરવદન મદનમદગંજન, નીરખી અંતર ધરી લીજે-શ્રીહરિ૦ ૧
ભક્તિ ધર્મસુત શ્રીપુરુષોત્તમ, અક્ષરપર અવિનાશી;
સ્વામિનારાયણ સહજાનંદ પ્રભુ, અક્ષરધામ નિવાસી-શ્રીહરિ૦ ૨
ઝળકત વસન વિભૂષણ મુનિગણ, અંગ અંગ છબી ધારું;
શ્રીઘનશ્યામકી રૂપ છટા પર, કોટી કામ છબી વારું-શ્રીહરિ૦ ૩
સબ અવતારનકે અવતારી, નિજજન અતિ સુખકારી;
કૃષ્ણાનંદ હરિકૃષ્ણ છબી પર, વારવાર બલિહારી-શ્રીહરિ૦ ૪

**(શયન આરતી) ઢાળ : નારાયણ સુખકારી, ભજી લેને**

શયન આરતી ઉતારું, શ્રીહરિકી શયન આરતી ઉતારું;
શ્રીઘનશ્યામકી અંગ અંગ છબી, નીરખી નીરખી ઉર ધારું-શ્રીહરિ૦ ૧
શ્રીહરિકૃષ્ણ મનોહર સુખનિધિ, ગુણસાગર અવતારી;
કોટી કોટી બ્રહ્માંડકે કારન, નિજજન ભવભયહારી-શ્રીહરિ૦ ૨
જેહિ ગુણ શેષ મુક્ત નિગમાદિક, ગાવત પાર ન પાવે;
એકાંતિક નિજદાસકું નિશદિન, બહુ વિધિ લાડ લડાવે-શ્રીહરિ૦ ૩
કાલ માયાદિક સબકે પ્રેરક, અકલરૂપ અવિકારી;
શોભાધામ નીરખી કરુણાનિધિ, કૃષ્ણાનંદ બલિહારી-શ્રીહરિ૦ ૪



## મહિમા

**ઢાળ : સર્વે સખી જીવન જોવાને ચાલો પદ-૧**

જુઓ સખી સુંદર ધરમકુમાર રે, હરિવર અક્ષરપર કીરતાર રે-૧
એ છે અવતાર તણા અવતારી રે, ગુણ શીલ રૂપ તેજ અતિ ભારી રે-૨
જેને વેદ નારદ શેષાદિ ગાવે રે, જેના યશ શોભાદિ પાર ન પાવે રે-૩
જેને ગાઈ સંભારી સુખ બહુ થાય રે, કૃષ્ણાનંદ કે' અક્ષરધામ પમાય રે-૪

**પદ-૨**

જેથી ધ્રૂજે પવન અવની અહીંદ્ર રે, જેથી ધ્રુજે ઈશ સુરેશ મુનીંદ્ર રે-૧
જેથી કંપે માયા પુરુષ શશી સૂર રે, જેથી કંપે કાળ કરાળ હજૂર રે-૨
એ છે અગણિત ભુવનના ઈશ રે, જેને નર સુર નમાવે શીશ રે-૩
જેની આજ્ઞાએ અધર રહે પાથ રે, એવા હરિ કૃષ્ણાનંદના નાથ રે-૪

**પદ-૩**

નિરાધાર તારાનું મંડળ જેહ રે, જેને ભયે રહે છે નિરંતર તેહ રે-૧
સિંધુ પાળ વિનાનો નીર ગંભીર રે, જેની મરજાદા ન લોપે ધીર રે-૨
કાળ માયા પુરુષ આદિ સર્વ રે, જેથી પામે ગુણ ઐશ્વર્ય અગર્વ રે-૩
એવા હરિ નરતન ધરીને આવ્યા રે, કૃષ્ણાનંદ કહે અક્ષરાદિક સંગ લાવ્યા રે-૪

**પદ-૪**

ભૂતળમાં સ્થાપ્યો સનાતન ધર્મ રે, ઉથાપ્યો છે બંધનકારી અધર્મ રે-૧
અગણિત જનને કરાવી સમાધિ રે, બ્રહ્મરૂપ કીધા છે ટાળી ઉપાધી રે-૨
તેમાં સર્વે પોતાના ધામ દેખાડ્યા રે, શુભ ગુણ ઐશ્વર્ય જનને પમાડ્યા રે-૩
જીત્યા મતવાદી ગુરુને બહુનામી રે, એવા વાલો કૃષ્ણાનંદના સ્વામી રે-૪

**રાગ : ઈંદવ છંદ - ઢાળ : માત મીલે પુની તાત મીલે**

ઈશકે ઈશ રુ કાલકે કાલહે, મુળપુરુષ માયાદિ નિયંતા;
વેદ વેદાંત જાહી જશ ગાવત, શેષ સુરેશ મહેશ મહંતા;

રાજત સુંદર અક્ષરધામમેં, પૂરણકામ જેહિ ભગવંતા;
શ્રીસહજાનંદ શ્યામ મનોહર, વંદુ તાહિ નિત ચિંતત સંતા...૧
સો હરિ ધારી નરાકૃતિ ભૂપર, ભક્તિ વિસ્તારી ધર્મજુત ભારી;
સ્તવન કરે જાકો અક્ષરધામમેં, મૂરતિમાન વેદ સુખકારી;
જેસે બંદિજન ગાવત હે જશ, આયકે ચક્રવર્તિ નૃપ દ્વારી;
શ્રીસહજાનંદ શ્યામ મનોહર, મંગલ રૂપ કામ મદહારી...૨
જાકી બિનંતિ અનેક લોકપતિ, જોરી પાનિ કરે ને હસે ભીના;
બો'ત પઢે સબહિ નિગમાગમ, ગાવત જાહિકું જાન પ્રવીના;
જાકી અગ્યાસે ધરા સ્થિર હોયકે, પ્રાની ચરાચર ધારન કીના;
શ્રીસહજાનંદ શ્યામ મનોહર, ચંડ પાખંડ નાશ કર દિના...૩
જાકી અગ્યાસે આધાર બિના સબ, તારેકો વૃંદ રયે ઉજીયારે;
જાકી અગ્યાસે નીર જન જીવન, બરસે મેઘ સબ પ્રાનિકું પ્યારે;
જાકી અગ્યાસે ઉદે અસ્ત પાવત, ચંદ દિનેશ પ્રકાશત ભારે;
શ્રીસહજાનંદ શ્યામ મનોહર, બો'ત નેહ કર અંતર ધારે...૪
જાકી અગ્યાસે કલા નિત ચંદકી, બાઢત હે ખિનતા અરુ પાવે;
જેહિ રુચી મરજાદ ન ભેદત, સાગર જાસે ત્રાસ મન લાવે;
જાકી ઈચ્છાસે બિંદુ ઝળકે બને, માનવ દેહ પ્રાણી મન ભાવે;
શ્રીસહજાનંદ શ્યામ મનોહર, જાકું સંભારી પીર સબ જાયે...૫
આપ પ્રતાપકે જોર આકાશમે, રાખે આધાર બિના જેહિ નીરા;
બિજુરીકો ઝળકાર બિરાજત, તાહિમે ગાજત મેઘ ગંભીરા;
જાકી ઈચ્છાસે બુઝાત ન વાડવ, પાવક વારીધિમેં અતિ વીરા;
શ્રીસહજાનંદ શ્યામ મનોહર, જાહિકું ચિંતત હે મુનિધીરા...૬
જાકી અગ્યાસે પવન ગતિ હોત હે, કંપત જાસે રહે ડરપંતા;
જાહિતે ત્રાસત કાલ ફિરે નિત, જારે હુતાસ બો'ત બલવંતા;
જાકી અગ્યાસે વિધાતા સ્રજે જગ, પાલત વિષ્ણુ કરે હર અંતા;
શ્રીસહજાનંદ શ્યામ મનોહર, જાહિકો તેજ પ્રતાપ અતંતા...૭



દુર કરે સબ ભુત ભયંકર, પાતક જારત હે જેહિ નામા;
અંતરતાપ વિકાર વિનાશત, જાહિકો ધ્યાન ગાન અભિરામા;
ભક્ત મનોરથ પૂરત સુંદર, મંગલરૂપ શીલ સુખધામા;
શ્રીસહજાનંદ શ્યામ મનોહર, નાંહી બિસારત ભક્ત અકામા...૮

**છંદ છપય**

યહ અષ્ટક જેહિ પઢે તાસ ઉરમેં હરિ ભાસે,
તાકે વિઘન અનેક સબે વિપત્તિ અઘ નાશે,
પાપરુપ સબ સબળ દોષ તિન નિકટ ન આવે,
હરિકે માતમ જાન મગન તિનકે ગુન ગાવે,
હરિપદ રતિ અતિ કરત પરત નહિ ભવફંદમેં,
કહે કૃષ્ણાનંદ સુખ માનહિ, સુખનિધિ સહજાનંદમેં.

**રાગ : ઈદવ છંદ - ઢાળ : માત મીલે પુની તાત મીલે**

સંપત શાંતિ દયા ગુનસાગર, ટારત ભક્તકી પીર વિહારી;
જપ તપ દાન જોગ વ્રતફલ, જાહિકો જોગ મહા સુખકારી;
જાહિ વિલોકી પ્રાની સુખ પાવત, પાપ પુંજ સબ ભાગત ભારી;
શ્રીસહજાનંદ ઈષ્ટ ગુરુ મોય, તાહિ ભજું ભવકે ભયહારી...૧
બો'ત દયામૃત પૂરન ચંચલ, લોચન નેહ ભરે અનિયારે;
આપકે આશરે આયે જેહી જન, તાહિકી પિર મિટાવનહારે;
પાવન નામ પતિત ઉદ્ધારન, હોય તયાર રહે દ્રગ તારે;
શ્રીસહજાનંદ ઈષ્ટ ગુરુ મોય, સુંદર જીવન પ્રાન હમારે...૨
પ્રાનીકું આપકે તત્વકો મારગ, આપસે સુઝત નાંહિ ઉદારા;
કારન તેહિ નરાકૃતિ ધારીકે, પ્રાની કલ્યાણ કીયે મન પ્યારા;
મન મસ્તાન જાની સુર દુર્જય, પ્રગટે મેટન તાહી વિકારા;
શ્રીસહજાનંદ ઈષ્ટ ગુરુ મોય, જીવનદોરી જગત ઉજીયારા...૩
કીર્તન આપકે પાદ સરોજકે, પ્રાનિકું બોત કરાવન કાજા;
વેદ વિધી જુત યાગ મહોત્સવ, બોત કીયે સુરકે શીરતાજા;

સેવન જોગ્ય જાહિ પદપંકજ, સુંદર જક્ત ગુરુ મહારાજા;
શ્રીસહજાનંદ ઈષ્ટ ગુરુ મોય, અંતરમે ચિત્ત ચોર બિરાજા...૪

પ્રાકૃત લોક જાહિ નર જાનત, શાંતિ નિકેત સદા જગ ત્રાતા;
દિવ્ય દૃષ્ટિ જાકુ આપ દિયે તેહિ, જાનત હે ભગવાન સાક્ષાતા;
મુક્ત બ્રહ્માદિક જાહિકું વંદત, ભક્તકે પાલ દયાલ વિખ્યાતા;
શ્રીસહજાનંદ ઈષ્ટ ગુરુ મોય, દેવકે દેવ નાથ સુખદાતા...૫

આપકે શર્ણકુ પાયે જેહિ જન, તાકો ગિને નહિ પાપ પહારા;
તાહિમે રંચ હોય ગુન સુંદર, માનત તાહિકું આપ અપારા;
સંસૃતિ સાગર મુક્તિ કે સાધન, આપકે સંગ પ્રગટ કીયે પ્યારા;
શ્રીસહજાનંદ ઈષ્ટ ગુરુ મોય, ભક્તનકું સુખદાન ઉદારા...૬

ચલત હે ચાલ મનોહર ચંચલ, નેનન સેનસે કાળજ કોરે;
બોલત બાની સુધા સમ સુંદર, મંદ હાસ જનકે ચિત્ત ચોરે;
ભ્રુહ વિલાસ હુલાસ વિલોકત, નેહ એકાંતિક ભક્તસે જોરે;
શ્રીસહજાનંદ ઈષ્ટ ગુરુ મોય, આય બસો નિત અંતર મોરે...૭

હાસ વદન્ શશિ કોટિ લજાવન, ભાલ વિશાળ લેત મન તાની;
છાતિ ઉતંગ ઉમંગ કરે જન, નેહ નિભાવન છેલ ગુમાની;
શીતલ મંગલ તુંદ મનોહર, રાજત હે ત્રિવળી સુખદાની;
શ્રીસહજાનંદ ઈષ્ટ ગુરુ મોય, તાપ બુઝાવન રૂપ નિધાની...૮

**છપય**

યહ અષ્ટક જેહિ પઢત તેહિ હરિ દર્શન પાવે,
તાહિકો તાપ રુ પાપ સબહિ સંકટ મીટ જાવે,
મિટત દુષ્ટ કલિ જાલ મોહ મમતા સબ મનકે,
નિશદિન આશક હોત ભક્ત રંજન મોહન કે,
નેહ ભરે ગુન ગાત પરમ સુખધામકે,
કહે કૃષ્ણાનંદ તિનકી લગે, લગન મગન ઘનશ્યામકે.





## લીલાભક્તિ

**રાગ : ગોડી : મારી રે સાંવરીયે મોએ પદ-૧**

હેરી વે સાંવરિયે મોય હરિ ગિરધારી...ટેક
સાંજકી બેરિયાં મેરી ઓર હેરિયા, તિખે તિખે નેન શર નટવર મારી-હેરી૦ ૧
પીર જોર મેરી સુરત બીસારી, બાવરી ભઈ મેં તો દરદકી મારી-હેરી૦ ૨
ઝરે દ્રગ વારી નેન નિંદ ટારી, છેદી ગયો ઉર નિઠુર બિહારી-હેરી૦ ૩
કૃષ્ણાનંદ દરદ દીલ ભારી; ટારે મોરી પિર જબ મીલે બનવારી-હેરી૦ ૪

**પદ-૨**

પ્યારી વે મુરત મોય રુપ નિધાનિ...ટેક
રુપનિધાનિ મોહન સુખદાની, બોલત મધુર સુધાસમ બાની-પ્યારી૦ ૧.
જીવનદોરી મેરી છેલ ગુમાની, શ્યામ સુજાન છબી મનમાની-પ્યારી૦ ૨
દેખી છેલ મેરી દ્રગ લલચાની, હાસ વિલાસ લેવત મન તાની-પ્યારી૦ ૩
કૃષ્ણાનંદ હરિ સુખનિધિ જાની, ધારત હે આનંદ ઉર આની-પ્યારી૦ ૪

**પદ-૩**

લે ગયો બાલમ મેરો ચિત્તવા ચોરી...ટેક
ચિત્ત મેરો ચોરી હેરત મેરી ઓરી, રોકી મોકુ નાહક કર બરજોરી-લે૦ ૧
આવત દોરી જાની મોય ભોરી, જલકી મટુકી મેરી જોરસે ફોરી-લે૦ ૨
કીની દીવાની મોકુ નેહરા જોરી, નેન સેન મારી કરેજવા કોરી-લે૦ ૩
કૃષ્ણાનંદ હરિ છબી જીયા દોરી, હેરત એક ટગ ચંદ જ્યું ચકોરી-લે૦ ૪

**પદ ૪**

મારી વે અટારી મોય દ્રગન કટારી...ટેક
દ્રગન કટારી મારી આરમપારી, ઘાવકી પિર મેરે ભઈ અતિ ભારી-મારી૦ ૧
આજ ઠાડીતી મેરે ભુવનકે દ્વારી, આયો મોહન પ્યારો હરિ સુખકારી-મારી૦ ૨

કરકર ટોનાં બસ કર ડારી, લોક કરત મેરી ચુગલ અનારી-મારી૦ ૩
કૃષ્ણાનંદ કે પિર અતિ ભારી, કાંહુંસે કોઈ વિધિ ટરત ન ટારી-મારી૦ ૪

**રાગ : ધોળ પદ-૧**

**ઢાળ : હવે મારા વાલાને નહિ વિસારું રે**

હરિ સ્વામિનારાયણ અવતારી રે, વાલો મારો અક્ષરધામ વિહારી રે-૧
તેનાં પદ પંકજમાં શીર નામી રે, પ્યારાને વરણવું આનંદ પામી રે-૨
તે હરિ પ્રગટ્યા જેમ સુખ થાય રે, તે વાત કહું છું પ્રથમ અભિરામ રે-૩
રુચિર અયોધ્યા નગર રામધામ રે, તેને સમીપે છપૈયા છે ગામ રે-૪
ત્યાં હરિ પ્રગટ્યા તે જગ ઉજીયારો રે, ધરમથી ભક્તિ વિશે હરિ પ્યારો રે-૫
તે સમે ત્રિભુવન થયો છે આનંદ રે, કુસુમ કેરી વૃષ્ટિ કરે સુરવૃંદ રે-૬
વાજા બહુ વાજે સુણી સુખ થાય રે, આનંદથી માનની મંગલ ગાય રે..૭
નાદ થયા દેવ દુંદુભીના સાર રે, નાચે નભ અપસરા મોદ ઉદાર રે..૮
ગાન કરે ગંધર્વ હરખ ન માય રે, દિયે સિદ્ધ આશિષ મંગલ થાય રે..૯
જેવી બ્રહ્મપુરમાં છે મૂરતિ પોતાની રે, તેજોમય દેખી થાય દુઃખ હાની રે..૧૦
તેવું નિજદર્શન દિધુ દયાળ રે, પોતાના માત પિતાને રસાળ રે...૧૧
પ્યારા બહુ બાલચરિત્ર તે કીધાં રે, જેણે જોયાં તેનાં તે કારજ સીધાં રે...૧૨
છઠ્ઠીને દિવસે મારવા કાજ રે, કૃત્યા આવી તેને તે જીતી મહારાજ રે...૧૩
જનમથી ત્રીજે વરસે કઠોર રે, કાલિદત્ત મારવા આવ્યો તે ઘોર રે...૧૪
તેને ક્રૂરદષ્ટિ કરી તત્કાળ રે, પરાભવ કીધો ભક્તપ્રતિપાળ રે...૧૫
પોતાને વિશે પ્રીતિ વાળા જે બાલ રે, તેને સમાધિ કરાવી વૃષલાલ રે...૧૬
દેખાડ્યાં પોતાનાં વૈકુંઠાદિ ધામ રે, કરુણાના સાગર પૂરણકામ રે...૧૭
ચતુર્ભૂજ રૂપે તે દરશન સારું રે, કરાવ્યું પોતાનું જનકને પ્યારું રે...૧૮
પોતાની માતાને કરી અતિ પ્યાર રે, દેખાડ્યાં છે અદ્‌ભુત ધામ ઉદાર રે..૧૯
મલ્લનો કીધો પરાભવ નાથ રે, ગાવે જેને વેદ મુનિવર સાથ રે...૨૦



પામ્યા અષ્ટવરસે હરિ ઉપવિત રે, નૈષ્ટિકવ્રત ધાર્યું છે અતિ પુનિત રે...૨૧
અગિયારમે વરસે દિવ્ય ગતિ સારી રે, આપી માતા પિતાને હરિ સુખકારી રે...૨૨
પછી નિજ ગેહ તજી શુભ નામ રે, કૃષ્ણાનંદ ચાલ્યા પ્રભુ ગુણધામ રે...૨૩

**પદ-૨**

પછી વિચર્યા વન પરવત ધીર રે, તીરથમાં વિચરણ કીધું ગંભીર રે...૧
પાખંડી ગુરુનો પરાભવ કીધો રે, મુમુક્ષુને મોક્ષનો ઉપદેશ દીધો રે...૨
સમાધિ કરાવીને શાંતિ પમાડ્યાં રે, ઘણા પ્રાણીનાં ભવમૂળ ઉખાડ્યાં રે...૩
જેમ હરે સૂર્ય સકળ અંધકાર રે, તેમ હર્યો અધરમ ધર્મકુમાર રે...૪
પોતે પંચ તિરથી વિચરી ઉદાર રે, આવ્યા લોજ પુરમે પ્રાણઆધાર રે...૫
પિપલાણા ગામમાં આનંદકારી રે, ભેટ્યા રામાનંદને હરિ ભવહારી રે...૬
પછી રામાનંદે દીક્ષા શુભ દીધી રે, કરાવી ઉચ્છ્વ સર્વ શાસ્ત્રનો વિધિ રે...૭
સોંપી ધુર પોતાની હરિને આનંદે રે, પોતાનો તજ્યો દેહ રામાનંદે રે...૮
અનેક પ્રાણીને કરાવી સમાધિ રે, દયા કરી ટાળી માયાની ઉપાધિ રે...૯
મેઘ જેમ વરસે અષાઢમાં ભારી રે, કરાવી સમાધિ તેમ સુખકારી રે...૧૦
સમાધિમાં દિવ્ય પોતાનાં જે ધામ રે, દેખાડ્યાં તે બહુજનને ઘનશ્યામ રે..૧૧
ધામમાં જે દિવ્ય મૂરતિયુ ને મુક્ત રે, જોયાં જને ઐશ્વર્ય આનંદ યુક્ત રે..૧૨
એવી રીત્યે પોતાનું દિવ્ય સ્વરૂપ રે, તેને ઓળખાવ્યું મુનિના ભૂપ રે...૧૩
એવી રીતે સોરઠ દેશ ઉદાર રે, ત્રયોદશ વર્ષ લગી કરી પ્યાર રે...૧૪
કરાવી સમાધિ ફર્યા સુખધામ રે, કર્યા બહુ નરનારી નિષકામ રે...૧૫
દઈ નિજ જ્ઞાન બહુ નરનારી રે, કર્યા સુખી ભવસાગરથી તારી રે...૧૬
જેણે કીધાં બ્રહ્મરૂપ બહુ સંત રે, શોભે સાધુ ગુણે મહા મતિમંત રે...૧૭
યજ્ઞ બહુ કીધાં ઉમંગે ઉદાર રે, બહુ દેશ વિચર્યા હરિ કીરતાર રે...૧૮
દુરગપુર આવ્યા પછી બહુનામી રે, પ્રગટ પુરુષોત્તમ અંતરજામી રે...૧૯
તેહ પુર કેરા તે ભૂપ સુધીર રે, જેનું નામ અભય અતિ શૂરવીર રે...૨૦

તેના એક પુત્ર ઉત્તમ ગુણવાન રે, જેને અતિ પ્યારા પરમ ભગવાન રે...૨૧
તેમની તે બે'નો ચાર ઉદાર રે, જેમને શ્રીહરિ સંગ અતિ પ્યાર રે...૨૨
તેમની ભક્તિને વશ થઈ છેલ રે, વશ્યા તેનાં દરબારમાં અલબેલ રે...૨૩
તિહાં બહુ ઉત્સવ ચરીત્ર કીધા રે, ભક્તજનને અતિશે સુખ દીધા રે...૨૪
બહુ જીવ કલ્યાણ કરવા કાજ રે, મંદિર સારાં કરાવ્યાં સુર શિરતાજ રે...૨૫
તેમાં લક્ષ્મીનારાયણ આદિ સારી રે, સ્થાપન કરી મૂરતિયું મંગલકારી રે-૨૬
આચારજ સ્થાપન કીધાં ઉદાર રે, ગુરુપદ પોતાનું આપ્યું તે સાર રે...૨૭
કરી પોતે અનેક જીવની મુક્તિ રે, શિખવી છે યોગકળા કેરી યુક્તિ રે...૨૮
એકાંતિક ધર્મ પ્રવર્તાવી શ્યામ રે, કૃષ્ણાનંદ કહે પધાર્યા નિજ ધામ રે...૨૯

**પદ-૩**

પ્યારો મુનિ સુંદર સહજાનંદ રે, જેને જોઈ નાશ પામે ભવફંદ રે...૧
અંગ અંગ શોભા મનોહર ભારી રે, લાગે મૂરતિ મનરંજન પ્યારી રે...૨
શોભા દેખી અદ્ભુત શુભ અભિરામ રે, લાજે તજી માન સમદ કોટી કામ રે..૩
ભાળી મુખ કોટી કમળ શશી લાજે રે, હસિત ચિત્તચોર છબી અતિ રાજે રે...૪
અધર છબી બિંબ પ્રવાળથી સારી રે, દંત રુચિ મોતી વિશદ અતિ ભારી રે...૫
દેખી નેણ લાજે ખંજન અલી મીન રે, જોઈ જેને જનમન થાય આધીન રે...૬
મનોહર ભાલ તિલક છબી પ્યારી રે, તેમાં શોભે કુંકુમ ચંદ્ર છબી ન્યારી રે...૭
નાસા છબી દિપક કીર લજારી રે, કરણ સોહે કુંડળ મકરાકારી રે...૮
મોતીમાળ હેમ ઉતરી છબી છાજે રે, જડિત મણિ હેમ પોંચી બાજુ રાજે રે...૯
અલોકિક ગૌર કપોળ છે કાજુ રે, કપોળે જમણે સુંદર તિલ ત્રાજુ રે...૧૦
ભાલમાં છે રેખા ત્રણ રૂપાળી રે, જાણે જનમન પકડ્યાની જાળી રે...૧૧
કુટીલ ભ્રુહ કરડી કબાન સમાન રે, જોઈ ગયું કામને ચાપનું માન રે...૧૨
સુંદર કર શોભા તે શેષ લજારી રે, ઉપડતી રાજે છાતી અતિ સારી રે...૧૩
અર્ધચંદ્ર શ્રીવત્સ રુચિ તેમાં પ્યારી રે, રાખે તેને મુનિવર નિત્ય સંભારી રે...૧૪



રહે તેમાં કમળા સદા મદમાતિ રે, તેની અતિ શોભા કહી નથી જાતી રે...૧૫
ઉદર મૃદુ પીપળ પાન સમાન રે, શોભે તેમાં ત્રિવળી તે શાંતિનિધાન રે...૧૬
જાણે ભક્તમન હસ્તિ પેસવા સાર રે, નાભિ ધરામાંઈ સો પાન ઉદાર રે...૧૭
કટિલંક જોઈ લાજે સિંહ ભારી રે, ઘોર વન જાઈ રહ્યો અહંકારી રે...૧૮
ઉરુ સોહે હસ્તિની સુંઢ લજાવે રે, જાનુ નીલમણિ દર્પણ જ્યું સોહાવે રે...૧૯
પાંનિ ઘુંટી અજબ ફણા રુચિ ધામ રે, અંગુલી નખ ચંદ્ર છટા અભિરામ રે...૨૦
ચરણ તલ સોળ ચિહ્ન સુખકારી રે, અરુણ અળતા સમ કોમળ ભારી રે...૨૧
અંબર વર શ્વેત સુંદર હરિ ધારી રે, શ્વેત શીર પાઘ છોગે જુત પ્યારી રે...૨૨
ફૂલના ગજરા હાર તોરા બાજુ રે, ધાર્યા ફૂલગુચ્છ પોંચી અતિ કાજુ રે...૨૩
ચલત હરિ ચંચલ ચાલ વિહારી રે, જેને જોઈ લાજે હંસ કરી ભારી રે...૨૪
પ્યારાં કર લટકાં કરે વનમાળી રે, તાપ હરે અમૃત નજરે ભાળી રે...૨૫
એવા હેરી હરિવર ધર્મકુમાર રે, કૃષ્ણાનંદ આનંદ પામ્યો ઉદાર રે...૨૬



## મૂર્તિવર્ણન

**રાગ : ભૈરવી પદ-૧**

**ઢાળ : બને આજ લાલ લાલ**

પીરીસી ચંદન ખોર, ભાલ પીરી આડ્ય ઓર;
પ્યારી વામ ભાગ પીરે, રંગસુ રંગીલીસી...પીરીસી૦ ટેક
પે'રે પીરે ફુલ હાર, હાથમેં હે ગુચ્છ પીરો;
ચટક પીરે રંગ તોરે, હાર્ય હે લટકીલીસી...પીરીસી૦ ૧
પીરે કંકન બાજુ અંગ, પે'રે પોંચી પીરે રંગ;
ધરે કુંડલ છબી કાન, રાજે અલબેલીસી...પીરીસી૦ ૨
નિરખી છબી સુખકંદ, ધારત નિત્ય કૃષ્ણાનંદ;
બસત સંત સંગ શ્યામ, મુરત છબીલીસી...પીરીસી૦ ૩

**પદ-૨**

બને લાલ ધર્મ લાલ, અંબર સુહાઈ લાલ;
શીર સોહે પાઘ લાલ, ઢરક વામ ભાલસુ...બને૦ ટેક
લોચન રસાલ લાલ, અધર પ્રવાલ લાલ;
બાંધે કટી તટ અંબર, લલિત વિશાલસુ...બને૦ ૧
હાથમે રુમાલ લાલ, પે'રી હે મોજરી લાલ;
પાની પાવતર લાલ, નખ ચંદ્ર બાલસુ...બને૦ ૨
ધારે ભુવન જટીત લાલ, નંગ હે વિશાલસુ;
કૃષ્ણાનંદ લખી હરિ, મોદ ભય રસાલસુ...બને૦ ૩

**પદ-૩**

બાંધે આસમાની પાગ, ઢરકત વામ ભાગ;
તા પર સોહત હે પ્યારે, સરસ સુમન સેહરા...બાંધે૦ ટેક
ધારે ફુલ બાર વાઘો, રાજત સોનેરી કોર;
દુમેટી દુપેટો ઓઢે, ઝલકતાર તેહરા...બાંધે૦ ૧
બાંધે કસી કટી તટ, સુંદર ગુલાબી પટ;
દેખી રુપ મોહનકો, બઢત હે સનેહરા...બાંધે૦ ૨
ચંચલ લોચન છબી, હેરીકે મોયે અનંગ;
કૃષ્ણાનંદ કહે બરસત, કરુનામૃત મેહરા...બાંધે૦ ૩

**પદ-૪**

બાંધે પચરંગી પાગ, હેરી હોત અનુરાગ,
તા પર પ્યારે સુમન તોરે, હરે હેરી ચિત્તકું...બાંધે૦ ટેક
હરે રંગ વાઘો અંગ, હાર પચરંગી નંગ;
ભુષન કંચન મનિ, ધરે જોર પ્રીતકું...બાંધે૦ ૧
ભક્ત સભા મધ્ય ગાદિ, તકિયે વિરાજે શ્યામ;
ફુલ ગુચ્છ બાજુ ધરે, હેરે સંત મીતકુ...બાંધે૦ ૨



હંસત હે મંદ મંદ, રાજત બદન ચંદ;
કૃષ્ણાનંદ હેરી હરખે, પ્યારે અજીતકું...બાંધે૦ ૩

**ઢાળ : જીવન બાલમુકુંદા, મેરે તો તુમ, પદ-૧**

પાઘલડી શીર સારી, સલુણા તારી પાઘલડી શીર સારી-પાઘ૦ ટેક
શીર પર રાજત જરકસી પગિયાં, છોગુ મુગટ અનુસારી...સલુણા૦ ૧
વામ ભાગ પર ઝુક રહી સુંદર, નવલ કલંગી અતિ સારી...સલુણા૦ ૨
નંગજડીત શીર પેચ વિરાજે, મોતી તોરાની છબી ભારી...સલુણા૦ ૩
કૃષ્ણાનંદ કહે પાઘ મનોહર, પ્રેમ સહિત ઉર ધારી...સલુણા૦ ૪

**પદ-૨**

વદન છટા અતિ ભારી, નાથ તેરી વદન છટા અતિ ભારી...વદન૦ ટેક
સુંદર વદનકી શોભા ઉપર, કોટી કમળ શશી વારી...નાથ૦ ૧
દાડમ બીજ ડોલર કળી જેસે, દંતકી છબી અતિ પ્યારી...નાથ૦ ૨
બિંબ પ્રવાલસે અધિક સોહત હે, અધર છટા સુખકારી...નાથ૦ ૩
ભાલ વિશાળ તિલક છબી ભાળી, કૃષ્ણાનંદ બલિહારી...નાથ૦ ૪

**પદ-૩**

કુંડલ મકરાકારી, શ્રવન પર કુંડલ મકરાકારી...કુંડલ૦ ટેક
શ્યામ કમાન ભ્રકુટી વિરાજે, નાસા હે કીર અનુસારી...શ્રવન૦ ૧
કામણગારે નયન અતિ પ્યારે, ઝરત પ્રેમરસ ભારી...શ્રવન૦ ૨
નાસા નિકટ ગાલમે સોહત, તિલ છબી અતિ ન્યારી...શ્રવન૦ ૩
કૃષ્ણાનંદ શંખસમ કંઠમે, સોનેરી ઉતરી ધારી...શ્રવન૦ ૪

**પદ-૪**

છાતી ઉપડતી રૂપાળી, રસિક તેરી છાતી ઉપડતી રૂપાળી...છાતી૦ ટેક
સુંદર ઉદર ત્રિવળી અતિ રાજે, નાભી ગંભીર રૂપાળી...રસિક૦ ૧
સોહત કટિ ઉર જાનુ મનોહર, જંઘા જુગલ હદવાળી...રસિક૦ ૨

ષોડશ ચિહ્ન સહિત પદ ધારે, તેહિ દુઃખ દેવત ટાળી...રસિક૦ ૩
કૃષ્ણાનંદ કહે તેહિ બડભાગી, જેહી એ મૂરત નિહાળી...રસિક૦ ૪

**રાગ : કલ્યાણ પદ-૧**

**ઢાળ : બને આજ લાલ લાલ**

સોહત હરિ સહજાનંદ ધર્મ વર્મ પ્યારે...સોહત૦ ટેક
નુતન ઘન નીલ વરન, કોટી મદન માન હરન;
પાવન તન શ્વેત બસન, મોહન વર ધારે...સોહત૦ ૧
શ્વેત પાઘ છબી અથાગ, નીરખત અનુરાગ જાગ;
રાજત બીચ છોગે જુત, દેખત દુઃખ ટારે...સોહત૦ ૨
સુમન શિખર ગુચ્છ હાર, ગજરા બાજુ ઉદાર;
તાપર અલી ફહર્ય લેત, ગુંજત મતવારે...સોહત૦ ૩
ધર્મલાલ કર રૂમાલ, ચલત અતિ ચટક ચાલ;
કૃષ્ણાનંદ બાનક પર, તન મન ધન વારે...સોહત૦ ૪

**પદ-૨**

સુંદર હરિ સહજાનંદ, રૂપકે નિધાની...સુંદર૦ ટેક
નાડીકો અજબ તાલ, કટીતટ સુરવાલ લાલ;
નિરખત જન હોત ન્યાલ, સકલ તાપ હાની...સુંદર૦ ૧
પાઘ લાલ બસન લાલ, હસ્તમે રૂમાલ લાલ;
ચરન લાલ અરુન બરન, પાદુકા બખાની...સુંદર૦ ૨
અધર લાલ દ્રુમ પ્રવાલ, રાજત હે અતિ રસાલ;
સુંદર દછન કપોલ, સાર તિલ નિશાની...સુંદર૦ ૩
ભૂલે ચિંતવત સુજાન, ખાન પાન દેહ ભાન;
કૃષ્ણાનંદ વાર વાર, ચિંતત મુદ આની...સુંદર૦ ૪

**પદ-૩**

સહજાનંદ શાંતિ ધામ, પ્રગટે અવતારી...સહજાનંદ૦ ટેક
અવિચલ સુખદેન બેન, મેન લજત નેન સેન;
ભક્તપાલ અતિ કરાલ, કાલ વ્યાલ હારી...સહજા૦ ૧



સહજાનંદ મુક્તવંદ, વદન હાસ મંદ મંદ;
કોટી ચંદ કંજ લજત, સોહત મુખ ભારી...સહજા૦ ૨
ઉર વિશાલ મુક્ત માલ, લોભિત મુનિજન મરાલ;
ઉદર નાભી ત્રિવળી સાર, રાજત સુખકારી...સહજા૦ ૩
ભાલ રેખ દેખ દેખ, જનમ પરમ સુફલ લેખ;
કૃષ્ણાનંદ હરિ ઉદાર, શોભા પર વારી...સહજા૦ ૪

**પદ-૪**

શોભિત હરિ ધર્મકુંવર, સાંવરે ગુમાની...શોભિત૦ ટેક
પગિયા જરકસી ઉદાર, રાજત શીર પર અપાર;
મુક્તા શેખર કલંગી, ઝળકત લટકાની...શોભિત૦ ૧
કેસરકો તિલક તાલ, લલિત ભાલ અતિ વિશાલ;
તા બીચ કુંકુમકે ચંદ્ર, લેવત મન તાની...શોભિત૦ ૨
કંચન મણી અલંકાર, અંગ અંગ છબી અપાર;
વિદ્યુત સમ વસન કાંતિ, લોચન સુખદાની...શોબિત૦ ૩
વામ શ્રવન બિંદુ સાર, ધારત મુનિ વાર વાર;
કૃષ્ણાનંદ ચિંતત હરિ, અક્ષર પર જાની...શોભિત૦ ૪

**રાગ : યમન કલ્યાણ પદ-૧**

**ઢાળ : કેસર તિલક કરે આવત હરિ**

મોહન રૂપનિધાન, સોહત હરિ...મોહન૦ ટેક
મંદ હાસ જુત બદન વિલોકી, ઘુમત વિધુ અસમાન...સોહત૦ ૧
કોટી કામ એક અંગ છબી દેખી, લાજત સબ તજી માન...સોહત૦ ૨
અખિલ ભુવનકી શોભા જીનકે, નહિ એક રોમ સમાન...સોહત૦ ૩
કૃષ્ણાનંદ નિરખી યહ મૂરતિ, વિસર ગયે તન ભાન...સોહત૦ ૪

**પદ-૨**

અંતર ચતુર હરે, સુંદર હરિ...અંતર૦ ટેક
નિલ કલેવર જલદ લજારી, જરકસી વસન ધરે...સુંદર૦ ૧

શીરપેચ જરકસી પાઘ મનોહર, લટકત મોતી લરે...સુંદર૦ ૨
કુંડળ મકરાકાર બિરાજે, ઝળકત નંગ જરે...સુંદર૦ ૩
કૃષ્ણાનંદ લખી હરિ છબી પ્યારી, તન કુરબાન કરે...સુંદર૦ ૪

**પદ-૩**

મોહન શ્રીઘનશ્યામ, બાલમ હરિ...મોહન૦ ટેક
કરુણા અમૃત ઝરે નેના, હેરત પૂરણકામ...બાલમ૦ ૧
શોભાધામ વિશાલ અલૌકિક, ઉર પર મોતીન દામ...બાલમ૦ ૨
મધુર સુધાસે રસભરી બાની, બોલત મન અભિરામ...બાલમ૦ ૩
કૃષ્ણાનંદ હરિવર અવતારી, ધારત હે સબ જામ...બાલમ૦ ૪

**પદ-૪**

સહજાનંદ ઉદાર, સલુને હરિ...સહજા૦ ટેક
શીર પર લલિત સુમન કી પગિયા, ફુલ કે કુંડલ સાર...સલુને૦ ૧
વિવિધ કુસુમકે ગજરા તોરા, ઉર પર ફુલન હાર...સલુને૦ ૨
ફુલન શ્રવન પર છાજે, ભ્રમર કરત ગુંજાર...સલુને૦ ૩
કૃષ્ણાનંદ હરિ છબી મનરંજન, રાખત કરી ઉર પ્યાર...સલુને૦ ૪

**રાગ : હમીર કલ્યાણ પદ-૧**

**ઢાળ : મોહન મન માની રે, મોહન મન માની**

બાનક મન માની રે, બાનક મન માની;
રસિક વૃષનંદન, જીવન જાની રે...બાનક૦ ટેક
લીલે લલિત બસન તન રાજે, લાલ માલ ઝલકાની રે...બાનક૦ ૧
ગૌર કપોલમે તિલક છબી દેખી, હોત હે દુઃખકી હાની રે...બાનક૦ ૨
કૃષ્ણાનંદ હરિ છબી સુખદાની, ધારત રૂપ નિધાની રે...બાનક૦ ૩

**પદ-૨**

સાંવરી છબી પ્યારી રે, સાંવરી છબી પ્યારી;
પ્રીતમ જનરંજન, મંગલકારી રે...સાંવરી૦ ટેક
બાંધી બનાયકે નૌતમ પગિયા, રાજત કંચન તારી રે...સાંવરી૦ ૧
મુગટ સમાન છોગે જુત છાજે, પેચ છટા અતિ ભારી રે...સાંવરી૦ ૨



નંગજડીત શીર પેચ કલંગી, તેજ ભાનુ અનુસારી રે...સાંવરી૦ ૩
કૃષ્ણાનંદ નીરખી હરિ પગિયા, મોહી રહે નરનારી રે...સાંવરી૦ ૪

**પદ-૩**

મોહન અવતારી રે, મોહન અવતારી;
સકલ જગકારન, છેલ વિહારી રે...મોહન ૦ ટેક
ચંદ લજાવન મુખ છબી દેખી, પાવત સુખ અપારી રે...મોહન૦ ૧
ચંચલ ચિતવનિ તાપ નિવારે, બોલની રંજનકારી રે...મોહન૦ ૨
ઉપમા જાકી કવિ નહિ પાવે, અંગ અંગ છબી ન્યારી રે...મોહન૦ ૩
કૃષ્ણાનંદ હરિ છબી અતિ પ્યારી, ગાવત પ્રેમ ખુમારી રે...મોહન૦ ૪

**પદ-૪**

નેન છબી ભારી રે, નેન છબી ભારી;
ચપલ ભયભંજન, લાગત પ્યારી રે...નેન૦ ટેક
ઝરત પ્રેમરસ સુંદર નેના, ખંજન મીન લજારી રે...નેન૦ ૧
કામણગારે અતહી અતિ પ્યારે, રાતી રેખ સુખકારી રે...નેન૦ ૨
નેન કટારી મારી આરપારી, લોટપોટ કર ડારી રે...નેન૦ ૩
કૃષ્ણાનંદ કહે નેન કામણસે, ભુપતિ ભયે ભેખધારી રે...નેન૦ ૪

**રાગ : કલ્યાણ પદ-૧**

**ઢાળ : રટ રટ રે મન બાવરે**

નીરખી છબી વૃષલાલકી, લોચન સુખદાની...નીરખી૦ ટેક
જરકસી અંબર પાઘ સોનેરી, શોભા મોતીન માલકી...લોચન૦ ૧
જોઈ છબી વારુ કમલ હજારુ, લોચન ચંચલ લાલકી...લોચન૦ ૨
કેસર તિલક મનોહર ભારી, શોભા ભાલ વિશાલકી...લોચન૦ ૩
કૃષ્ણાનંદ હરિ મુરત હેરી, શંકા મીટ ગઈ કાલકી...લોચન૦ ૪

**પદ-૨**

મનમોહન ઘનશ્યામકી, મુરત અતિ પ્યારી...મન.ટેક૦
શ્વેત બસન સબ અંગ બિરાજે, ભઈ શોભા ફૂલદામકી...મુરત૦ ૧

શીર પર સુંદર સુમનકી છાજે, પગિયાં પૂરનકામકી...મુરત૦ ૨
મધુર સુધાસે ભવદુઃખમોચન, બાની મન અભિરામકી...મુરત૦ ૩
કૃષ્ણાનંદ કે' રહો દ્રગ આગે, બાનક હરિ સુખધામકી...મુરત૦ ૪

**પદ-૩**

હરિજનકે પ્રતિપાલકી, બાનક મનમાની...હરિજન૦ ટેક
ચંચલ ચલની પર ગતિ વારુ, કોટી ગયંદ મરાલકી...બાનક૦ ૧
અરુન અધર છબી ઉપર વારુ, શોભા બિંબ પ્રવાલકી...બાનક૦ ૨
બસન ગુલાબી પાઘ પચરંગી, ઓઢી જોરી પીરી શાલકી...બાનક૦ ૩
કૃષ્ણાનંદ કે' નિશદિન ધારું, મુરત રૂપરસાલકી...બાનક૦ ૪

**પદ-૪**

નીરખી છબી હરિ યારકી, અખિયાં લલચાની...નીરખી૦ ટેક
ફૂલપાઘ ફૂલજામો બિરાજે, રાજી ગલે ફૂલહારકી...અખિયાં૦ ૧
ફૂલ બાજુ કાજુ ગજરા તોરા, શોભા ભમર ગુંજારકી...અખિયાં૦ ૨
અંગ અંગ ફૂલ ભુષન છબી છાજે, ફૂલબાગ અનુસારકી...અખિયાં૦ ૩
કૃષ્ણાનંદ કોટી કામ લજારી, શોભા ધર્મકુમારકી...અખિયાં૦ ૪

**રાગ : કલ્યાણ પદ-૧**

**ઢાળ : કેસર તિલક કરે**

રાજત હરિ અવતારી, શ્યામ આજ...રાજત૦ ટેક
જરકસી અંબર તન પર રાજત, જરકસી પગિયા ભારી...શ્યામ૦ ૧
હાસ વિલાસ લસીત મુખ ઉપર, કોટી કમળ શશી વારી...શ્યામ૦ ૨
કૃષ્ણાનંદ હરિ શોભા ઉપર, કોટી મદન છબી વારી...શ્યામ૦ ૩

**પદ-૨**

દ્રગન છબી પર વારી, શ્યામ તેરી...દ્રગ૦ ટેક
મૃગ અલી ખંજન મીન લજારી, ચિંતવની ચંચલ પ્યારી...શ્યામ૦ ૧



રાતિ રેખ લલિત મનરંજન, ફરત પ્રેમરસ ભારી...શ્યામ૦ ૨
કૃષ્ણાનંદ નયન છબી ઉપર, તન મન ધન બલિહારી...શ્યામ૦ ૩

**પદ-૩**

જીવન દોરી હમેરી, શ્યામ તુમ...જીવન૦ ટેક
શ્વેત વસન તન પાઘ ગુલાબી, લટકત લર મની કેરી...શ્યામ૦ ૧
રતનજડિત પોંચી બાજુબંધ, ધરી ઉતરી ઉર ઘેરી...શ્યામ૦ ૨
કૃષ્ણાનંદ કહે સુંદર કરમેં, ધારી છડી કંચન કેરી...શ્યામ૦ ૩

**પદ-૪**

શોભિત હરિ વૃષલાલ, શ્યામ પ્યારે...શોભિત૦ ટેક
પહોરે તન પર અંબર પીરે, પગિયા શીર પર લાલ...શ્યામ૦ ૧
અંગ અંગ મની કંચન ભુષણ, ઉર પર મોતીન માલ...શ્યામ૦ ૨
કૃષ્ણાનંદ હરિ ગતિ પર વારત, કરી કલહંસકી ચાલ...શ્યામ૦ ૩

**રાગ : કાફી પદ-૧**

અમરના સરદાર, હરિ મારા નેણતણા શણગાર;
નેણતણા શણગાર, ગુણવંત માણકીના અસવાર...અમર૦ ૧
માથે ધોળી પાઘ મનોહર, છોગું મુગટ અનુસાર;
ધોળાં અંબર તન પર શોભે, રૂમાલ ધોળો સાર...અમર૦ ૨
ભાલ વિશાળ તિલક કેસરનું, કુંકુમ ચંદ્ર ઉદાર;
કામતણા મદને હરનારી, ભ્રકુટિ ધનુષ આકાર...અમર૦ ૩
દીપશિખા શુક ચંચુલ ભારી, નાસા નમણી સાર;
દંત છબી જોઈને લાજે છે, અધોમુખ ઝુરે અનાર...અમર૦ ૪
બિંબ નવાંકુર પરવાળાથી, સારા અધર અપાર;
કૃષ્ણાનંદ કહે મુખપર વારું, ચંદ્ર સરોજ હજાર...અમર૦ ૫

**પદ-૨**

પ્રાણતણા આધાર, હરિવર કેસરના અસવાર;
કેસરના અસવાર કમરે, સોનેરી કટાર...પ્રાણ૦ ૧
પાઘ સોનેરી છોગે જુત શીર, અટપટી આંટાદાર;
નવલ કલંગી મણિ મોતીના, તોરા શોભાદાર...પ્રાણ૦ ૨

સુંદર જરકસી અંબર ધાર્યા, રાજે તેજ અંબાર;
સોના કેરી લગામ કરમાં, ધારી ધર્મકુમાર...પ્રાણ૦ ૩
ઘોડાને ઘૂમરમાં ઘેર્યો, નટવર પરમ ઉદાર;
બીજા કરમાં છડી સોનાની, ઝળકે છે અતિ સાર...પ્રાણ૦ ૪
હરિની કીરતિ ગાન કરે છે, ચહુ કોરે અસવાર;
કૃષ્ણાનંદ એ શોભા ઉપર, વારી વારમવાર...પ્રાણ૦ ૫

**પદ-૩**

મુનિ તણા શણગાર, હરિ મારે તમ સંગ લાગ્યો પ્યાર;
તમસંગ લાગ્યો પ્યાર, સમરથ મુક્તિના દાતાર...મુનિ૦ ૧
શીર પર પાઘ સુમનનો તોરો, શોભે છે ઉદાર;
ફૂલનો સુંદર જામો પહેર્યો, તેની ફોર અપાર...મુનિ૦ ૨
ફૂલના કાજુ બાજુ ગજરા, પ્યારા ઉર પર હાર;
ફૂલની સૂંથણલી નેપુર પદમાં, ધાર્યા કરીને પ્યાર...મુનિ૦ ૩
અંગોઅંગમાં રાજે હરિને, કુસુમ તણા શણગાર;
બાગ કુસુમનો ફુલ્યો જાણી, ભમર કરે ગુંજાર...મુનિ૦ ૪
ફૂલ કલંગી ફૂલનાં કાને, કુંડળ મકરાકાર;
કૃષ્ણાનંદ કહે ફૂલ દડો, ઉછાળે વારમવાર...મુનિ૦ ૫

**પદ-૪**

કરતા નૌતમ ખ્યાલ, હરિવર ભક્તતણા પ્રતિપાલ;
ભક્તતણા પ્રતિપાલ, અંગે ધરિયાં અંબર લાલ...કરતા૦ ૧
છટા મુગટ સમ છોગું છાજે, લાલ પાઘનો તાલ;
લલિત કલંગી લળકે ઝળકે, લટકે તોરા લાલ...કરતા૦ ૨
જોઈને ખંજન પંકજ લાજે, ચંચળ લોચન લાલ;
કાજુ તિલ ત્રાજુ અતિ રાજે, સુંદર જમણે ગાલ...કરતા૦ ૩
ચાલે ચાલ લટકતી ચાંખડી, ચટકતી પે'રી લાલ;
ચાલ જોઈને લાજ્યા મનમાં, કુંજર રાજમરાલ...કરતા૦ ૪
કરવરમાં લઈને ફેરવે છે, છડી અનુપમ લાલ;
કૃષ્ણાનંદ કહે ઉર પર રાજે, મોતીડાની માલ...કરતા૦ ૫



**રાગ કાફી પદ-૧**

**ઢાળ : વદન કમલ પર વારી રે, વાલીડા કુંજવિહારી**

મૂરતિ તમારી ઉર ધારી રે, કાનુડા છેલ વિહારી...ટેક.
સુંદર જરકસી અંબર ધારી, રાજે ગિરવર ધારી રે...કાનુડા૦ ૧
વંકી જરકસી પાઘ પેચાળી, છોગે સહિત શીર સારી રે...કાનુડા૦ ૨
નંગ જડીત શીર પેચ મનોહર, ફૂલ તોરાની છબી ભારી રે...કાનુડા.૦ ૩
કૃષ્ણાનંદ સહજાનંદ ઉપર, વાર વાર બલિહારી રે...કાં૦ ૪

**પદ-૨**

નેણુમે રાખું બનવારી રે, વાલિડા મુરતિ તમારી...ટેક.
હાસ વિલાસ બદનછબી ઉપર, કોટી કામ છબી વારીરે...વાલિડા૦ ૧
ભાલ વિશાલ તિલક રુચિ ભાળી, કુંકુમ ચંદ્ર છબી પ્યારી રે...વાલિડા૦ ૨
કાનમે મકરાકાર બિરાજત, કુંડલકી છબી ન્યારી રે...વાલિડા૦ ૩
કૃષ્ણાનંદ કે હરિ અવતારી, કોટી મદન મદ હારી રે...વાલિડા૦ ૪

**પદ-૩**

મુરતિ તમારી સુખદાની રે, રંગીલા છેલ ગુમાની...ટેક.
ગરક ગુલાબી પાઘ સોહાવત, છોગું મુગટ અનુસારી રે...રંગીલા૦ ૧
મોતી તોરા છબી તાપર પ્યારી, લલિત કલંગી લટકાની રે...રંગીલા૦ ૨
મોતી માલ ઉતરી ઉર ધારી, કુંડલ છબી ઝલકાની રે...રંગીલા૦ ૩
કૃષ્ણાનંદ હરિ મુરત ઉપર, તન મન ધન કુરબાની રે...રંગીલા૦ ૪

**પદ-૪**

ચાલ્ય તમારી મન માની રે, જાદુડા રુપ નિધાની...ટેક.
નેનનકી છબી કંજ લજારી, અમૃત લજાવન બાની રે...જાદુડા૦ ૧
મંદહાસ મુખ હેરી અનુપમ, ચંદકી જોત લજાની રે...જાદુડા૦ ૨
અંગ અંગ ભૂષન છબી છાજત, નિરખત જન ગુલતાની રે...જાદુડા૦ ૩
કૃષ્ણાનંદ હરિ મુરત પ્યારી, ધારત અતિ મુદ આની રે...જાદુડા૦ ૪

**રાગ : ખમાચ પદ-૧**

**ઢાળ : સહજાનંદ હરિ પ્રગટ થયા**

સહજાનંદ હરિ, નટવર સહજાનંદ હરિ...ટેક
સુંદર જરકસી અંબર રાજે, પાઘ સોનેરી ધરી...નટવર૦ ૧
મંદહાસ જુત બદન બીલોકી, ચંદ છબી ઝાંખી પરી...નટવર૦ ૨
બરખે અલૌકિક મુખ વિધુ પ્યારી, બચન સુધાકી ઝરી...નટવર૦ ૩
કૃષ્ણાનંદ હરિ શોભા સાગર, ધારત પ્રીત કરી...નટવર૦ ૪

**પદ-૨**

સહજાનંદ હરિ, પ્યારો મોય સહજાનંદ હરિ...ટેક
ગૌર કપોળમે તિલ છબી છાજે, કુંડલ ઝલક પરી...પ્યારો૦ ૧
કડાં સાંકલા વેઢ બાજુબંધ, ધારી દુલરી તીલરી...પ્યારો૦ ૨
બસન ગુલાબી પાઘ પચરંગી, છડી સોનેરી ધરી...પ્યારો૦ ૩
કૃષ્ણાનંદ હરિ હાસ વિલાસે, હેરત ભાવ ભરી...પ્યારો૦ ૪

**પદ-૩**

સહજાનંદ નઈ, નિત છબી સહજાનંદ નઈ...ટેક
રૂપ છટા નીરખી મનમથકી, બુદ્ધિ બિકાઈ ગઈ...નિત૦ ૧
સંત સભા જેહી રૂપ વિલોકી, અતિ ગુલતાન ભઈ...નિત૦ ૨
દેખી કલહંસ ગયંદ લજારી, ચાલકી લટક નઈ...નિત૦ ૩
કૃષ્ણાનંદ હરિ મુરતી હેરી, અખિયાં અટક રઈ...નિત૦ ૪

**પદ-૪**

નેનનમાંઈ બસી, હરિ છબી નેનનમાંઈ બસી...ટેક
ફૂલનકી પગિયાં ગજરા બાજુ, ફૂલમાલ બિલસી...હરિ૦ ૧
ભાલ વિશાલ તિલક કેસરકો, દેખી નેન હુલસી...હરિ૦ ૨
તીખે નેનસર મારત પ્યારે, ભ્રુહ કબાન કસી...હરિ૦ ૩
કૃષ્ણાનંદ હરિ છેલ વિહારી, ચોરત ચિત્ત હસી...હરિ૦ ૪

**રાગ : શંકરો પદ-૧**

શ્યામ કે શીરપર મુગટ મનિ ચંદ્રિકા,



કમલલોચન વ્રજરંગરેલી...બરન શ્યામ૦ ટેક
અધરપર બંસીધર સુસ્વર આલાપ કર,
કુંજમેં રાધે સંગ કરત કેલી...બરન શ્યામ૦ ૧
ઉર મણિ હાર ઝલક બાજુબંધ,
તા બીચ જરે ચુની મોતીન લરે;
હીરા પુખરાજ જુત નેપુર ચરનમે,
કૃષ્ણાનંદ હેરી છબી રસ ભરેલી...બરન શ્યામ૦ ૨

**પદ-૨**

ચાંદની રેન આકાશ ઉપર ઝરહે,
બેઠે મોહન પિયા રુપ નિહારે...સરસ ચાંદની૦ ટેક
ચાંદની સમીર સુધ ગંધ બહે મંદ શીતલ કરે,
ચંદકી જ્યોતસે ઝળકતારે...સરસ ચાંદની૦ ૧
શ્વેતાંબર પેને અંગ ભુષન જરે હે નંગ,
શ્વેત હાસ મંદ સોહે શ્વેત ગુચ્છ ભાવરી;
ઉર પર શ્વેત હાર શ્વેત તોરા છટાદાર,
કૃષ્ણાનંદ નિરખે વ્રજચંદ પ્યારે...સરસ ચાંદની૦ ૨

**પદ-૩**

હરે હરે રંગકે ભુષન ધરે,
હરિ ચાલ જોરી ઓરી હર્યો મેરે ચિત્તકું... હરે૦ ટેક
કસે પટ કટી તટ પેરત નાગર નટ,
હરો રુમાલ કર ધરે હરે અજીતકું...હરે૦ ૧
હરે રંગકી ધારી પાદુકા ચરન પ્યારી,
લટક ચલત ચાલ આવત ઈતકું;
હરે રંગ અંગ અંગ દેખી હોત ભવ ભંગ,
કૃષ્ણાનંદ બેર બેર હેરે હરિ મીતકું...હરે૦ ૨

**રાગ : કાલીંગડો પદ-૧**

**ઢાળ : લેતા જાઓ રે સાંવરિયા બીડી**

નિકી લાગે બાનક મનરંજનકી, રંજનકી ભય ભંજનકી... નિકી૦ ટેક
બોલની ચિંતવની હસની સંદર, સહજાનંદ નિરંજનકી...નિકી૦૧
કરુણા જુત ચંચલ લોચનપર, વારુ છબી મીન અલી ખંજનકી...નિકી૦૨
મધુર હસિત મુખ શોભા ઉપર, વારુ છબી કોટી વિધુકંજનકી...નિકી૦૩
કૃષ્ણાનંદ હરિ મુરતિ મનોહર, કોટી મદન મદગંજનકી...નિકી૦૪

**પદ-૨**

પ્યારી લાગે મુરતિ હરિ કારનકી, કારનકી વૃષધારનકી...પ્યારી૦ ટેક
છોગે સહિત શીર પાઘમેં ઝળકત, પ્યારી છબી કંચન તારનકી...પ્યારી૦ ૧
લલિત કપોળમે જ્યોતિ છાઈ રઈ, કુંડળ મકરાકારનકી...પ્યારી૦ ૨
અંગ અંગ છબી અદ્‌ભુત રાજત, કનક મની અલંકારનકી...પ્યારી૦ ૩
કૃષ્ણાનંદ મુરતિ મનરંજન, હરિવર ધર્મકુમારનકી...પ્યારી૦ ૪

**પદ-૩**

મુરતિ મનમાની વૃષલાલનકી, લાલનકી વૃષપાલનકી...મુરતિ૦ ટેક
શ્વેત અંબર તન પહેરે સુંદર, શ્વેત પાઘ શીરતાલનકી...મુરતિ૦ ૧
કેસર તિલક ભાલ બીચ રાજત, ઉર છબી મોતીન માલનકી...મુરતિ૦ ૨
કરમે રૂપાલ ચાંખડી ચરનમે, ચલત હે ચાલ મરાલનકી...મુરતિ૦ ૩
કૃષ્ણાનંદ નિરખી હરિ બાનક, ત્રાસ પટક દઈ કાલનકી...મુરતિ૦ ૪

**પદ-૪**

છબી અજબ બની હરિ યારનકી, યારનકી ભવતારનકી...છબી૦ ટેક
ફુલ શેખર ફુલન પગિયા પર, ધુની ભઈ અમર ગુંજારનકી...છબી૦ ૧
ફુલ પિછોરી બાજુ ગજરા કુંડલ, ભઈ શોભા ફુલહારનકી...છબી૦ ૨
સુમન ગુચ્છ સુંઘત મનમોહન, ભારી છબી ફુલ સુરવારનકી...છબી૦ ૩
કૃષ્ણાનંદ ગરકાવ સુમનમે, મુરતિ પ્રાન આધારનકી...છબી૦ ૪



**રાગ : કાલીંગડો : પદ-૧**

નોક નેનુદિ રે લગી બીચ જીયરા રે...નોક૦ ટેક.
નેનોદિ નોકસે નેહ ભરી ડારે, વ્રેહ લગી મેરા હીયરા રે...નોક૦ ૧
રેખ રતનારી લગે અતિ યારી, મન બસ મેરા કીયરા રે...નોક૦ ૨
લોચન કમલદલ સમ સોહે, શ્યામ ભ્રુહ મેરા પીયરા રે...નોક૦ ૩
કૃષ્ણાનંદ હરિ નેન છબી ધારી, પ્રાન ડારુ વારી ધીયરા રે...નોક૦ ૪

**રાગ : કાલિંગડાની ઠુમરી પદ-૧**

**ઢાળ : તારું છોગું આવીને મારે ચિત્તમાં રહ્યું**

હરિ પ્યારી મુરત પર વારી રે...હરિ૦ ટેક
વારી મુરત પર છેલ વિહારી, રૂપ છટા અતિ ભારી રે...હરિ૦ ૧
શ્વેત વસન ધારત હે રસિયા, રાજત હાર હજારી રે...હરિ૦ ૨
શ્વેત પાઘ શીર પર અતિ રાજે, છોગું મુગટ અનુસારી રે...હરિ૦ ૩
કૃષ્ણાનંદ હરિવર અવતારી, ધારત સાંજ સવારી રે...હરિ૦ ૪

**પદ-૨**

બનવારી મુરત ઉર ધારી રે...બનવારી૦ ટેક
હસિત બદનકી શોભા ઉપર, કોટી કમલ શશી વારી રે...બન૦ ૧
મૃગ અલી ખંજન મીન લજારી, નેન છબી અતિ ન્યારી રે...બન૦ ૨
ભ્રકુટી કુટીલ મેન મદહારી, દંત કુંદ અનુસારી રે...બન૦ ૩
કૃષ્ણાનંદ વારી છબી અતિ પ્યારી, કોટીક કામ લજારી રે...બન૦ ૪

**પદ-૩**

હરિ તેરી મુરત દ્રગ હેરી રે...હરિ૦ ટેક
પ્રીત બસન તન પહેરે પ્યારે, પાઘ ગુલાબી શીર ઘેરી રે...હરિ૦ ૧
અંગ અંગ ભુષન છબી રાજત, ધારી ઉતરી ઉર લે'રી રે...હરિ૦ ૨
ચંચલ ચાલ ચલત લટકંતી, પાવ પાદુકા પે'રી રે...હરિ૦ ૩
કૃષ્ણાનંદ કહે રહો દ્રગ અગિયા, બાનક જીવન મેરી રે...હરિ૦ ૪

**પદ-૪**

સુખકારી મુરત ભવહારી રે...સુખ૦ ટેક
રાજત માણકી પર રંગભીને, સોહત હે અસવારી રે...સુખ૦ ૧
સાજ મનોહર સબ કંચનકે, ખેલત બાજ હજારી રે...સુખ૦ ૨
કર ધારી હેમ લગામ રસિલે, ઝળકે જ્યોત અપારી રે...સુખ૦ ૩
કૃષ્ણાનંદ અસવાર ઘુમરમે, ઘેર લીયે ગિરધારી રે...સુખ૦ ૪

**રાગ : જંગલો પદ-૧**

**ઢાળ : મન હરે પ્રાન હરે, તોરી માધુરી**

ચિત્ત હરે તાપ હરે, તોરી માધુરી મુરત સુખધામ...ચિત્ત૦ ટેક
જરકસી પગિયાં ઝગ મગ ઝગિયાં, હાંરે શીર પેચ કલંગી અભિરામ...ચિ૦ ૧
છોગું અતિ છાજે સેહરા બીરાજે, હાંરે શોભે મોતી મની કંચન દામ...ચિ૦ ૨
હસત હે થોરે જન ચિત્ત ચોરે, હાંરે ગુનસાગર પૂરનકામ...ચિ૦ ૩
કૃષ્ણાનંદ વારી મુરતિ અતિ સારી, હાંરે જેહી ધારત મુનિ સબ જામ..ચિ૦ ૪

**પદ-૨**

ચિત્ત મેરો ચોર લીયો, તેરે ચપલ સુંદર દોઉ નેન...ચિત્ત૦ ટેક
નયન તિહારે અતહી અનિયારે, હાંરે બીચે રાતી રેખ સુખદેન...ચિત્ત૦ ૧
ચપલ બીચ તારે કામનગારે, હાંરે પ્યારે દેખત ઉપજત ચેન...ચિત્ત૦ ૨
અમૃત ઝરે હે અતિ પ્રેમ ભરે હે, હાંરે સબ તાપહરન સુખદેન...ચિત્ત૦ ૩
કૃષ્ણાનંદ વારે દ્રગન છબી ધારે, હાંરે જેહી નીરખત લાજત મેન...ચિત્ત૦ ૪

**પદ-૩**

મન મેરો લાગી રહ્યો, પ્યારે તોસે હરિ પરમ સુજાન...મન૦ ટેક
જન મન માની અજબ સુખદાની, હાંરે તેરે વદન હે ચંદ્ર સમાન...મ૦ ૧
બિંબ જ્યું સોહત જન મન મોહત,હાંરે ભયે અધર નીરખી ગુલતાન...મ૦ ૨
નાસિકા નમની કીર હુતે કમની, હાંરે તેરી ભ્રકુટી હે શ્યામ કમાન...મ૦ ૩
કૃષ્ણાનંદ પ્યારી મુરતિ ઉર ધારી, હાંરે કરે તન મન ધન કુરબાન...મ૦ ૪



**પદ-૪**

મન મેરો મોહી રહ્યો, તેરી છબી હેરી હરિવર યાર...મન૦ ટેક
ભાલ બીચ રેખે રસિકજન દેખે, હાંરે કરે તિલક કેસરકે સાર...મન૦ ૧
કાનમે લળકે મનિગન ઝળકે, હાંરે ધરે કુંડળ મકરાકાર...મન૦ ૨
ગાલ બીચ કાજુ સોહત તિલ ત્રાજુ, હાંરે દંત કુંદકલી અનુસાર...મન૦ ૩
હસકે બોલાવે મધુર સ્વર ગાવે, હાંરે જાય કૃષ્ણાનંદ બલિહાર...મન૦ ૪

**રાગ : જંગલો પદ-૧**

**ઢાળ : હું તો જાઈશ ગિરિધર જોવા રે**

પિયા પ્યારે હો સહજાનંદ રે, મંદિર મોરે આવનાં...પિયા૦ ટેક
હરિ અવતારી મુરતિ અતિ પ્યારી, હાંરે જેહી ગાવત હે મુનિવૃંદ...મંદિર૦ ૧
ચંચલ ગતિયાં નિરખી ઠરે છતિયાં, હાંરે દેખી લજતહે હંસ ગયંદ...મંદિર૦ ૨
નેહસું ગાવત હસકે બોલાવત, હાંરે જીન હેરી ટરત ભવફંદ...મંદિર૦ ૩
કૃષ્ણાનંદ હેરી મુરતિ હરિ તેરી, હાંરે પાયે પુરન પરમાનંદ...મંદિર૦ ૪

**પદ-૨**

હરિ આજો મહોલ મેરે યાર રે, મોહન મન ભાવના...હરિ૦ ટેક
પગિયાં સોનેરી સોહત ઘનેરી, હાંરે તામે છોગું મુગટ અનુસાર...મોહન૦ ૧
જરકસી ધારે બસન અતિ પ્યારે, હાંરે ઉર કંચન મોતીનકે હાર...મોહન૦ ૨
અંગ છબી છાજત ભુષન રાજત, હાંરે ધરે કનક છડી કર સાર...મોહન૦ ૩
કૃષ્ણાનંદ ગાવે મુરતિ મન ભાવે, હાંરે મોય દીસે દરસ કીરતાર...મોહન૦ ૪

**પદ-૩**

આવો પ્યારે હો સુંદર શ્યામ રે, લગ્યા હે તોસે નેહરા...આવો૦ ટેક
મુખ અતિ રાજત કોટી શશી લાજત, હાંરે બીંબ જેસે અધર અભિરામ...લ૦ ૧
કમલ અનુસારે નેન અનિયારે, હાંરે પ્યારી નાસા કીર સુખધામ...લ૦ ૨

દંતછબી સોહે ભારી કુંદ લજારી, હાંરે ઉર રાજત સુમનકી દામ...લ૦ ૩
કૃષ્ણાનંદ પ્યારી હરિ મુરતિ સારી, હાંરે જેહી નીરખી લજત હે કામ...લ૦ ૪

**પદ-૪**

મોરે લગે નાથ તોસે પ્યાર રે, કીયા હે મોય ટોનવા...મોરે૦ ટેક
બંકી શીર પગિયાં બંકી કલંગિયા, હાંરે બંકી ભ્રકુટી ચાપ અનુસાર-કીયા૦ ૧
બંકીહે જોહની જન મન મોહની, હાંરે પ્યારો બંકોહે કમર કટાર-કીયા૦ ૨
બંકી ચાલ ચંગી સોહત નવરંગી, હાંરે બાંકે બચન સુધારસ સાર-કીયા૦ ૩
કૃષ્ણાનંદ વારી મુરતિ ઉર ધારી, હાંરે સુખ પાયેહે પરમ ઉદાર-કીયા૦ ૪

**રાગ : જંગલો (માલકૌંસ) પદ-૧**

**ઢાળ : છેલા થારી ચાલ આછી**

બાંકી થારી પાઘ આછી માને લાગે છે...બાંકી૦ ટેક
પાઘ થારી બાંકી હરે સુધ માંકી, દેખી ઉપજત અનુરાગવે...બાંકી૦ ૧
પેચ છટા ભારી જરકસી તારી, છોગારી છબી છે અથાગવે...બાંકી૦ ૨
રાજે નવરંગી નવલ કલંગી, સુમનરા તોરા જોયા લાગવે...બાંકી૦ ૩
કૃષ્ણાનંદ પ્યારી પાઘ છબી ભારી, ધારે મોટા મુની બડભાગવે...બાંકી૦ ૪

**પદ-૨**

છેલા રંગરેલ માંકો ચિત્ત ચોરે છે...છેલા૦ ટેક
પીરા પટ ધારી પીરી પાઘ પ્યારી, પીરા હાર ઉર અલબેલવે...છેલા૦ ૧
પીરા ગુચ્છ કાજુ ગજરા ભુજ બાજુ, પીરા તોરા ફૂલરા ધરેલવે...છેલા૦ ૨
પીરી છડી પ્યારી ધારી બનવારી, ભાલ પીરું તિલક કરેલવે...છેલા૦ ૩
કૃષ્ણાનંદ ધારી છબી હરિ થારી, પ્યારા માંકો મનડો ઠરેલવે...છેલા૦ ૪

**પદ-૩**

નેણાં થારા લાલ પ્યારા માને લાગે છે...નેણા૦ ટેક
નેણાં પર વારુ કમલ હજારુ, વારુ મૃગનેણ વિશાલવે...નેણા૦ ૧



નેણાં મરમાલાં ચતુર તેજાલાં, ચિતવની ચપલ રસાલવે...નેણા૦ ૨
પ્રેમરસ ભારી ઝરે સુખકારી, પ્યારી રાતી રેખરો તાલવે...નેણા૦ ૩
પ્યારી હરિ થારી નેણ છબી ધારી, કૃષ્ણાનંદ થયો છે નિહાલવે...નેણા૦ ૪

**પદ-૪**

પ્યારો વૃષલાલ યાસુ મન મોયો છે...પ્યારો૦ ટેક
ચંદ લજારી બદન છબી ભારી, કુંડલ ઝલક મણિ લાલવે...પ્યારો૦ ૧
મન મદહારી અધર છબી ભારી, જોઈ લાજે બીંબ પ્રવાલવે...પ્યારો૦ ૨
ચાલ્ય જોઈ થારી પિયા બનવારી, લાજે ગજરાજ મરાલવે...પ્યારો૦ ૩
કૃષ્ણાનંદ પ્યારો હરિ દ્રગ તારો, ચિંતવત રુપ રસાલવે...પ્યારો૦ ૪

**રાગ : જંગલાની ઠુમરી પદ-૧**

**ઢાળ : લટકાળો લટકંતો રે આવે**

ધર્મકુંવર શ્રીઘનશ્યામ તેરી, પ્યારી લાગત છબી સાંવરી હો...ટેક
શ્વેત બસન તન અતહી સોહે, શ્વેત પાઘ મન ભાવરી હો...ધર્મ૦ ૧
ગજરા કાજુ બાજુ ફૂલનકે, ધારી હે દુલરી સોહાવરી હો...ધર્મ૦ ૨
પાવ પાદુકા હોત મધુર ધુની, ચલત હે ચાલ ઉતાવરી હો...ધર્મ૦ ૩
કૃષ્ણાનંદ હરિકૃષ્ણ છબી પર, તન મન કરત નોછાવરી હો...ધર્મ૦ ૪

**પદ-૨**

સહજાનંદ સુખકંદ હો પ્યારે, તુમસે લગ્યા મેરા નેહરા હો...ટેક
શીર પર સોહત જરકસી ચીરા, તાપર મોતીયુંદા સેહરા હો...સહ૦ ૧
બોલની ચિતવની હસની પ્યારી, મુખ સુખરુપ હે તેહરા હો...સહ૦ ૨
ચંચલ નેન કમલ દલ જેસે, બરસે પ્રેમરસ મેહરા હો...સહ૦ ૩
કૃષ્ણાનંદ નીરખી હરિ મુરત, બિસર ગયે તન ગેહરા હો...સહ૦ ૪

**પદ-૩**

સહજાનંદ હરિ ધર્મદુલારે, ઓઢે દુસાલો લાલરી હો...ટેક
શીર પર રંગ ગુલાબી પગિયાં, નીકે છોગનકે તાલરી હો...સહ૦ ૧

નાસા કીર ધીર મુનિ ધારત, રાજત અધર પ્રવાલરી હો...સહ૦ ૨
કેસર તિલક બનાવ કીયે હે, સોહત ભાલ વિસાલરી હો...સહ૦ ૩
કૃષ્ણાનંદ હરિ છેલ છબીલે, રાજત રુપ રસાલરી હો...સહ૦ ૪

**પદ -૪**

સહજાનંદ હરિ પ્રાન પિયાકી, બાનક નીરખન લાગરી હો...ટેક
ફૂલ પીછોરી ફૂલકી અંગિયા, અછીહે ફૂલુંદી પાઘરી હો...સહ૦ ૧
અંગ આભુષન ધારે ફૂલનકે, માનુ ફૂલે ફૂલ બાગરી હો...સહ૦ ૨
ચોડીસી છતીયાં ઉદર મનોહર, સોહત ત્રિવલી અથાગરી હો...સહ૦ ૩
કૃષ્ણાનંદ હરિ માધુરી મુરત, ધારત મુનિ બડભાગરી હો...સહ૦ ૪

**રાગ : જંગલી ઠુંમરી : પદ - ૧**

શોભે શોભે રસિકવર છેલ રે, હરિ ધર્મકુંવર સુખકારી...ટેક.
રાજત શીરપર જરકશી પગિયાં, બંકી કલંગી લટકેલ રે...હરિ૦ ૧
ગજરા શેખર હાર બાજુબંધ, ગુચ્છ ગુલાબી ધરેલ રે...હરિ૦ ૨
કેસર તિલક મનોહર કીનો, કુંડળ નંગ જડેલ રે...હરિ૦ ૩
કૃષ્ણાનંદ કહે નાથ નિરંતર, ઉરમાં વસો અલબેલ રે...હરિ૦ ૪

**પદ - ૨**

પ્યારે પ્યારે લગત દિલદાર રે, મનમોહન છેલ ગુમાની...ટેક.
અતિ સોહત સુંદર ઉર ઉપર, મોતીન હાર ઉદાર રે...મન૦ ૧
નંગ જડિત છબીદાર મનોહર, નૌતમ કમર કટાર રે...મન૦ ૨
બંકી પાઘમેં સુમન શેખર પર, ભમર કરત ગુંજાર રે...મન૦ ૩
કૃષ્ણાનંદ કહે નાથ કૃપાનિધિ, લીજે મોહન મેરી સાર રે...મન૦ ૪

**પદ - ૩**

ગાવે ગાવે ચતુર ઘનશ્યામ રે, ગુણસાગર નિજજન સંગ...ટેક.
ખેલત જમુના તીર વિહારી, ભક્તવત્સલ સુખધામ રે...ગુણ૦ ૧



નભસુર નીરખે ફુલન બરસે, બિસર ગયે તનભાન રે...ગુણ૦ ૨
મોહે વ્રજજન તન સૂધ ભૂલે, નિરખત મન અભિરામ રે...ગુણ૦ ૩
કૃષ્ણાનંદ નટનાગર છબી પર, વારત કોટિક કામ રે...ગુણ૦ ૪

**પદ - ૪**

આવો આવો પરમ પરવીન રે, મોરે જીવન ધર્મદુલારે...ટેક.
ચંદનખોર કરે સુંદર તન, ભૂષન બસન નવીન રે...મોરે૦ ૧
કુંડળ કાનુમેં બદન સુધાકર, દેખન દોરત મીન રે...મોરે૦ ૨
ઝુક રહે લોચન પંકજકે પર, ભ્રકુટિ ભમર આધીન રે...મોરે૦ ૩
કૃષ્ણાનંદ કહે દીજે દરશન હરિ, જાનીકે અબ મોયે દીન રે...મોરે૦ ૪

**રાગ : ઝીંઝોટી ઠુમરી પદ-૧**

**ઢાળ : સુનો કૃપાસિંધુ અબ અટક રહી**

દિલદાર છટા દગ અટક રહી, નટવર હરિ પ્યારે સાંવરિયા...ટેક
તન સફેદ ધોતી પે'ર લિયા, કેસર ચંદનકી ખોર કિયા;
ધરે ફૂલગેંદ કર ગીરધરિયા, પચરંગી શીરપર પાઘરિયા-૧
સોહત હે કમલકલિ અખિયાં, ગલે ફૂલમાલ પ્યારી નખિયાં;
કાજુ બાજુ ગજરા ધરિયાં, મોતીન સેહરા મનભાવરિયા-૨
કાબીલ કામીલ રંગરેલ પિયા, નેનન સેનન મન છીન લિયાં;
હેરત હે રૂપ ઉજાગરિયા, સીરદાર યાર નટનાગરિયા-૩
સબ રાજન કે રાજા વરિયા, પ્રાનનહુસે પ્યારા કર્યા;
ઓરન કું ઉરમેં ના ધરિયા, કહે કૃષ્ણાનંદ સુખસાગરિયા-૪

**પદ-૨**

ગુન દયાસિંધુ છબી અજબ બની, હરિ મુરસદ મોરે આવત હે...ગુન૦ ટેક
બૈઠે માણકી પર પ્રાન પિયા, ઘોડેકી ઘુમર ઘેર લિયા;
ખેલાવત હે ઘોડી રસિયા, ચિત્ત મોર જોર લલચાવત હે...ગુન૦ ૧
કંચનકે વસન બીરાજત હે, સોનેરી પગીયા છાજત હે;
શીરપેચ કલંગી ઝળકત હે, ફરકત છોગે મન ભાવત હે... ગુન૦ ૨

કર સોનેરી છડી સોહત હે, દેખી લગામકું મન મોહત હે;
છડીદાર બાની જય બોલત હે, અસવાર બડે જશ ગાવત હે... ગુન૦ ૩
બહુ બાજે આગે બાજત હે, ઘનઘોર જુહી ઘન ગાજત હે;
છબી દેખી રતિ પતિ લાજત હે, મુનિ દેવ દરસ હિત આવત હે...ગુન૦ ૪
નટ જયું ઘોડી અતિ નાચત હે, જાકી ચાલ ચિત્ત ચોરાવત હે;
અસવારી બડી સોહાવત હે, કૃષ્ણાનંદ ઉર ઠરાવત હે... ગુન૦ ૫

**પદ-૩**

હરિ છેલ છબી મન ભાવનિયા, ઈન લગન મગન મોરી લાગનિયા-હરિ૦ ટેક
તન લાલ બસન અતિ રાજત હે, પીરી પગિયાં શીર છાજત હે;
ગલે મોતીન માલ સોહાવનિયા, તારે કી જયોત લજાવનિયા...હરિ૦ ૧
બડી મુસકનીમે ચિત્ત ચોરત હે, જોરનસે નેહરા જોરત હે;
જાકી શોભા દ્રગ લલચાવનિયા, કોટી મેનન માન નસાવનિયા...હરિ૦ ૨
સબ અંગ અંગ બીલસી જયોતી, કાનનમેં ઝળકત હે મોતી;
શીર મોતીન લર લટકાવનિયા, બાનક જન મન લોભાવનિયા...હરિ૦ ૩
ભુષન મણિકી છબી છાઈ રહી, જીનકી ઉપમા નહી જાઈ કહી;
લટકત મોહન સોહાવનિયા, કૃષ્ણાનંદ તાપ બુઝાવનિયા...હરિ૦ ૪

**પદ-૪**

ચલની ચંચલ ચિત્ત ચોર લિયા, નીરખી રતિપતિ મદ છોર દિયા-ચલ૦ ટેક
જીન હેરી બડે ગજ લાજત હે, શીર બાર બાર રજ ડારત હે;
દેખી હંસ માન સબ છોડ દીયા, દુનિયા તજી બનમે બાસ કીયા-ચલની૦ ૧
કદમુમેં ચટ ચટ ચાંખડિયા, જયાકુ હેરી ઠરત હે આંખડિયા;
કર રુમાલ ધોરે ધાર લિયા, ચાલત હે ચાલ ઉતાવરિયા-ચલની૦ ૨
જીનકે પીછે જન દોરત હે, જીનમેં એક ટગ દ્રગ જોરત હે;
ચાલન સે જન ગુલતાન કિયા, જિન શોભા મુનિજન ધાર લિયા-ચલની૦ ૩
કવિ ગાવત પાર ન પાવત હે, જેહી કહત શેષ સકુચાવત હે;
જીન ધારીકે મોરે ઠરત હિયા, કહે કૃષ્ણાનંદ હરિ પ્રાનપિયા-ચલની૦ ૪



**રાગ : ઠુમરી પદ-૧**

**ઢાળ : તેરી મુસકનીમે મન લગી રહો રે**

તેરી પ્યારી મુરત ઉર બસ ગઈ રે, સહજાનંદ સુખધામ પિયા...ટેક.
જરકસી પગિયાં શીર પર રાજત, તામેં છોગેકી છબી અતિ છાઈ રે...સહ૦ ૧
લટકત નવલ કલંગી ઝલકે, શીરપેચ છટા અદ્ભુત ભઈ રે...સહ૦ ૨
અટપટી આંટાદાર સોહત હે, મોતી લર ઝલકત અતિ ઝુક રઈ રે...સહ૦ ૩
કૃષ્ણાનંદ નીરખી યહ મુરત, રતિપતિ મતિ અતિ સકુચિત ભઈ રે...સહ૦ ૪

**પદ-૨**

બનવારી બિહારી જીયા દોરી મેરી રે, ચતુર સુંદર હરિ સાંવરિયા...ટેક
શ્વેત બસન ધારત હે રસિયા, ધરે શ્વેત પાઘ શીર રંગલેરી રે...ચતુર૦ ૧
ફૂલ ભૂષન સબ અંગ બીરાજત, ગલે માલ સોહત ફૂલન કેરી રે...ચતુર૦ ૨
ચલત હંસગતિ છેલ મનોહર, કર લટક રુમાલન કેરી રે...ચતુર૦ ૩
કૃષ્ણાનંદકે નાથ સાંવરે, સબ તન મન તાપ હરત હેરી રે...ચતુર૦ ૪

**પદ-૩**

જાદુગારો ધુતારો ચિત્ત ચોરી ગયો રે, નવલ સનેહી નટ નાગરિયા...ટેક.
નેન સેન મોય મારી અચાનક, મેરો નીઠુર કરેજવા કોરી ગયો રે...નવલ૦ ૧
નજર કટારી મારી ગિરધારી, મેરો પરવસ જીયરા કરી ગયો રે...નવલ૦ ૨
પકર જકર કરી રોકી બાવરે, મેરો મોતીન હાર હરિ તોરી ગયો રે...નવ૦ ૩
કૃષ્ણાનંદ ઘનશ્યામ છબી પર, તન મન ધન પ્રાન બલિહારી ગયો રે..નવ૦ ૩

**પદ-૪**

તેરી બાનકમે મેરો મન લાગી રહ્યો રે, સહજાનંદ મોરે પ્રાન પિયા...ટેક
મંદ મંદ મુસકત મન ભાવત, પ્યારે કરત નેહ નીત નીત નવો રે...સહ૦ ૧
હેરી નેહ કરી મીલત અંકભરી, પ્યારે દેત સુખ નહીં જાત કહ્યો રે...સહ૦ ૨

નીરખી છેલવર શોભાસાગર, સબ જન મન અતિ ગુલતાન ભયો રે...સ૦ ૩
કૃષ્ણાનંદ કહે નાથ મનોહર, દેખી ભવસંકટ મેરો મીટ ગયો રે...સહ૦ ૪

**રાગ : ગરબી પદ-૧**

**ઢાળ : વાલા મારી સૂધ બુધ તે હરી**

મોહન તારી મુરતી અતિ સારી રે,
પ્યારી લાગે છે નવલ વિહારી...મોહન૦ ટેક
શોભે છોગા કલંગીને તોરે રે, ચિત્ત ચોરે સોનેરી કોરે રે;
બાંધ્યું મોળીડું અજબ મરોડે...મોહન૦ ૧
ગળે માળ ગુલાબી ઘેરી રે, પોંચી ગજરા બાજુબંધ પે'રી રે;
કાજુ કટીત રેંટો સોનેરી...મોહન૦ ૨
કડા સાંકળા વેઢ બિરાજે, કાને કુંડળની છબી છાજે રે;
મુખ નીરખી કમળ શશી લાજે...મોહન૦ ૩
વામ કરણે બિંદુ સુખકારી રે, ગાલે તિલક છે મંગળકારી રે;
જાય કૃષ્ણાનંદ બલિહારી રે...મોહન૦ ૪

**પદ-૨**

આવો આવો ધર્મકુમાર અલબેલા રે,
પ્યારા રૂપ સાગર રંગરેલા...આવો૦ ટેક
પેર્યો જરકસી જામો સારો રે, કાજુ નૌતમ કમર કટારો રે;
જાદુગારો છે નેન નજારો...આવો૦ ૧
શીર પાઘલડી રંગભીની રે, શીર પેચ કલંગી નવીની રે;
શોભે તોરા સહીત અતિ ઝીણી...આવો૦ ૨
નાસા નમણી છે મંગલકારી રે, લાલ અધર છબી અતિ સારી રે;
દંત કુંદકળી અનુસારી...આવો૦ ૩
તિલ ત્રાજુ છે દક્ષિણ ગાલે રે, જોતાં જનમ મરણ દુઃખ ટાળે રે;
કૃષ્ણાનંદ કે' તેને મુનિ ભાળે રે...આવો૦ ૪



**પદ-૩**

છબી તારી ધર્મકુંવર મનમાની રે,
જોઈ થાય સકળ દુઃખહાની...છબી૦ ટેક
તારી આંખલડી મરમાળી રે, માંઈ રેખ છે લાલ રસાળી રે;
અતિ પ્રેમ ભરેલ રૂપાળી...છબી૦ ૧
શોભે છાતી વિશાળ ઉતંગ રે, નીરખી નીજજન પામે ઉમંગ રે;
જોઈ લાજે તે કોટી અનંગ...છબી૦ ૨
જાણે ભ્રકુટી છે શ્યામ કમાન રે, નીજ ચાપ સુંદરતાનું માન રે;
નીરખી મદનનું ગયું છે નેદાન...છબી૦ ૩
નાસા કીર અધિક લલચાયે રે, જાણે અધરબીંબ પર જાયે રે;
કૃષ્ણાનંદ કે' જોઈ સુખ થાયે...છબી૦ ૪

**પદ-૪**

છેલા તારી મૂરતિ અતિ શોભે રે,
જોઈ મુનિજનના મન લોભે રે...છેલા૦ ટેક
તુંદ નાભી ને ત્રિવળી રસાળ રે, જોઈ મગન રહે છે મરાળ રે;
કર સાયો છે નવલ રૂમાલ...છેલા૦ ૧
કાજુ ચાંખડી ચટકતી પે'રી રે, ચાલી ચાલ્ય હંસ ગજ કેરી રે;
રૂડા લટકા કરો રંગલેરી...છેલા૦ ૨
ઉર પેરી મોતીડાની માળ રે, ઓઢ્યો રેંટો અલૌકિક લાલ રે;
કર્યું તિલક કેસર કેરું ભાલ...છેલા૦ ૩
નખમંડળ તાપ નિવારે રે, કૃષ્ણાનંદ કે' વસો દિલ મારે રે;
જેને નિશદિન મુનિજન ધારે...છેલા૦ ૪

**રાગ : ગરબી પદ-૧**

**ઢાળ : લટકાળા તારે લટકે રે**

શીર પાઘડલી સોનેરી રે, ઝળકે સુરજ સમ ભારી;
તેમાં છોગું મુગટ જેવું રે, તેની શોભા અતિ સારી...૧

શીર પેચ કલંગી નવીની રે, તે શોભા નથી કે'વાતી;
રહી વામ ભ્રુહ પર ઢળકી રે, જેને જોઈ ઠરે છાતી...૨
તેમાં પ્રેમીભક્તે ધરાવ્યા રે, ફૂલતોરા અતિ ઝૂકી રહ્યા;
મદ અંધ સુગંધી લેવા રે, તે પર ભમરા આવે વહ્યા...૩
અતિ અજબ મરોડ પેચાળી રે, પાઘડલી લાગે પ્યારી;
કૃષ્ણાનંદ કે' તેને ભાળી રે, થકીત થયા સૌ નરનારી...૪

**પદ-૨**

ચકિત થયો મુખ ભાળી રે, આકાશે નિત ચંદ્ર ભમે;
કોટી કંજ થકી છે સારું રે, જેને જોઈ બીજું ન ગમે...૧
ઝુરે દાડમ નીચે વદને રે, દંતછબી ભાળી ભારી;
બિંબ પરવાળાથી સારી રે, અધર છટા છે સુખકારી...૨
દંતકાંતિ અધરમાં છાઈ રે, હસતા શોભે અલબેલી;
જેમ પરવાળા પર મોતી રે, કુંદકળી પલ્લવ ભેળી...૩
તિલ એક અનુપમ સારો રે, શોભે છે જમણે ગાલે;
કૃષ્ણાનંદ કહે નિરખતા રે, ભવદુઃખને નિશ્ચે ટાળે...૪

**પદ-૩**

હેતાળા કામણગારા રે, કરૂણામૃત રસના ભરિયા;
તેજાળા કમળ સરીખા રે, જોઈ નેણાં અંતર ઠરિયા...૧
ચંચળ કીકી તેજાળી રે, તાપ ટળ્યા તેને ભાળી;
રાતડલી રેખ રસાળી રે, જન મનરંજન રૂપાળી...૨
લોચન ચંચળતા ભાળી રે, મીન રહ્યા જળમાં બૂડી;
જાણે ભ્રકુટી શ્યામ કમાન રે, દોયલી વેળાની મૂડી...૩
અમૃતભરી નજરે ભાળી રે, રંગડાની રેલ્યું વાળી;
કૃષ્ણાનંદ કે' કીર લજમણી રે, નાસા નમણી રૂપાળી...૪

**પદ-૪**

કેસરનું તિલક બિરાજે રે, કુંકુંમ ચંદ્ર છબી ભાળી;
જાણે મન પકડ્યાની જાળી રે, ભાલમાં રેખા રૂપાળી...૧



માન હણ્યું છે મણિધરનું રે, કેશ નીલ ખીતલીયાળે;
ધરણી પર ન રહી શક્યા રે, જઈને વસ્યા પાતાળે...૨
કાજુ કંઠ નીરખવા જેવો રે, શંખ સરીખો શોભે છે;
છાતી ઉપડતી વિશાળ રે, જોઈ જોઈ જન મન લોભે છે...૩
પોયણના પાન સરીખું રે, ઉદર શીતળ અતિ ભારી રે;
કૃષ્ણાનંદ કે' ગોળ ગંભીર રે, નાભી ત્રિવળી અતિ સારી...૪

**પદ-૫**

કાજુ કટિલંક વિલોકી રે, મૃગપતિ લાજ્યો છે મનમાં;
મુખ દેખાડી નવ શક્યા રે, જઈને વસ્યા છે વનમાં...૧
તેજાળા કોમળ સાથળ રે, તેની શોભા અતિ સારી;
ગજરાજની સૂંઢ લજાવે રે, ગરુડ પીઠ પાવનકારી...૨
જાનું બેઉ ગોળ રૂપાળા રે, શ્યામ મણિ દર્પણ જેવા;
હેતે કરીને હરિજનને રે, અંતરમાં ધારી લેવા...૩
ઉપર ઉપરથી ગોળ રે, પુષ્ટ મૃદુલ પીંડી સારી;
કૃષ્ણાનંદ કહે સુખ થાય રે, જેને મનમાં સંભારી...૪

**પદ-૬**

પેની ઘુંટી ફણાની શોભા રે, જોઈને મુનિજન લોભે છે;
પલ્લવ અળતાથી લાલ રે, ચરણતળા અતિ શોભે છે...૧
જમણા પદતળમાં વજ્ર છે, જવ અંબુજ ધ્વજ રાજે છે;
સ્વસ્તિ અષ્ટકોણ ઉર્ધ્વરેખા રે, જંબુ અંકુશ છાજે છે...૨
ડાબા પદતળમાં છે મીન રે, ધનુષ કળશ નભ શોભે છે;
ત્રિકોણ ગોપદ અર્ધચંદ્ર રે, જોઈને હરિજન લોભે છે...૩
કોમળ શીતળ રસાળ રે, ચાલ ચટકતી ચાલે છે;
કૃષ્ણાનંદ કહે જે ચિંતવે રે, અક્ષરમાં તે મા'લે છે...૪

**પદ-૭**

અંગુલિકા મૃદુલ રૂપાળી રે, અનુક્રમે નાની મોટી;
જેને નીરખતા તે જાય રે, જન મનના પાતક કોટી...૧

અંગુલિયું ઉપર ઝીણા રે, રોમની શોભા અતિ ભારી;
ટાળે અંતરનું અંધારું રે, નખ શશી કાંતિ સુખકારી...૨
જમણા પગનો અંગુઠો રે, ચિહ્ન તેના નખમાં રાજે;
તે જ અંગુઠાની પાસે રે, તિલ એક સુંદર છાજે...૩
ભવસાગર તરવા નાવ રે, બે પદ પંકજ સારા છે;
કૃષ્ણાનંદ શાંતિધામ રે, ભક્તવૃંદને પ્યારા છે...૪

**પદ-૮**

સામુદ્રિકમાં કહ્યાં જેવા રે, ચિહ્ન તેવા હરિના તનમાં;
જોઈને અતિ શાંતિ થાય રે, ભક્ત રહે રાજી મનમાં...૧
કરી કરના લટકાં પ્યારા રે, ભક્તતણાં ચિત્ત ચોરે છે;
કરૂણા કટાક્ષ કરીને રે, કાળજડાને કોરે છે...૨
જેના એક અંગની શોભા રે, કોટી કામ જોઈ લાજે છે;
જેને સાંભળી ને સંભારી રે, દોષ દુઃખ સૌ ભાગે છે...૩
અવતારી હરિની શોભા રે, અપાર છે શાંતિકારી;
ઉરમાં ધારી અતિ પ્યારી રે, કૃષ્ણાનંદ જાય બલિહારી...૪

**ઢાળ : વંદું સહજાનંદ રસરૂપ પદ-૧**

આવો મારે મંદિર સહજાનંદ, મનોહર શ્રીહરિ રે લોલ;
વાલા તારી મૂરતિ પરમ અનુપ, જોઉં નેણાં ભરી રે લોલ...૧
વાલા તારા અરૂણ ચરણ દુઃખહરણ, ચિહ્ન શોભા ઘણી રે લોલ;
કોમળ અંગુલી લલિત રસાળ, હાર્ય નખમણિ તણી રે લોલ...૨
પાવન પાની ઘુંટી ગોળ, કર બહુ શોભતા રે લોલ;
જંઘા જાનુ સાથળ સાર, કે જન મન લોભતા રે લોલ...૩
મૃગપતિ માનહરણ કટિલંક, નીરખવા લાગ્ય છે રે લોલ;
કૃષ્ણાનંદ જે ચિતવે એહ, તેનાં બહુ ભાગ્ય છે રે લોલ...૪

**પદ-૨**

શીતળ પીપળ પાન સમાન, ઉદર ચિત્તને હરે રે લોલ;



ત્રિવળી નાભી ગોળ ગંભીર, જોઈને નેણાં ઠરે રે લોલ...૧
છાતી ઊપડતી ચિત્તચોર, વિશાળ અનુપ છે રે લોલ;
શ્રીવત્સ અર્ધચંદ્ર શુભ ચિહ્ન, અતિ સુખરૂપ છે રે લોલ...૨
શોભે કંચન મોતી હાર, નીરખી મન લોભતા રે લોલ;
જાણે ગગન મંડળમાં તારા, ને વીજળી શોભતાં રે લોલ...૩
રાજે ઉર પર પરમ ઉદાર, કે વિનગુણ હાર છે રે લોલ;
કૃષ્ણાનંદ કહે જોઈ લાજે શેષ, કે ભુજ અતિ સાર છે રે લોલ...૪

**પદ-૩**

જાણે ફૂલ્યાં ગુલાબનાં ફૂલ, હથેળી લાલ છે રે લોલ;
અંગુલી ચોરાફળી નખચંદ્ર, કાંતિ વિશાલ છે રે લોલ...૧
વા'લા તારા અધર બિંબફળ તુલ્ય, રહે જન જોઈને રે લોલ;
ભાળી કુંદકળી સમ દંત, રહ્યું મન મોહીને રે લોલ...૨
વા'લા રૂડા ખંભા શંખસમ કંઠ, ચિબુક શોભા ઘણી રે લોલ;
પ્યારા તારા ગાલમાં તિલ એક શ્યામ, જાણે ઝળકે મણી રે લોલ...૩
વારું કમળ કોટિ ઉડુરાજ, વદન છબી ઉપરે રે લોલ;
કૃષ્ણાનંદ કહે પ્રેમ સહિત, મુનિ જેનું ધ્યાન ધરે રે લોલ...૪

**પદ-૪**

કામણગારાં કરુણા સહિત, સુધા રસના ભર્યા રે લોલ;
કમળ સરીખાં ચંચળ નેણ, જોઈ નેણાં ઠર્યા રે લોલ...૧
વા'લા તારી નાસિકા તિલનું ફૂલ, કે કીર સમાન છે રે લોલ;
લોચન લોભન કામ સમાન, કે કાંતિનિધાન છે રે લોલ...૨
લોભે નેણ કમળ પર ભૃહ, ભમર આધીન છે રે લોલ;
જેને જોવા થાય આતુર, કે મન અતિ દીન છે રે લોલ...૩
ભાલે કેસર આડ બનાવ, કુંકુમ ચંદ્ર ગોળ છે રે લોલ;
કૃષ્ણાનંદ કહે તેને જોઈ, કે મન રંગચોળ છે રે લોલ...૪

### રાગ : કાલીંગડાની ગરબી પદ-૧

### ઢાળ : આંખલડી રસ રંગે ભીની

છોગાળો રસિયો હરિ છેલો, રાજેશ્વર ધર્મકુંવર રંગરેલો...ટેક
ચરણ તલ ષોડષ ચિહ્ન બિરાજે, અંગુલી નખ ચંદ્ર કાંતિ અતિ છાજે;
પીંડી પાની જંઘા જાનુ ઉર રાજે...છોગાળો૦ ૧
કટી તુંદ નાભી ત્રિવળી છબી જોઈ, ઉપડતી છાતી નીરખી સુખ હોઈ;
દીર્ઘ ભુજમાંઈ રહ્યું મન મોઈ...છોગાળો૦ ૨
કંબુ કંઠ ચિબુક અધર રુચિ સારી, દંત પર કુંદકળી અનુસારી;
વદન પર કોટી શરદ શશી વારી...છોગાળો૦ ૩
નાસા ભ્રુહ શ્રવણ નેણને જોઈને, રહ્યું ચિત્ત ભાલ તિલકમાં મોઈને;
કૃષ્ણાનંદ રાખે તેમાં ચિત્ત પ્રોઈને...છોગાળો૦ ૪

### પદ-૨

રૂપાળો હરિવર અતિ પ્યારો, ચોરે ચિત્ત ચંચલ નેણ નજારો...ટેક
ધાર્યાં તન શ્વેત વસન અતિ સાર, સોહે શીર શ્વેત પાઘ પેચુદાર;
શોભે તેમાં છોગું મુગટ અનુસાર...રૂપાળો૦ ૧
ફુલના ગજરા ને બાજુ ઉદાર, રાજે ફુલ તોરા ને ઉર પર હાર;
કરે તેની ફોર્યે ભ્રમર ગુંજાર...રૂપાળો૦ ૨
કમલ દ્રગ હેરી કરે જવા કોરે, પ્યારા કર લટકા કરી ચિત્ત ચોરે;
હસી હસી નેહ જોરા જોરી જોરે...રૂપાળો૦ ૩
બોલે હરિ અમૃત સમ મૃદુ વાણી, જોઈ છબી થાય સકળ દુઃખહાની;
કૃષ્ણાનંદ તન મન ધન કુરબાની...રૂપાળો૦ ૪

### પદ-૩

શોભે છે હરિ ભવ ભયહારી, પ્યારો સ્વામિનારાયણ અવતારી...ટેક
પેર્યો કીનખાબ કેરો સુરવાળ, ઝગે કીનખાબના જામાની ચાળ;
સોનેરી પાઘની શોભા વિશાળ...શોભે૦ ૧



રાજે તેમા છોગું કલંગી અપાર, મોતી મણિ સોનેરી તોરા ઉદાર;
સોહે શીર પેચ મણીમય સાર...શોભે૦ ૨
ધર્યુ ખભે સોનેરી શેલુ વિહારી, કટી તટ પીત વસન છબી સારી;
મોતી હાર સોનેરી ઉતરી ધારી...શોભે૦ ૩
સોના કડાં સાંકળા વેઢ બિરાજે, પોંચી બાજુ કુંડળની છબી રાજે;
કૃષ્ણાનંદ જોઈ કોટી કંદર્પ લાજે...શોભે૦ ૪

### પદ-૪

રંગીલો હરિ ધર્મદુલારો, સહજાનંદ જીવનપ્રાણ હમારો...ટેક
ભાલ માંઈ આડ કેસર કેરી ભાળી, આંખલડી રસિક અધિક મરમાળી;
રેખા તેમા રસભરી પરમ રૂપાળી...રંગીલો૦ ૧
મનોહર જરકસી અંબર ધારી, ચંચલ ગતિ ઘોડલાની ઘુંમર ભારી;
આવે કરી માણકીની અસવારી...રંગીલો૦ ૨
હસ્ત ગ્રહી ઝળકે લગામ સોનેરી, પ્યારી કરવરમાં છડી સોના કેરી;
ચરણ રંગ ચટક પનૈયા પે'રી...રંગીલો૦ ૩
સારી મોતીમાળ ગલે બીચ ધારી, પાઘલડીમાં મોતી તોરા છબી ભારી;
કૃષ્ણાનંદ વાર વાર બલિહારી...રંગીલો૦ ૪

### રાગ : ખમાચ ગરબી પદ-૧

### ઢાળ : ડોલરિયા રંગના ભરિયા

પ્રીતલડી રે મારે પ્રીતલડી, કાના તમ સંગ લાગી પ્રીતલડી...ટેક
જરકસી પગીયા જરકસી અંબર, નવલ કલંગી શોભે વાંકલડી-કાના૦ ૧
કડા સાંકળા પોંચી બાજુબંધ, મોતી હાર ઉર ભાતલડી-કાના૦ ૨
કોટી ચંદ્ર વારુ વદન છટાપર, નેણ કમલ કેરી પાંખલડી-કાના૦ ૩
કૃષ્ણાનંદ કે' રૂમાલ ગ્રહી કર, ચાલો ચરણ પેરી ચાખલડી-કાના૦ ૪

### પદ-૨

અજબ બની રે છબી અજબ બની, કાના તમારી છબી અજબ બની-ટેક
છોગે સહીત શીર પાઘ ગુલાબી, મોતી તોરાની હાર્યો સોહે ઘણી-કાના૦ ૧

ફુલ તોરા કાજુ બાજુ ગજરા, પ્યારી ઉતરી ઉર અતિ સોહની-કાના૦ ૨
રાજત નેપુર મણિમય સુંદર, કેડ્યે કંદોરો માંઈ સોહે મણિ-કાના૦ ૩
કૃષ્ણાનંદ હરિ શોભા સાગર, કોટી કામ છબી નાહી ગણી-કાના૦ ૪

**પદ-૩**

જાઉં વારી રે હરિ જાઉં વારી, વાલા મોહન પર જાઉં વારી...ટેક
શ્વેત વસન તન ધાર્યા સુંદર, શ્વેત પાઘ શીર ધારી સારી-વાલા૦ ૧
ગુચ્છ ગુલાબી રાજે શ્રવણ પર, માળ ગુલાબી ઉર સોહે ભારી-વાલા૦ ૨
દંત કુંદકળી અધરબિંબ સમ, મંદહાસ મુખ સુખકારી-વાલા૦ ૩
કૃષ્ણાનંદ હરિકૃષ્ણ છબી પર, વારે વારે જાય બલિહારી-વાલા૦ ૪

**પદ-૪**

આવો હરિ રે હેતે આવો હરિ, વાલા મંદિર મારે આવો હરિ...ટેક
ફુલની પગિયા શીર પર રાજત, ફુલ પીછોરી ઓઢી પ્રેમ કરી-વાલા૦ ૧
અંગ અંગ ધરે ફુલકે ભૂષણ, ફુલનકી છડી કરમેં ધરી-વાલા૦ ૨
ગૌર કપોલ તિલ ત્રાજુ રાજત, નેણ પ્રેમરસ બરખે ઝરી-વાલા૦ ૩
કૃષ્ણાનંદ ઘનશ્યામકી મૂરતિ, નીરખી નીરખી મારી નજર ઠરી-વાલા૦ ૪

**રાગ : ગરબી પદ-૧**

**ઢાળ : તારા મુખની લાવનતા મીઠી રે**

આવો ગુણવંતા હરિ છેલ, રસિયા રૂપાળા,
મારે ઓરડીએ રંગેરેલ, વાલમ લટકાળા...ટેક
વાલું લાગે મુને વદન તમારું, હાંરે છે જો ચંદ થકી અતિ સારુ હો-રસિયા૦ ૧
ખંજન પંકજ દ્રગ પર વારુ, હાંરે નાસા કીર લજારી સંભારુ હો-રસિયા૦ ૨
તાપ નિવારે મધુર મુખ વાણી, હાંરે મંદ હાસ લે છે મન તાણી હો- રસિયા૦ ૩
કૃષ્ણાનંદ કહે બિંબ લજાવે, હાંરે જોઈ અધર અતિ સુખ આવે હો- રસિયા૦ ૪

**પદ-૨**

આવો પ્રીતમ શ્યામ સુજાણ, રંગડાના રેલા,
તમે છો મારા જીવનપ્રાણ, શ્યામલડા છેલા...ટેક



ભાલ તિલક કેસરનું બિરાજે, હાંરે છબી જોઈ કોટી કંદર્પ લાજે હો-રંગ૦ ૧
કરનાં લટકા કરતા કાજુ, હાંરે નાસા નીકટ ગાલે તિલ ત્રાજુ હો-રંગ૦ ૨
હાંરે કામ કબાન ભ્રુહ પર વારુ, હાંરે વામ કરણે બિંદુ છબી ધારુ હો-રંગ૦ ૩
કૃષ્ણાનંદ કે' લાગે અતિ પ્યારો, હાંરે ચિત્ત ચોરે છે નેણ નજારો હો-રંગ૦ ૪

**પદ-૩**

આવો મનમાન્યા મુનિરાજ, મોહનજી પ્યારા,
કોણ માને જગતની લાજ, મેરમજી મારા...ટેક
સુંદર દંત છબી અતિ પ્યારી, હાંરે કુંદ દાડમ બીજ લજારી હો-મો૦ ૧
શંખથી સારો કંઠ અતિ શોભે, હાંરે જોઈ આજાન ભુજ મન લોભે હો-મો૦ ૨
છાતિ વિશાલ ઉપડતી સારી, હાંરે તુંદ નાભી ત્રિવળી છબી ન્યારી હો-મો૦ ૩
કૃષ્ણાનંદ જોઈ કટીલંક મનમાં, હાંરે સિંહ લાજી વસ્યો જઈ વનમાં હો-મો૦ ૪

**પદ-૪**

આવો પ્યારા ધર્મકુમાર, કાના મરમાળા,
મારા પ્રાણતણા આધાર, સુંદર છોગાળા...ટેક
સાથળ જાનુ પીંડી છબી પ્યારી, હાંરે શોભે પાની ઘુંટી અતિ ભારી હો-કાના૦ ૧
અજબ ફણા અંગુળી છબી છાજે, હાંરે નખચંદ લાલ તલ રાજે હો-કાના૦ ૨
શ્વેત વસ્ત્ર ફુલ ભુષણ ધારી, હાંરે શોભે સુંદરવર સુખકારી હો-કાના૦ ૩
જોઈ છબી સારી મેન મદહારી, હાંરે જાય કૃષ્ણાનંદ બલિહારી હો-કાના૦ ૪

**ઢાળ : મારે મોલે આવો, હસીને બોલાવો પદ-૧**

સહજાનંદસ્વામી, અંતરજામી, રે બહુનામી અક્ષરધામી;
શોભે ઘનશ્યામ...ટેક
ધર્મના લાલા, મુને અતિ વાલા, રે લટકાળા છેલ રૂપાળા...શોભે૦ ૧
મીઠી મુખવાણી, મુનિએ વખાણી, રે ગુણખાણી લીધું મન તાણી...શોભે ૨
કૃષ્ણાનંદ પ્યારો, નેણ નજારો, રે જાદુગારો હરિ દ્રગ તારો...શોભે૦ ૩

**પદ-૨**

તિલકનો તાલ, ઉન્નત વિશાલ, રે શોભે ભાલ, ધારે મરાલ;
શોભે ઘનશ્યામ...ટેક
શ્યામ જ્યું કબાન, ભ્રુહ છબી જાન, રે મેન માન હરે છે નિદાન...શોભે૦ ૧
દંત છબી ભારી, કુંદ થકી સારી, રે નાસા પ્યારી કીર અનુસારી...શોભે૦ ૨
કૃષ્ણાનંદ વારી, અધર નિહારી, રે ભવહારી બિંબ લજારી...શોભે૦ ૩

**પદ-૩**

મુખ છબી છાજે, જોઈ મુનિ રાજે, રે દુઃખ ભાજે, કોટી શશી લાજે;
શોભે ઘનશ્યામ...ટેક
ગળે મોતી માળ, છાતી વિશાળ, રે નેણા લાલ વેણા રસાળ...શોભે૦ ૧
ત્રિવળી નિહાળી, વિપત્તિ ટાળી, રે નાભી ભાળી ગોળ રૂપાળી...શોભે૦ ૨
કૃષ્ણાનંદ ગાવે, પાર ન પાવે, રે મનભાવે ભવ નહીં આવે...શોભે૦ ૩

**પદ-૪**

રાતી રેખવાળા, નેણા અણિયાળા, રે મરમાળા, ચપળ રૂપાળા;
શોભે ઘનશ્યામ...ટેક
નયન કટારી, જોર કરી મારી, રે ભેદે ભારી, આરમપારી...શોભે૦ ૧
ગાલે તિલ ત્રાજુ, પોંચી કડાં કાજુ, રે બાયે બાજુ, ઝળકે ઝાઝું...શોભે૦ ૨
કૃષ્ણાનંદ કે' પ્યારી, છબી પર વારી, રે ઉર ધારી, હરિ અવતારી...શોભે૦ ૩



## પ્રેમભક્તિ

**રાગ : ભૈરવી પદ-૧**

**ઢાળ : ચીરાવાલે યાર મોહન મેરી ઓર હેરો**

પિયા મોરે યાર, પિયા મોરે યાર; મોહન મેરી સુધ લેજો...પિયા૦ ટેક
પગિયાં ધરી સોનેરી, છોગેકી છબી ઘનેરી;
મોતીયુંદા સેહરા સાર...મોહન મેરી૦ ૧



નવલ કલંગી પ્યારી, પેચહુકી છટા ભારી;
સોહે શીર પેચ ઉદાર...મોહન મેરી૦ ૨
પોંચી બાજુબંધ પ્યારે, મોતી હાર ઉર ધરી;
કુંડલ મકરાકાર...મોહન મેરી૦ ૩
કૃષ્ણાનંદ છબી તેરી, પિયા જીયા દોરી મેરી;
હરિવર ધરમકુમાર...મોહન મેરી૦ ૪

**પદ-૨**

રંગભીને લાલ રંગભીને લાલ, મોહન મેરી પીર ટારો...રંગ૦ ટેક
કેસર તિલક તાલ, સોહત વિશાલ ભાલ;
તિલ છબી દછન ગાલ...મોહન૦ ૧
મોતી ગુચ્છ કાન છાજે, ભ્રુહ જ્યું કબાણ રાજે;
ગે'રીહે ગુલાબકી માલ...મોહન૦ ૨
પાદુકા ચરન પેરી, કર છડી સોના કેરી;
લટક ચલત હે ચાલ...મોહન૦ ૩
કૃષ્ણાનંદ અતિ પ્યારી, છબી તેરી ઉર ધારી;
અતહિ ભયે હે નિહાલ...મોહન૦ ૪

**પદ-૩**

લગે તોસે પ્યાર, લગે તોસે પ્યાર; મોહન મોરે ઘરું આજ્યો...લગે૦ ટેક
મારે નેન બાન તાન, હરિ લીને મોરે પ્રાન;
અધર બીંબ અનુસાર...મોહન મોરે૦ ૧
દંત કુંદ કલી સોહે, નાસા કીર મન મોહે;
બદન સુધાકર સાર...મોહન મોરે૦ ૨
કટિ તટ પટ પિરા, કર કડાં જડે હીરા;
રાજત ઉતરી અપાર...મોહન મોરે૦ ૩
કૃષ્ણાનંદ મનમાની, છબી તેરી સુખદાની;
રાખત ઉર બીચ ધાર...મોહન મોરે૦ ૪

**પદ-૪**

નિકે તેરે નેન, નિકે તેરે નેન; મોહન લગે મોય પ્યારે...નિકે૦ ટેક
મે'ર ભરી દ્રગ હેરી, સુધ હર લિનિ મેરી;
દેખત અતિ સુખદેન...મોહન લગે૦ ૧
અમૃત ઝરત ભારી, તારેકી છબી હે ન્યારી;
રાતિ રેખ સોહત એન...મોહન લગે૦ ૨
નજર કટારી મારી, લોટપોટ કર ડારી;
નાંહિ પરત પલ ચેન...મોહન લગે૦ ૩
કૃષ્ણાનંદ દેખી નેન, લાજત હે કોટી મેન;
ઉર ધારત દિન રેન...મોહન લગે૦ ૪

**રાગ : ભૈરવી પદ-૧**

શ્યામ બાંકે તોરે નેન, બીનુ દેખે નહીં રેન ચેન...શ્યામ૦ ટેક
નેનાં રાતે અજબ મદમાતે, રેખ રતનારી એન નેન...શ્યામ૦ ૧
મૃગ અલિ ખંજન મીન લજારે, મારે દ્રગનકી સેન નેન...શ્યામ૦ ૨
કૃષ્ણાનંદ લોચન છબી નિરખી, લાજત અગણિત મેન નેન...શ્યામ૦ ૩

**પદ-૨**

કાહાના બંસી બાજે રે, અધરપે ધરે સુર રાજે રે...કાહાના૦-ટેક.
વ્રજ બિનતા સુની બંસી દીવાની રે, દોરત હે તજી લાજે...કાહાના૦ ૧
સપ્ત સુર મૂર્છના સુનાવે રે, તીન ગ્રામ જુત છાજે...કાહાના૦ ૨
સુની બંસી સુર નર સબ મોયે રે, કૃષ્ણાનંદ દુઃખ ભાજે..કાહાના૦ ૩

**રાગ : ભૈરવી પદ-૧**

નેન નીંદ ભારી મોરે યાર, કાના કીરતાર...નેન૦ ટેક
લોચન નીંદહુંસે સકુચાને રે, પંકજ કલી અનુસાર...કાના૦ ૧
અંગ મરોરે આલસ બલજોરે, નેન ચોરત બાર બાર...કાના૦ ૨
અટપટ બાંકે નેન લટપટ બેના રે, કૃષ્ણાનંદ બલિહાર...કાના૦ ૩



**પદ-૨**

સાંવરિયા પ્યારા મેરા દીલદાર, તુમસે લગ્યો હે પ્યાર...સાંવ૦ ટેક
પાઘ સોનેરી અજબ અનેરી રે, ઝળકત રવી અનુસાર...તુમસે૦ ૧
જરકસી અંબર સબ અંગ છાજે, ઉર મોતી મનીદા હાર...તુમસે૦ ૨
કૃષ્ણાનંદકે નાથ રસીલે રે, રાખત નેનાં બીચ ધાર...તુમસે૦ ૩

**રાગ : ભૈરવી પદ-૧**

બાંકે નેના નિંદ ભરે, હો શ્યામલડા છેલા રે...બાંકે૦ ટેક
નેનાં જાદુગારે રસિક રતનારે, સુધા રસ ઝરે રે...હો શ્યા૦ ૧
લટક લટક આવે મન ભાવે, મદ છક છેહ કરે રે...હો શ્યા૦ ૨
તિહારે દરસ તે દુઃખ સબ જાવે, પાતક સબહી જરે રે...હો શ્યા૦ ૩
કૃષ્ણાનંદ કે નેન બાનસે, પરવસ પ્રાન પરે રે...હો શ્યા૦ ૪

**પદ-૨**

પ્યારો દેખી નેનાં ઠેરે, એરી એરી સૈયા રે...પ્યારો૦ ટેક
શીર પર રંગ ગુલાબી પગિયાં વે, મની મોતન કી લરે...એરી૦ ૧
ધર્મકુંવર હરિ શોભાસાગર રે, મનમથ માન હરે...એરી૦ ૨
અંગ અંગ પ્રતિ કુશમ વિભુષન વે, કેસર ખોર કરે...એરી૦ ૩
કૃષ્ણાનંદ હરિ મૂરતિ તિહારી રે, નિરખત નેહ ભરે...એરી૦ ૪

**રાગ ભૈરવી પદ-૧**

**ઢાળ : મેરે તો તુમ પ્રાન આધારા**

હોજી સાંવરે મોરે પ્રાનસે પ્યારે...ટેક
ચતુર શીરોમનિ મુરત તેરી, પલ ન વિસારુ મોરે નેનકે તારે...હોજી૦ ૧
શ્વેત બસન તન સુંદર ધારે, શ્વેત પાઘ શીર અજબ તિહારે...હોજી૦ ૨
ફુલન હાર કંકન કર તેરી, સુમન ગેદ ધરે જગ ઉજીયારે...હોજી૦ ૩
કૃષ્ણાનંદ હરિવર અવતારી, ધારત નિશદિન પ્યાર ઉદારે...હોજી૦ ૪

**પદ-૨**

હો સાંવરે તેરી છબી મોય પ્યારી...ટેક
સુંદર જરકસી અંબર ધારે, શીરપર પાઘ સોનેરી છબી ન્યારી...હો૦ ૧

મણિ કંચન ભુષન અતિ રાજે, ઉરપર રાજત ઉતરી પ્યારી...હો૦ ૨
મોતીન માલ ઝલક અતિ ભારી, ઝગમગ તારે જ્યોત લજારી...હો૦ ૩
કૃષ્ણાનંદ કહે હરિવર પ્યારે, ચિત્ત ચોરત મેરે ચતુર વિહારી...હો૦ ૪

**પદ-૩**

હો રસિયા મોરે મંદિર આવના...ટેક
ચંચલ ચટક ચલત બનવારી, ચરન ચાંખડી અતિ મન ભાવના...હો૦ ૧
હસત મંદ મનમોહન પ્યારે, ચંચલ લોચન ચિત્તહિ ચોરાવના...હો૦ ૨
પાઘ ગુલાબી શીરપેચ જરે નંગ, તામે કલંગી લલિત લટકાવના...હો૦ ૩
કૃષ્ણાનંદ ધરે પીતપટ પ્યારે, મોતીન સેહરા અતહી સોહાવના...હો૦ ૪

**પદ-૪**

હો સાંવરે તોસે લગી મેરે યારી...ટેક
અંગમે સુમન અંગરખી પ્યારી, સુમન કલંગી પાઘ છબી સારી...હો૦ ૧
ફુલ કુંડલ ઝળકત અતિ ભારી, સુમનકે હાર શેખર છબી ન્યારી...હો૦ ૨
ફુલ શિંગાર મુરત સુખકારી, નેન સુધારસ ઝરત અપારી...હો૦ ૩
કૃષ્ણાનંદ હરિ વદન વિલોકી, કોટિ કમલ ઉડુરાજ લજારી...હો૦ ૪

**રાગ ભૈરવી પદ-૧**

**ઢાળ : કેસર તિલક કરે**

તેરી છબી ઉરમે ધરી રે કનૈયા, તેરી છબી ઉરમે ધરી...ટેક
સુંદર જરકશી અંબર રાજત, પાઘ સોનેરી ધરી રે...કનૈયા૦ ૧
હાસ વિલાસ બદન છબી દેખી, ચંદ છબી ઝાંખી પરી રે...કનૈયા૦ ૨
બદન સુધારસ સરસ નિરંતર, બરખત બો'ત ઝરી રે...કનૈયા૦ ૩
કૃષ્ણાનંદ હરિ માધુરી મુરત, નિરખત નજર ઠરી રે...કનૈયા૦ ૪

**પદ-૨**

હેરી મોય નેહરા ભરી રે કનૈયા, હેરી મોય નેહરા ભરી...ટેક
નેન સેન મોય હરિવર મારી, પરવશ બોત કરી રે...કનૈયા૦ ૧
રેન નેનમાંય નિંદ ન આવે, સુખ નહિ સેજ જરી રે...કનૈયા૦ ૨



જીનજીન ચોટ લગી નેનનકી, ફિરત હે ભેખ ધરી રે...કનૈયા૦ ૩
કૃષ્ણાનંદ કહે નયન બાનસે, વિંધત બો'ત હરિ રે...કનૈયા૦ ૪

**પદ-૩**

તેરી છબી મનમેં બસી રે કનૈયા, તેરી છબી મનમેં બસી...ટેક
નેન બાન મારત સુંદરવર, ભ્રકુટી કબાન કસી રે...કનૈયા૦ ૧
રુપ છટા લખી શ્યામ સુંદરકી, જનકી વિપત નસી રે...કનૈયા૦ ૨
નિરખી હસીત છબી મોહનકી, લાજત શારદ શશી રે...કનૈયા૦ ૩
કૃષ્ણાનંદ કહે મનહર લીનો, હરિવર યાર હસી રે...કનૈયા૦ ૪

**પદ-૪**

ચિત્ત મેરો ચોર ગયો રે કનૈયા, ચિત્ત મેરો ચોર ગયો...ટેક
કરત હે મોહન ગુનકે સાગર, નિત નિત નેહ નયો રે...કનૈયા૦ ૧
સુમન હાર બાજુબંધ ગજરા, ફુલ પાઘસો રાજ રયો રે...કનૈયા૦ ૨
અદ્‌ભુત શોભા જીનકી વિલોકી, જન ગુલતાન ભયો રે...કનૈયા૦ ૩
કૃષ્ણાનંદ હરિ મુરત હેરી, રતિવર ગરવ ગયો રે...કનૈયા૦ ૪

**રાગ : ભૈરવી પદ-૧**

**ઢાળ : અદ્‌ભુત દેખોરી**

તેરી છબી ઉર ધારી રે, હો હરિ પ્યારી રે...તેરી૦ ટેક.
છોગે જુત શીર પાઘ ગુલાબી, પેચ સહિત સારી રે...તેરી૦ ૧
ઝળકત લલિત કલંગી લટકે, મોતીનકી લર ભારી રે...તેરી૦ ૨
જરકશી અંબર ભુષણ રાજે, દુલરી તિલરી ધારી રે...તેરી૦ ૩
કૃષ્ણાનંદ હરિ શોભા ઉપર, કોટિ મદન વારી રે...તેરી૦ ૪

**પદ-૨**

છબી અદ્‌ભુત હેરી રે, હો હરિ તેરી રે...છબી૦ ટેક.
બંકી સુંદર સોહત પગિયાં, ઝલક કનક કેરી રે...છબી૦ ૧
ઝગમગ જ્યોત અંગ અતિ સોહે, લાલ બસન પે'રી રે...છબી૦ ૨
માણકી પર બૈઠે રંગભીને, બાજ ઘુમર ઘેરી રે...છબી૦ ૩
કૃષ્ણાનંદ હરિ દરસ દાનસે, પીર હરત મેરી રે...છબી૦ ૪

**પદ-૩**

સોહે હરિ યાર પ્યારો રે, હો નેન તારો રે...સોહે૦ ટેક.
શ્વેત બસન તન સુંદર ધારે, સુમન પાઘ સારો રે...સોહે૦ ૧
નંગ જડીત સોનેરી બિરાજે, કમર કટારો રે...સોહે૦ ૨
બદન ચંદ નિરખત અંતરમે, કરત ઉજીયારો રે...સોહે૦ ૩
કૃષ્ણાનંદ હરિવર અવતારી, સબહિસે અતિ ન્યારો રે...સોહે૦ ૪

**પદ-૪**

તેરી અદ્ભુત બાંની રે, હો દિલજાની રે...તેરી૦ ટેક
અમૃતસે અતિ સરસ રસિલી, સુજન સુખદાની રે...તેરી૦ ૧
તાપ પાપ સબ હરતહે છિનમેં, લેવત મન તાની રે...તેરી૦ ૨
જેહી મુનિજન નિત બેદ બખાને, પાવન ગુનખાની રે...તેરી૦ ૩
કૃષ્ણાનંદ સુની બાની લોભાને, સબ મુનિવર જ્ઞાની રે...તેરી૦ ૪

**રાગ : ખમાચ પદ-૧**

ચિત્તવા ચોરે છે, એરી એરી સૈંયો રે...ચિત્તવા૦ ટેક.
મંદમંદ મુસકાત સાંવરે, નેહરા જોરે છે...એરી૦ ૧
હરે હરે રંગકે બસન બીભુસન, નેપુર બોલે છે...એરી૦ ૨
જરકસી શીર ચિરા પેરે પટ પીરા, સેહેરા સોહે છે...એરી૦ ૩
કૃષ્ણાનંદ કહે યહ છબી નીરખી, જીયરા ડોલે છે...એરી૦ ૪

**પદ-૨**

બંસી બાજે છે, એરી એરી પ્યારી રે...બંસી૦ ટેક
બંસી બજાઈ વ્રજરાજ દુલારે, સુરસે રાજે છે...એરી૦ ૧
મંદ હાસ જુત બદન બિલોકીત, પંકજ લાજે છે...એરી૦ ૨
મોર મુગટ બનમાલ બીરાજે, કુંડલ છાજે છે...એરી૦ ૩
કૃષ્ણાનંદ નીરખી નટનાગર, બિપતિ ભાજે છે...એરી૦ ૪



**રાગ : સોરઠ પદ-૧**

**ઢાળ : કામણગારા છે જી નાથ તારા નેણ**

જાદુગારા પ્યારા ભક્તિકુમાર, મનડો હર્યો છે મારો હરિ યાર-જાદુ૦ ટેક
ટેડી બાંધી છે શીર પાઘ મનોહર, છોગું શોભે છે માંઈ મુગટ આકાર-જાદુ૦ ૧
વામ ભાગ ઝુકી અજબ પેચાળી, ઝળકી રહ્યા છે કનકરા તાર-જાદુ૦ ૨
રતન જડીત શીર પેચ કલંગી, મોતીરા તોરા છે અતિ છબીદાર-જાદુ૦ ૩
કૃષ્ણાનંદ કહે થારી પાઘ છટા પર, વારુ પ્રાણ મન કરી અતિ પ્યાર-જાદુ૦ ૪

**પદ-૨**

પ્યારી માને લાગે રાજ થારી ચાલ, ચિત્તડો ચોરે છે મારો વૃષલાલ-પ્યારી૦ ટેક
ચટકતી ચાંખડી ચરનમે પેરી, રાજે છે કરમે નવલ રુમાલ...પ્યારી૦ ૧
લટકતી ચંચલ ચલની સુંદર, જોઈ લજાઈ ગયો વનમે મરાલ...પ્યારી૦ ૨
કેસર તિલક અનુપ કિયો હે, ભાલ છે વિશાલ અધરબીંબ લાલ...પ્યારી૦ ૩
કૃષ્ણાનંદ કહે બંકી ભ્રકુટી વિલોકી, કંપે છે મનમે થરથર કાલ...પ્યારી૦ ૪

**પદ-૩**

આછી માને લાગે છબી થારી છેલ, ચીતડો ચોરે છે મારો રંગરેલ-આછી૦ ટેક
શ્વેત બસન તન સુંદર ધરિયાં, શ્વેત પાઘ શીર અજબ ધરેલ...આછી૦ ૧
સુમન તોરા હાર ગુચ્છ બાજુબંધ, ફૂલરા ગજરા ધાર્યા અલબેલ...પ્યારી૦ ૨
ચિંતવની ચંચલ જન મનરંજન, છડી સોનેરી પ્યારી કરમે લીધેલ...પ્યારી૦ ૩
કૃષ્ણાનંદ કે' અવતારી હરિવરને, ભાળીને નજરાં મનડાં ઠરેલ...પ્યારી૦ ૪

**પદ-૪**

સહજાનંદ છેલા નાથજી ઉદાર, વાલા લાગો માને પ્રાણરા આધાર-સહ૦ ટેક
સુમનરી પગિયાં શીર પર ધરિયાં, કુસુમરા જામારી ફોર અપાર...સહ૦ ૧
સુમનરાં કુંડલ કાનમે સુંદર, ફૂલરાં નેપુર ચરનમે સાર...સહ૦ ૨

અંગ અંગ ફૂલરાં ભુષન મનોહર, ફૂલરી કરમે છડી છટાદાર...સહ૦ ૩
કૃષ્ણાનંદ કે' જાદુગારા હરિ નેણા, બરસે અમીરો રસ એકધાર...સહ૦ ૪

**રાગ : પરજ - પદ-૧**

**ઢાળ : આવા ને આવા રે, આવા આવા રે, રહેજો મારી**

રૂપનિધાની રે રૂપનિધાની રે,
નેડો મુને, લાગ્યો મોહન તારો રૂપનિધાની રે...ટેક
સહજાનંદ સુંદર અવતારી,
હાંરે પ્યારા ગુણસાગર સુખદાની રે...નેડો૦ ૧
છોગે સહિત શીર પાઘ ગુલાબી,
હાંરે શીરપેચ કલંગી લટકાની રે...નેડો૦ ૨
પોંચી બાજુ રે કડાં સાંકળા કાજુ,
હાંરે ઉર ઉતરી અધિક ઝળકાની રે...નેડો૦ ૩
કૃષ્ણાનંદ સહજાનંદ ઉપર,
હાંરે કીધું તન મન ધન કુરબાની રે...નેડો૦ ૪

**પદ-૨**

છેલ વિહારી રે છેલ વિહારી રે,
પ્યારી મુને, લાગે છબી રે તારી છેલ વિહારી રે...ટેક
શ્વેત અંબર તન ધરિયા સુંદર,
હાંરે ચાલે શ્વેત રૂમાલ કર ધારી રે...પ્યારી૦ ૧
શ્વેત પાઘ શીરપર અતિ રાજે,
હાંરે શોભે છોગું મુગટ અનુસારી રે...પ્યારી૦ ૨
ફુલ કલંગી તોરા બાજુ ગજરા,
હાંરે સોહે સુમન માળ ગલે ડારી રે...પ્યારી૦ ૩
ફુલ ભુષણ હરિ શોભા ઉપર,
હાંરે જાય કૃષ્ણાનંદ બલિહારી રે...પ્યારી૦ ૪

**પદ-૩**

રૂપ સંભારુ રે રૂપ સંભારુ રે,
પ્યારા તારુ, જતન કરીને નિત રૂપ સંભારુ રે...ટેક



અરુણ ચરણમાં ચિહ્ન બિરાજે,
હાંરે નખચંદ્ર હરે અંતર અંધારુ રે...પ્યારા૦ ૧
પાની ઘુટીની છબી સુંદર છાજે,
હાંરે પીંડી જાનું સાથળ ન વિસારુ રે...પ્યારા૦ ૨
કેસરી લાજ્યા કટીલંક જોઈને,
હાંરે નાભી ઉપર ત્રિવળી રુડી ધારું રે...પ્યારા૦ ૩
છાતી ઉપડતી અજબ વિલોકી,
હાંરે કૃષ્ણાનંદ કે' તન મન વારુ રે...પ્યારા૦ ૪

**પદ-૪**

શ્યામ તમારી રે શ્યામ તમારી રે,
વાલી મુને, લાગે વાલમ છબી શ્યામ તમારી રે... ટેક
કંબુ કંઠ ભુજ દંડ પ્રલંબીત,
હાંરે રાજે અધરબીંબ અનુસારી રે...વાલી૦ ૧
નાસા અતિ રાજીત કીર લજારી,
હાંરે ઝરે પ્રેમરસ નેણ છબી ભારી રે...વાલી૦ ૨
ભ્રકુટી શ્યામ કમાન મનોહર,
હાંરે મુખ પર કોટી કંજ શશી વારી રે...વાલી૦ ૩
કૃષ્ણાનંદ શુભ ભાલ તિલકને,
હાંરે જોઈ જાયે વારેવારે બલિહારી રે...વાલી૦ ૪

**રાગ : પરજ સોહની પદ-૧**

પ્યારી મુરત કાન દ્રગ અટકી, જમુના ત્રટકી કુંજ અટનમેં;
નેનસેન મોય લગી નટકી...પ્યારી૦ ટેક
અધર મધુર સુર બંસી બજાવે, બંકી કલંગી શીર લટકી...પ્યારી૦ ૧
કર બરજોરી દુલરી મેરી તોરી, હરલીની સુધ ઘટકી...પ્યારી૦ ૨
ચુનર ફારી પ્યારે ગિરધારી, નીપટ ઝપટ મોયે પટકી...પ્યારી૦ ૩
કૃષ્ણાનંદ પુલકી છબી નીરખત, લગ ગઈ અંગ ઉર ચટકી...પ્યારી૦ ૪

**પદ-૨**

પ્યારી નેન કટારી ઉર ખટકી, વૃંદાવનકી સઘન કુંજમે;
નિરખી શ્યામ પલનાં મટકી...પ્યારી૦ ટેક
મગ બીચ આયકે નેહસું બોલાયે, દૂધકી મટુકીસે પટકી...પ્યારી૦ ૧
આવત દોરે નિઠુર મેરી ઓરે, નેન લગાય ગયે છટકી... પ્યારી૦ ૨
ભઈ મેં દીવાની દીલમેં હુલસાની, લોકલાજ નહીં હટકી... પ્યારી૦ ૩
કૃષ્ણાનંદ મગન છબી નીરખત, કુલકી રીત દઈ છટકી... પ્યારી૦ ૪

**રાગ : પરજ સોહણી - પદ-૧**

નંદરા બિહારી માસું રાર કરે છે રે, મદ છક્યો માને સમુઝાવે;
મારી હેલી રે, નંદરા બિહારી...ટેક
રાર્ય કરે છે મારા પ્રાન હરે છે, યાસે જીયરા ડરે છે...મારી૦ ૧
બાંકી બાંસુરી છેદે માંકી પાંસુરી, થર થર તનરો ફરે છે...મારી૦ ૨
રાજ ગારી દે છે માને ખીજવે છે, પ્યારો માકી લાર ફરે છે....મારી૦ ૩
કૃષ્ણાનંદ કહે કાન હઠીલે, પ્રીતરી ફાંસી ધરે છે...મારી૦ ૪

**પદ-૨**

નંદરા કુંવર થે તો હાર હયારો રે, થેં છોજી પ્રાન હમારો;
આલીજા પિયારે નંદરા...ટેક
હાર હિયારો નેણરો પ્યારો, ઠાકોર જગ ઉજીયારો...આલીજા૦ ૧
દાસી હું તારી છેલા ગિરધારી, માસું કરે નેણ નજારો...આલીજા૦ ૨
વદનરી હાંસી રાજ ડારી ગલે ફાંસી, ભ્રકુટીરો ચાપ થારો ન્યારો..આલીજા૦૩
કૃષ્ણાનંદ કહે મનડો હરે છે, બાંકો થારો કમર કટારો...આલીજા૦ ૪

**રાગ : પરજ પદ-૧**

હો છેલા છનન છમક પગ ધરે, બેગનમે આવા જ્યું મોરે ધામમે...હો૦ ટેક
અધરે બંસીધર રંગમે આલાપ કરે, સુની મુનિ મન હરખ ભરે...હો૦ ૧



બનહુ તે આવે લાલ સંગ લે ગોપાલ બાલ, બદન તે અમૃત રસસો ઝરે...હો૦ ૨
ગલે બીચ ફૂલ હાર તાતે હે ફહાર, કાજુ ભુજબંધ મની મોતીન જરે...હો૦ ૩
અંગ અંગ રંગ રંગ નીરખી ભયો ઉમંગ, કૃષ્ણાનંદ બીલોકી પાતક ટરે..હો૦ ૪

**પદ-૨**

હો પ્યારો ઝલલ ઝલક મુખ કરે, ઉરમેં ધરે હે મુક્તાહાર...હો૦ ટેક
મુખ સુખદેન રેન નિંદસે ભરે હે નેન, નિરખત ત્રિવિધિ તાપ હરે...હો૦ ૧
સેજ સુમન સવારી ક્રિડત સામનાં પ્યારી, બદન તે શ્વેત બિંદુ મોતીન પરે...હો૦ ૨
બેગસે આયે હો રાજ અંકભર મીલે આજ, રુપકી અનુપતાઈ ચંદ જ્યું ઠરે...હો૦ ૩
કૃષ્ણાનંદ દેખી શ્યામ અંતર હોત આરામ, મીલીકે હૈયામે ચરન ધરે...હો૦ ૪

**રાગ : મારુ પદ-૧**

**ઢાળ : મીટલડી મારી રે માવે મને**

મોહન ગિરધારી આવત હરિ, મોહન ગિરધારી...ટેક
હસત હસત આવત મન ભાવત, ચાલ્ય ચટક ન્યારી...આવત૦ ૧
સોનેરી પાઘે ઝુકી વામ ભાગે, છોગે સહિત સારી...આવત૦ ૨
વસન જરીનાં બિરાજે હરિનાં, બિજુરી સમ ભારી...આવત૦ ૩
કૃષ્ણાનંદ નિરખી હરિવરને, હરખત ઉર ધારી...આવત૦ ૪

**પદ-૨**

સુંદર અવતારી પધાર્યા હરિ, સુંદર અવતારી...ટેક
અમૃત બેના કમલદલ નેનાં, ભાલ તિલક ભારી...પધાર્યા૦ ૧
ચંદ લજાવે અતિ મન ભાવે, મુખ છબી સુખકારી...પધાર્યા૦ ૨
મુસકની સોહત જન મન મોહત, ભ્રકુટી કુટીલ પ્યારી...પધાર્યા૦ ૩
કૃષ્ણાનંદ હરિકૃષ્ણ છબી પર, તન મન ધન વારી...પધાર્યા૦ ૪

**પદ-૩**

ગુણવંત ભવહારી સુંદર હરિ, ગુણવંત ભવહારી...ટેક
શ્યામ પલંગ ઉપર પધરાવ્યા, નિરખી હરખ ભારી...સુંદર૦ ૧

દુધડિયે પાવલિયા હરિના, પખાળ્યા હિતકારી...સુંદર૦ ૨
ઉપચારે કરી પૂજ્યા હરિને, હરિપદ ઉર ધારી...સુંદર૦ ૩
કૃષ્ણાનંદ હરિ ભેટી થયો છે, આનંદ અતિ ભારી...સુંદર૦ ૪

**પદ-૪**

વાલમ વનમાળી મોહન હરિ, વાલમ વનમાળી...ટેક
નટવર હેરી પીર હરિ મેરી, રસની રેલ વાળી...મોહન૦ ૧
શિખર ધારી ચતુર બનવારી, લટકે હદ વાળી...મોહન૦ ૨
સુખ એકાંત આપ્યા દુઃખ કાપ્યા, મન ભ્રમણા ટાળી...મોહન૦ ૩
કૃષ્ણાનંદ હરિ મુરત પ્યારી, થકિત ભઈ ભાળી...મોહન૦ ૪



## પ્રાર્થના

### રાગ : કાફી જાડેજી ભાષા પદ-૧

મુજા મેરમ સહજાનંદજી, અસાંજે મોલ અચિજા;
અસાંજે મોલ અચિજાડે, અચિ દીદાર મુકે ડીજા...મુજા૦ ટેક
આંજી અસાંજે મીડી વલૈડા, હેવર મુલાખત ડીજ્યા;
મલુક ફૂલેજી સેજ બીછાઈયાં, તીનતે મથે સુમીજા...મુજા૦ ૧
આંઈજા મુખજી મલુક ગાલીયું, મુકે અચિ સુણાઈજા;
આંઈજા ચપજો રસ અસાંકે, મેર કરી કે પાઈજા...મુજા૦ ૨
મલુક ખેણ આંસારુ કીયાં, આઉ અચિકે આઈ જમિજા;
આઈ અસાકે મીડો વલૈડા, તનજા તાપ મીટાઈજા...મુજા૦ ૩
મિડે ધુના મુજા માફ કરો, મુકે આઈજી વટ રખીજા;
કૃષ્ણાનંદચે આંઈજી મુરત, મુકે દીલ ડીસાઈજા...મુજા૦ ૪

**પદ-૨**

અમિર તાજા સહજાનંદજી, આંઈજો બાનું બનૈયાં;



આંઈજો બાનું બનૈયાંડે, આંઈ બાબત ઉભો ઐયાં...અમીર.ટેક૦
આંઈજે નાલેજી તસબીડે, આંઉ રાતોડી ફેરૈયાં;
આંઈજે મથે મુજ્જો તન મન, ધન કુરબાન કરૈયાં...અમીર૦ ૧
જોડી હથ ઉભો આંઉ ઐયાં, આં અંગિયાં અરજ કરૈયાં;
આંઈજા પેર દબાઈ હાજર, આંજી બંદગી કરૈયાં...અમીર૦ ૨
આંઈ ધરા મીડે સુખ છડ્યાં, આંઈ નેહ બધો પરૈયાં;
મીડે માડુ મું છડ્યાં, આંઉ આકે મલુક વૈરયાં...અમીર૦ ૩
નિગરા નિગરી જાલ દોલત, મીડે દુવલ્લાં કૈયાં;
કૃષ્ણાનંદચે આંઈજી મુરત, અંતર મંજા ધરૈયાં...અમીર૦ ૪

**પદ-૩**

અમીર રાજા સહજાનંદજી, વ્રેમંડ જીવ જગાયા;
વ્રેમંડ જીવ જગાયા વલા, આંઈ જનતે પરચા ડીસાયા...ટેક
બ્રહ્મપુરેદુ ઉતરી મેરમ, મતેજા કીલા નમાયા;
આંઈ જાનિ પરચા અચરત ન્યારી, માડુ આંઈ પેરતે આયા-અમીર૦ ૧
ગંજે ગંજે તે અચિ વલૈડા, સમાધિ જોર જણાયા;
તડે માડુચે જાદુગારા, ભજીતે વંજી છપાયા...અમીર૦ ૨
સમાધિ મંજા ઝઝે માડુ તે, આંઈજા ધામ ડીસાયા;
પોતેજા પરતાપ દોજગતે, હેવર માડુ છોડાયા...અમીર૦ ૩
ધન ધન તેજી માત પિતાકે, સહજાનંદ પેર પાયા;
કૃષ્ણાનંદ કુરબાન વંજ્યાં આઉ, ઈત અચિ શીર નમાયા...અમીર૦ ૪

**પદ-૪**

મુજા મુરસદ સહજાનંદજી, આંઈજી બાંની અઈયાં;
આંઈજી બાંની અઈયાં અચ્યો તો, મનડો આજ મીલૈયાં...મુજા૦ ટેક
હાજર દાસી હુકમજી આંઈ, જી ચૈયો ઈ કૈયાં;
ઉરમે આઠો જામ આંઈજી, મુરતિ ધારી લૈયાં...મુજા૦ ૧

ચરણ તલાએ સોલ ચિન્હ રાજે, ઉર્ધ રેખ સોહૈયાં;
પીંડી પાંની જાનું જંઘા, કટિલંક આંઈજ્યો કૈયાં...મુજા૦ ૨
ઉંડી નાભિ ઉદર અનુપમ, છાતી કે ધેરૈયાં;
કરવર આંઈજો કંઠ અનુપમ, મુખ તે ચંદ લજૈયા...મુજા૦ ૩
નકતે નમણો બીયોકી નાયે, કન નેણ અંજા સોહૈયાં;
કૃષ્ણાનંદચે મૂરતિ મથે આંઉ, સો શીર ઘોર્યા કૈયાં...મુજા૦ ૪



## વિરહ

### રાગ : સોરઠ ત્રિતાલ પદ-૧

એજી મારો મનવા લે ગયો રે, ગુમાની છેલા રે...મનવા૦ ટેક
મનવા લે ગયો બરજોરી પ્યારે, સેનમેં છેહ દયો રે...ગુમાની૦ ૧
બીરહા અનલ જરી પ્રાનસે પીરી, હિયમેં હો ગઈ રે...ગુમાની૦ ૨
કર કર સ્નેહ છેહ દૈ છટક્યો, નેન લગાય દીલ લે ગયો રે...ગુમાની૦ ૩
બતિયાં કીજે અધરરસ દીજે, કૃષ્ણાનંદ મીલ રીઝે રે...ગુમાની૦ ૩

### પદ-૨

એજી મેરો જીયરા લે ગયો રે, શ્યામલડા પ્યારા રે...જી૦ટેક.
જીયરા લે ગયો નેનાકે તારે, મદ છક્યો ગારી દે ગયો રે...શ્યામ૦ ૧
કર ઝક ઝોરી તિલરી મેરી તોરી, લંગરવા મેરે હિય નખ દે ગયો રે-શ્યામ૦ ૨
ભ્રકુટી વિશાલ હાસ કર મોહન, મોસે દગા દે ગયો રે...શ્યામ૦ ૩
કૃષ્ણાનંદ કહે યહ બાનક પર, પ્રાન મન વારી ગયો રે...શ્યામ૦ ૪

### રાગ : બિહાગ પદ-૧

હરિ દરશન કી પ્યાસ, નેનાં તરસત રે;
એરી સૈયો રે, હરિ દરશનકી પ્યાસ...ટેક.
દરસ બિના દેત બિરહા મહા દુઃખ, કહા કહું સુનો સખી બાત...નેના૦ ૧



રેન દીન મોયે તલપત બીતે, ઉર નાહિ હોત હુલાસ...નેના૦ ૨
શ્યામ બિના મેં ભઈહુ દિવાની, અબ કીની મોસે ઘાત...નેના૦ ૩
કૃષ્ણાનંદ ઘનશ્યામકું નિરખી, અંતર પીર બુજાત...નેના૦ ૪

### પદ-૨

શ્યામ ચરનસો પ્રીત, લગી સો જીયરામે;
એરી સખીયન રે શ્યામ ચરનસો... પ્રીત૦ ટેક
મૃદુલ ચરન પ્રફુલ્લીત પંકજ સમ, ચિંતવત મુનિવર નિત...લગી૦ ૧
નખમણી લાલ ઝળક દશ અંગુલી, ચોર લીયો મેરો ચિત્ત...લગી૦ ૨
સોળ ચિહ્ન અરુણતલુ બીચ, ઉર્ધ્વરેખસે અંકિત...લગી૦ ૩
કૃષ્ણાનંદ યહ પદ ઉર ધારી, હો ગઈ ઉલટી રીત...લગી૦ ૪

### રાગ : બિહાગની ઠુમરી પદ-૧

### ઢાળ : તોરા મોરા જીયરા એક રે પ્યારે

પ્યારે તોરા મોરા નેહરા ભારી રે પ્યારે...પ્યારે૦ ટેક
સબસે પ્રીત તોરી તુમસે જોરી, જાની સાચે હિતકારી રે...પ્યારે૦ ૧
કપટી કુટીલ સગે સબ તુમ બીના, માત તાત સુત નારી રે...પ્યારે૦ ૨
નિજ સ્વારથ સાધન પરપંચી, કરત છાર તન જારી રે...પ્યારે૦ ૩
કૃષ્ણાનંદ કહત તુમ જેસે, ઓર નહીં સુખકારી રે...પ્યારે૦ ૪

### પદ-૨

તોરી થોરી હસની પ્યારી રે લાલા...તોરી૦ ટેક
હસનીમે મેરો મન હર લીનો, લગન લગી હે તિહારી રે...લાલા૦ ૧
હાસ વિલાસ વાસ સુખકેરે, જાદુ ભરે જામે ભારી રે...લાલા૦ ૨
જાદુસે છોડી રાજ સુખ સારે, ભુપ ભયે ભેખ ધારી રે...લાલા૦ ૩
કૃષ્ણાનંદ કહે કામણ કીનો, નેન સેન મોય મારી રે...લાલા૦ ૪

### પદ-૩

તોરી મોરી જોર ઠેરાની રે પ્યારે...તોરી૦ ટેક
સુખસાગર જાની કીની જોરી, હાથ તિહારે બેકાની રે...પ્યારે૦ ૧

તુમ વિના ઓર કછુ નહીં ભાવે, તોરે ચરન લપટાની રે...પ્યારે૦ ૨
તિહારે દરસ બિના તરસત નેનાં, મોહન રુપનિધાની રે...પ્યારે૦ ૩
કૃષ્ણાનંદ તુમ પર કર દીને, તન મન ધન કુરબાની રે...પ્યારે૦ ૪

**પદ-૪**

તોરી મોરી જીવન બાની રે લાલા...તોરી૦ ટેક
બાની સુની તોરી અમૃત જેસી, હોત સકલ દુઃખ હાની રે...લાલા૦ ૧
પતીત પાવની સબસે ન્યારી, મુનિજનકે મન માની રે...લાલા૦ ૨
મધુર અગાધ બોધ સુખદાની, ગુણ મણિગણકી ખાની રે...લાલા૦ ૩
કૃષ્ણાનંદ કહત યહ બાની, બુધ જન બેદ બખાની રે...લાલા૦ ૪

**રાગ : દાદરા પદ-૧**

ઉધો ઘનશ્યામકી સુને કુન બાત રે, સુને કુન બાત રે સુને-ઉ૦ ટેક
પ્રથમ રહે નેનાં આગે દિનરાત રે, અબ તો પિયા સટકે કાન બોત દિયા ઘાત રે-ઉ૦ ૧
ચિત્ત લલચાવે ગાવે બેન બજાત રે, હમસું સ્નેહ કીયે છેહ દઈ જાત રે-ઉ૦ ૨
જલ વિના મીન જેસે ઉરઝાત રે, તેસે વ્રજરાજ વિના કછુ ન સોહાત રે-ઉ૦ ૩
કૃષ્ણાનંદ ગોપી વિરહ જરાત રે, ઘરી ઘરી પલક કલપ સમ જાત રે-ઉ૦ ૪

**પદ-૨**

ઉધો હરિ નિઠુરાઈ કઈ નહીં જાય રે, કઈ નહીં જાય રે કઈ... ઉધો૦ ટેક.
નેનન સેન મારી જદુરાય રે, પરવસ કીને પ્રાણ અતિ ઉરઝાય રે...ઉ૦ ૧
સ્વારથ કારન ઘર ઘર જાય રે, બોલત વચન દીન લેશ ન લજાય રે...ઉ૦ ૨
પીર ન જાને પરકી જરાય રે, કલ બલ છલ કરી પરકું રીઝાય રે...ઉ૦ ૩
કૃષ્ણાનંદ વ્રજનારી પીરાય રે, તલફ તલફ નિશદિન સબ જાય રે...ઉ૦ ૪

**પદ- ૩**

ઉધો હમ કાનકી જાની સબ બાત રે, જાની સબ બાત રે જાની...ઉધો૦ ટેક.
સુર્પનખા આઈ બરનેકી આશ રે, નાસિકા કર્ન ખોઈ ગઈ બિલલાત રે..ઉ૦ ૧
કપટ ઝપટ કરી કિયે શરઘાત રે, સુગ્રીવ બંધવકે ભયે તન પાત રે...ઉ૦ ૨



રાવણકું હને જાનકી કાજ રે, તજ દીની વાકુ કરુના નહીં આત રે...ઉ૦ ૩
કૃષ્ણાનંદ કહે ગોપી સાથ રે, કપટ નિપટ વાકો કહ્યો નહીં જાત રે...ઉ૦ ૪

**પદ-૪**

ઉધો તુમ શ્યામકું કૈયો યહ જાય રે, કૈયો યહ જાય રે કૈયો...ઉધો૦ ટેક
હમકું બિસર ગયે જદુરાય રે, બાલમ રયે કુબરીસુ લલચાય રે...ઉ૦ ૧
કુબરીકે સંગ રયેરી લોભાય રે, યહ જસ રયે સબ જગ પસરાય રે...ઉ૦ ૨
ઘરી પલ છીન યાતે દુર ન રહાય રે, યેહી બીના આન કછુ મન ન સોહાય રે...ઉ૦ ૩
કૃષ્ણાનંદ કહે કુબરી કુજાત રે, યાસું હરિ પ્રીત કરી લેશ ન લજાત રે...ઉ૦ ૪

**ઢાળ : પધારોને સહજાનંદજી હો**

મારા છેલ છબીલા લાલ રે, મહારાજા મેરા યાર...ટેક
વાટ જોઈને હું ઉભી છું, ઘણી ઘડી થઈ આજ;
તમે પધારો નાથજી, તો સરે મારાં કાજ રે...મહા૦ ૧
તમ વિના મારા નાથજી, મારી કોણ લેશે સંભાળ;
જો તમે સામું નહીં જુઓ તો, દુરીજન દેશે ગાળ રે...મહા૦ ૨
આંખેથી આંસુ ઝરે રે, હૈડે આગ અપાર;
ચાલો તો મંદિરીએ જઈએ, માણકીના અસવાર રે...મહા૦ ૩
શરણાગતની સામું જુઓ, રાખો બાંય ગ્રહેકી લાજ;
સહજાનંદજી નામ તમારું, સહેજે પધારો આજ રે...મહા૦ ૪
રાતદિવસ મને ઝંખના રહે છે, અક્ષર પરની આશ;
ચરણ સમીપે રહેવાની પૂરો, કૃષ્ણાનંદની આશ રે...મહા૦ ૫

**રાગ : કરાઈડો પદ-૧**

**ઢાળ : મોહન મોલ પધારો, રંગભીના રે**

મોહન નેન નજારો, રંગરેલા રે;
નેન નજારો મુને લાગે અતિ પ્યારો...રંગ૦ ટેક.
નેન નજારે મુને, ઘાયલ કીધી વાલા;
સુખ નહિ સેજે લાગે સબ જગ ખારો...રંગ૦ ૧

નેન કટારી ડારી, સુધ જો વિસારી મારી;
કાળજડું કોરી ગયો ધર્મદુલારો...રંગ૦ ૨
દરદ દિવાંની ડોલું, નેન નિંદ નવ આવે;
પરવશ પ્રાણ કરે મોહન પ્યારો...રંગ૦ ૩
કૃષ્ણાનંદ કહે હરિ, પ્રાણજીવન મારો;
ચિત્તડું ચોરે છે મારુ છેલ જાદુગારો...રંગ૦ ૪

**પદ-૨**

બાનક શ્યામ તમારી, આવો ધારું રે;
શ્યામ તમારી પ્યારા, નવલવિહારી...આવો૦ ટેક
હેમ બુટા છટાદાર, પેર્યો લાલ સુરવાલ;
નાડી હિર કેરી શોભે જરકસી તારે...આવો૦ ૧
જરકસી ધારી પાઘ, ઢરકત વામ ભાગ;
ઝળકત છોગે જુત સુરજ લજારી...આવો૦ ૨
જરકસી જામો ખભે, શેલું ગુલાબી ધાર્યું;
કટિતટ રેટો લાલ સોહે અતિ ભારી...આવો૦ ૩
કૃષ્ણાનંદ કહે કડાં, સાંકળા રાજે બાજુ;
સોનેરી ઉતરી મોતીમાળા ઉર સારી...આવો૦ ૪

**પદ-૩**

નેણુમેં મુરતિ પ્યારી, આવો રાખું રે,
મુરતિ પ્યારી છેલા ચતુર તમારી...આવો૦ ટેક
શ્વેત ધોતી સારી પેરી, શ્વેત પાઘ ધારી લેરી;
છોગાની બની છે છબી સુંદર તારી...આવો૦ ૧
શ્વેત જામો ફૂલ કારી, શ્વેત ખેસ ઓઢે પ્યારો;
શ્વેત રુમાલ કર હંસ અનુસારી...આવો૦ ૨
ફૂલ તોરા કાજુ બાજુ, ગજનેહરા પ્યારા;
ચિત્તને ચોરે છે ફૂલ ગુચ્છ પોંચી પ્યારી...આવો૦ ૩



કૃષ્ણાનંદ કહે હરિ, અવતારી હેરી પ્યારો;
કોટી મદન મદહારી ઉર ધારી...આવો૦ ૪

**પદ-૪**

વાલમ ચાલ્ય તમારી, રંગભીનારે;
ચાલ્ય તમારી છેલા અતિ સુખકારી...રંગ૦ ટેક.
ચાલ્ય જોઈ હંસ લાજી, વનમેં જાઈને રહ્યો,
ગજ ડારે શીર પર ધુર ઉછારી...રંગ૦ ૧
ફૂલ સુરવાળ પેર્યો, કટિ તટ શોભે સારી,
પાઘ ફૂલાની શીર ધારી ગિરધારી...રંગ૦ ૨
ફૂલડાનો જામો પેરી, છેલ તોરંગી લેરી,
ફૂલ છડી ધારી કર રાજે બનવારી...રંગ૦ ૩
કૃષ્ણાનંદ કે મુખ પર, કોટિ ચંદ વારું વાલા,
તાપ હરે ઝરે વચનામૃત ભારી...રંગ૦ ૪



## ઉપદેશ

**રાગ : ધનાશ્રી પદ-૧**

**ઢાળ : નારાયણ નામ સમરલે તું ભાઈ**

નારાયણ નાથસે કરલે તુ પ્યાર રે, હરિકો સમરન કરલે તું સાર...નારા૦ ટેક
ભવસાગર તરવેકી એ નૈયાં, નૌતમ હે નિરધાર...નારા૦ ૧
નિજ શરનાગત પાલન પ્યારે, ભક્તવત્સલ હે ઉદાર...નારા૦ ૨
સબ પરિવાર હે તેરે ધુતારે, ઈનસે ન કર રતિ સાર...નારા૦ ૩
કૃષ્ણાનંદ સુખદ દ્રગ તારે, ભજ હરિ ધર્મકુમાર...નારા૦ ૪

**પદ-૨**

સહજાનંદ નામ સમર લે તું ભાઈ, નારાયણ સમરન કર લે તું ભાઈ-સહ૦ ટેક
એહિ નામસે સુખ બહુ પાયા, ધ્યાન ધરો મુદ પાઈ રે...સહ૦ ૧

અંતસમે કોઉ કામ ના આવે, ધામ ધરા દુઃખદાઈ રે...સહ૦ ૨
જાર છાર કરેંગે તન તેરે, રખે નાહિ લેશ સગાઈ રે...સહ૦ ૩
કૃષ્ણાનંદ યેહિ નામ રટનસે, ફિર ભવમેં નહિ આઈ રે...સહ૦ ૪

**પદ-૩**

નારાયણ ભજન કરલે કમાઈ રે, હરિકો નામ સમર્ય હુલસાઈ રે-નારા૦ ટેક
તજી પરમાદ લોભાદિ અઢારે, વિષય વિકાર વહાઈ રે...નારા૦ ૧
કાલ કરાલ વ્યાલ તન તેરે, નાશ કરેંગી છીનમાઈ રે...નારા૦ ૨
એહિ ભજન વિના વિપત ન જાવે, નરક પીરસે મુંઝાઈ રે...નારા૦ ૩
કૃષ્ણાનંદ કહત સુખ પૈહો, હરિકે શુભ ગુન ગાઈ રે...નારા૦ ૪

**પદ-૪**

સહજાનંદ શરન તું કરલે સુજાનરે, પ્રભુકો ચિતવન કર્ય તજી માનરે-સહ૦ ટેક
પુરુષોતમ હરિ સબસે ન્યારે, ગુન સુખરુપ નિધાન રે...સહ૦ ૧
ભક્ત મનોરથ પુરત પ્યારે, દેત અભય ભગવાન રે...સહ૦ ૨
કરુણા સાગર સુર શીરતાજા, ઓર નાંહિ જીનકે સમાન રે...સહ૦ ૩
કૃષ્ણાનંદ કહે જીનકે ઉમંગે, કરત મુનિજન ધ્યાન રે...સહ૦ ૪

**પદ-૫**

નારાયણ નાથસે લગી મોય પ્યાર રે, હરિકો રુપ મનોહર સાર રે-નારા૦ ટેક
શ્વેત બસન સુંદર તન રાજે, શ્વેત પાઘ છબીદાર રે...નારા૦ ૧
શ્વેત રુમાલ લલિત કર સોહે, લટક ચલત કીરતાર રે...નારા૦ ૨
કરુનામૃત બરસત ચિત્તચોરે, નેનન પ્રેમ અપાર રે...નારા૦ ૩
કૃષ્ણાનંદ મદન લખી લાજે, સુંદર હરિવર યાર રે...નારા૦ ૪

**પદ-૬**

સહજાનંદ મોહનવર રંગરેલ રે, નારાયણ રાજત હરિ અલબેલ-સહ૦ ટેક
અંગ અંગ નૌતમ છબી છાજે, ભક્ત મન અટકેલ રે...સહ૦ ૧
પીત બસન પગિયન બીચ છોગે, મોતી તોરે લટકેલ રે...સહ૦ ૨
સુખકો સદન હે બદન પિયાકો, મંદ હાસ અલબેલ રે...સહ૦ ૩
કૃષ્ણાનંદ કહે ધરમદુલારે, ધારત ઉર હરિ છેલ રે...સહ૦ ૪



**પદ-૭**

નારાયણ નૌતમ બેસ હે બનાઈ રે, સહજાનંદરૂપ અજબ હે સુહાઈ રે-નારા૦ ટેક
ધારત લાલ બસન મન પ્યારો, શેલુ ગુલાબી છબી છાઈ રે...નારા૦ ૧
પાઘ કસુંબી ચટક રંગ સોહે, છોગેકી જુગત બનાઈ રે...નારા૦ ૨
મોતીન હાર ઉતરી ઉર છાજે, લખી જેહિ ભક્ત લોભાઈ રે...નારા૦ ૩
કૃષ્ણાનંદ નિરખી યહ શોભા, મનમથ કોટિ લજાઈ રે...નારા૦ ૪

**પદ-૮**

નારાયણ રુપ અનુપ હે ઉદાર રે, હરિકે અદ્ભુત ગુન હે અપાર રે-નારા૦ ટેક
જરકસી પગિયાં ધરત મતવારે, છોગે મુગટ અનુસાર રે...નારા૦ ૧
જરકસી સુંદર અંબર ધારે, સુરજ લજાવનહાર રે...નારા૦ ૨
મુખ છબી ચંદસરોજ લજાવે, અધર બિંબ અનુસાર રે...નારા૦ ૩
કૃષ્ણાનંદ હરખી લખી પ્યારે, બાર બાર બલિહાર રે...નારા૦ ૪

**રાગ : ગરબી પદ-૧**

**ઢાળ : લાગ્યો મારે નટવરથી નેડો**

ભજ નર હરિવર ભયહારી, કે વિષય વિકારને વિસારી રે...ભજ૦ ટેક
કે મધુ લવ જેવા સુખ સારુ, કે એળે જાય આયુષ તારુ;
કે થાશે તારે જમ કેરુ લારુ રે...ભજ૦ ૧
કે જેમ કસાઈ ઘેર વેચાણી, કે બકરી મરે ત્રણ લોભાણી;
કે તેમ મરે ફેલી પ્રાણી રે...ભજ૦ ૨
કે વિષય ખાટકી ઠગ જેવા, કે સરપ ઝેર સરખા કેવા;
કે મૂરખ જાય તેમા સુખ લેવા રે...ભજ૦ ૩
કે વિષય વિકળ જે જન થાશે, કે કૃષ્ણાનંદ તે મૂંઝાશે;
કે નરક કુંડના દુઃખ થાશે રે...ભજ૦ ૪

**પદ-૨**

કર્ય નર હરિ સંગે નેડો, કે તજી દેને જમપુરનો કેડો રે...કર્ય૦ ટેક
કે તુચ્છ વિષયથી શું મળશે, કે જેથી અંતર અતિ બળશે;
કે ભવભટકણ તેમાં મળશે...કર્ય૦ ૧
કે પંચવિષયને ઉર ધારી, કે વિસાર્યા જેણે ગિરધારી;
કે તેણે જનુની ભારે મારી રે...કર્ય૦ ૨
કે વિષય પુરમા જે ચડીયા, કે મોક્ષ મારગથી તે પડિયા;
કે રાત દિવસમાં રડવડિયા રે...કર્ય૦ ૩
કે પંચ વિષય જેણે પરહરિયા, કે કૃષ્ણાનંદ તે સુખમાં ભરિયા;
કે હરિ તેણે રાજી કરિયા રે...કર્ય૦ ૪

**પદ-૩**

કર્ય નર હરિવરનું શરણું, કે મટે તારે જનમ ને મરણું રે...કર્ય૦ ટેક
કે વિષય ઝેરના કુપ કહ્યા, કે તેમાં બહુ જન બુડી ગયા;
કે પાપ દોષ જે માંઈ રહ્યાં રે...કર્ય૦ ૧
કે ભોગમા જે જનને પ્રીતિ, કે પશુ સરખી તેની રીતિ;
કે તે જગમાં ન ગયા જીતિ...કર્ય૦ ૨
કે જે ચડ્યા વિષયને ચાળે, કે બે લોકનાં તે સુખ ટાળે;
કે તે ઠાલું અંતર બાળે રે...કર્ય૦ ૩
કે કૃષ્ણાનંદ એવા દુઃખ જાણી, કે ભોગને ત્યાગ કરો પ્રાણી;
કે સમરો હરિ સારંગપાણી રે...કર્ય૦ ૪

**પદ-૪**

ત્યાગીને એમ સમજી લેવું, કે તન અભિમાન તજી દેવું રે...ત્યાગી૦ ટેક
કે ભેખ ધરીને જે ત્યાગી, કે થાય વિષયમાં અનુરાગી;
કે શ્વાનની સમ તે અભાગી રે...ત્યાગી૦ ૧
કે અંતર વિષયની આશ ઘણી, કે બેસે ઉપરથી બણી રે ઠણી;
કે થાશે ફજેતી તેહ તણી રે...ત્યાગી૦ ૨



કે આશ્રમ ધર્મથી ભ્રષ્ટ થયો, કે ભોગ જોગમાં તે ન રહ્યો;
કે બગડેલ દુધની તોલે થયો રે...ત્યાગી૦ ૩
કે કામ ક્રોધમાં જ રત રહે, કે કૃષ્ણાનંદ તે સુખ કેમ લહે;
કે ત્યાગી તેહને કોણ કહે રે...ત્યાગી૦ ૪

**રાગ : ઠુમરી પદ-૧**

**ઢાળ : દુસરો કોન સુખદાઈ શ્યામ બીના**

નારાયણ સુખકારી, સમર્થ તુમ નારાયણ સુખકારી રે...નારા૦ ટેક
એહી સમરન બીના ગર્ભવાસકે, દુઃખ પાવે તુમ ભારી રે;
લખચોરાસી જનમ મરન દુઃખ, પૈહો વારમવારી રે...નારા૦ ૧
ઉંટ બેલ ખર આદીક તનુ ધરી, ભાર વહેગી અપારી રે;
ભુખ તરસ અરુ દરદ મારસે, રોવેગી બોત પોકારી રે...નારા૦ ૨
જેહી કારન તુમ પાપ કરતહે, હોત ફજેત અનારી રે;
અંત સમે કોઈ કામ ન આવે, ધામ ધરા ધન નારી રે...નારા૦ ૩
કાલ પારાધી હેરત નિશદિન, મારેગા સાંજ સવારી રે;
કૃષ્ણાનંદ કે ચેત સવેરો, ભજ હરિ ભવ ભયહારી રે...નારા૦ ૪

**પદ-૨**

હરિકે ગુન ક્યું ન ગાવે, બાવરે હરિકે ગુન ક્યું ન ગાવે...હરિ૦ ટેક
લોહ જંજીર જકડકર તોકું, જમપુર જમ લઈ જાવે રે;
જમકે દુતા જુતા મુદગર, માર માર મુરઝાવે રે...હરિકે૦ ૧
જરત અગનમે જોર તનકુ, મારત મહેર ન આવે રે;
આંખનમે પુની લોહ ચુગાવે, કાટી કાટી તન ખાવે રે...હરિકે૦ ૨
ફાંસી દેવે સુલી પરોવે, સાપ વીંછી લપટાવે રે;
લોહ જંત્રમે પીસત તાસે, છોયાસી તન થાવે રે...હરિકે૦ ૩
લોહ પુતરી અગન ધગાયકે, આલિંગન લેવરાવે રે;
કૃષ્ણાનંદ યહ આદિક પીરા, કહત પાર નહી આવે રે...હરિકે૦ ૪

**પદ-૩**

ભજીલે શ્યામ સુખદાઈ, મુરખ નર ભજી લે શ્યામ સુખદાઈ રે...ભજી૦ ટેક
તીન તાપમે જરત નિરંતર, ધન ધુતનકું ધાઈ રે;
પરધન હરત તકત પરનારી, રખત ન લેશ ભલાઈ રે...ભજી૦ ૧
વિષય વિકલ દિન-રાત ફિરત હે, કરત હે બોત બુરાઈ રે;
ખર કુકર સુકર સમ ભટકત, કરત પાપ મુદ પાઈ રે...ભજી૦ ૨
ચલત મરોર માન મદ માતે, જોબન જોર જનાઈ રે;
મેરી મેરી કરત ફિરત હે, કીની ધુર કમાઈ રે...ભજી૦ ૩
પેટકે કાજ અકાજ કરત હે, વૃથા આયુષ સબ જાઈ રે;
કૃષ્ણાનંદ કે માન્ય શિખામણ, ભજ હરિ કુમતિ બહાઈ રે...ભજી૦ ૪

**પદ-૪**

હરિ સાચે હિતકારી, સમર નર હરિ સાચે હિતકારી રે...હરિ૦ ટેક
હરિ વિના સબ પ્રાણી સ્વારથ પર, માત તાત સુત નારી રે;
લુસત ચુસત દોલત તેરી, કરત ચાકરી ભારી રે...હરિ૦ ૧
અંત સમે હરિ ભજન ભુલાવે, ઓરહી દેત સંભારી રે;
કપટ ઝપટ કરી હરત ધનાદિક, તનકું દેવત જારી રે...હરિ૦ ૨
જમપુર દ્વારી કરત ખુવારી, કારી નાગની નારી રે;
યાસું નેહ જોરી કે પામર, પામત વિપત્તિ ભારી રે...હરિ૦ ૩
ચિંતામણી સમ સુંદર નર તન, મિલત ન વારમવારી રે;
કૃષ્ણાનંદ કે ભજ હરિ પ્રાણી, વિષય વિકાર વિસારી રે...હરિ૦ ૪

**રાગ : ધોળ પદ-૧**

**ઢાળ : હેલી જોને આ નંદકુમાર સલુણો શોભતા**

નર પાપ મારગ કરી દુર ભજો ભગવાનને;
કરો હરિચરણે અતિ પ્રીત તજો અભિમાનને...૧
જેવાં ધતુરાનાં બીજ કે મોદક ઝેરના;
તેવા ભોગ જાણો દગાદાર કરનાર કેરના...૨



જેમ પારાધી છળ કરી વીંધે બાણે પશુવૃંદને;
તેમ વિષય કરે છે ખુવાર નર મતિમંદને...૩
જેમ ફાંસિયા મારી નરને હરે તેના ધનને;
કૃષ્ણાનંદ કહે તેમ વિષય દુઃખી કરે જનને...૪

**પદ-૨**

ભજો જન તમે આણી ઉછાવ હરિ સુખદેણને;
માનો પ્રીત કરી હિતકારી સંતના વેણને...૧
જેમ હળાહળ કરાળ દાવાનળ ઝાળ છે;
તેમ જાણો વિષય દુઃખદેણ પ્રાણીના કાળ છે...૨
એવા વિષયનો વિશ્વાસ વિવેકી ન આણજો;
કાકવિષ્ટા અહિ અંગાર વિંછી જેવા જાણજો...૩
જેમ દીપડો તલપીને છળિયો પશુના પ્રાણ હરે;
તેમ કૃષ્ણાનંદ કે' વિષય પ્રાણીને હેરાન કરે...૪

**પદ-૩**

પ્રાણી આવો અવસર પામીને મનમાં વિચારજો;
કરી સંત સમાગમ નિત્ય હરિ ઉર ધારજો...૧
જેમ પતંગ પડી અનલમાં બાળે છે શરીરને;
તેમ ભોગથી દુઃખ અપાર છે નર અધીરને...૨
જેમ વેરી રાખી અતિ દાવ વીંધે મારી બાણને;
તેમ વિષય કરી કળ છળ હરે જનપ્રાણને...૩
જેમ ઢીમર જાળમાં ઝાલી મારે છે મીનને;
તેમ કૃષ્ણાનંદ કહે ભોગ મારે મતિહીનને...૪

**પદ-૪**

પામી સુંદર નરતન જન રાજી કરો શ્યામને;
તજો વૈર વિકર્મ ને મોહ મત્સર મદ કામને...૧

કરે મોક્ષમાં વિઘન વિષય પાડે સતસંગથી;
પામે નરક કુંડના દુઃખ પ્રાણી એના સંગથી...૨
એવા ભોગમાં લોભ્યા જે જન તજી વૃષચંદને;
તેને દુઃખનો ન વારને પારકે ગભરુ મંદને...૩
તજે હરિનું ભજન ગમાર વિષયમાં મોઈને;
કૃષ્ણાનંદ તે તજી અમૃત ઝેર પીયે જોઈને...૪



## સ્નાનલીલા

**રાગ : સારંગ પદ-૧**

**ઢાળ : અમરના સરદાર**

રાજત સહજાનંદ, નાવ પર રાજત સહજાનંદ;
અક્ષરપર પુરુષોત્તમ પ્યારે, અવતારી સુખકંદ...નાવ૦ ૧
કોટી મેન મદ હરન વિહારી, નિરખત હે જનવૃંદ;
અંગ અંગ ભુષણ છબી છાજત, દેત હે પરમાનંદ...નાવ૦ ૨
નિરખી બદન કી શોભા સુંદર, લાજત પુરણચંદ;
કૃષ્ણાનંદ હરિ છબી મન રંજન, હેરી રીત ભવફંદ...નાવ૦ ૩

**પદ-૨**

નાવ ચઢે વૃષલાલ, બિરાજત નાવ ચઢે વૃષલાલ;
ભાતી ભાતી કે રંગસે રાજત, નૌકા લલિત વિશાલ...બીરા૦ ૧
જીનમે વિધ વિધ રંગકે સોહત, તોરન ધ્વજકે તાલ;
લેતહે દધિકો દાન મનોહર, કરતહે જલમે ખ્યાલ...બીરા૦ ૨
જરકસી અંગિયા જરકસી અંબર, ગલે મોતીયનકી માલ;
કૃષ્ણાનંદ નિરખી હરિ સુંદર, અતહિ ભયે હે નિહાલ...બીરા૦ ૩



**પદ-૩**

રાજે ધરમ કુમાર, નાવ ચઢી રાજે ધરમ કુમાર;
મંગલ જળ લીલાકું વીલોકન, આયે સુર કરી પ્યાર...નાવ૦ ૧
દેવ દુંદભી ગગન બજાવત, બરખે ફુલ એક ધાર;
નભ બ્રહ્માદિ વીમાનસે છાયો, બંદત નેહ અપાર...નાવ૦ ૨
ગાયક મુદિત દેવકે ગાવત, નાચત અમરકી નાર;
કૃષ્ણાનંદ હરિવર છબી હેરી, બાર બાર બલિહાર...નાવ૦ ૩

**પદ-૪**

બેઠે નાવ સુખધામ, રસિક પિયા બેઠે નાવ સુખધામ;
ધીર સમીર તીર નરનારી શોભાધામ, નીરખત મન અભિરામ-રસિક૦ ૧
હરિ દેખી મનોહર મુરત, બીસરે ધન તન ધામ;
તાલ મૃદંગ બજાવત ગાવત, રીઝત પુરણકામ...રસિક૦ ૨
બાજત બાજે વિધવિધકે દિશ, ગાજત હોત આરામ;
કૃષ્ણાનંદ હરિજન ચિત્ત ચોરત, મનમોહન ઘનશ્યામ...રસિક૦ ૩



## હિંડોળા

**ઢાળ : મારા વાલાજી શુ વાલપ દીસે રે : પદ-૧**

હાંરે ઝુલે સહજાનંદ સુહાગી રે; હરિવર હિંડોળે રે,
ચિત્તડાને ચોરે રે...હાંરે૦ ટેક
સોનેરી સુરવાલ મનોહર, નાડી હીર કેરી રાજે રે;
જરકસી જામો પાઘ સોનેરી, તેમાં છોગુ અતિ છાજે રે...હરિ૦ ૧
ઉર શીર પેચ કલંગી સારી, મોતી તોરા છબી ભારી રે;
નંગ જડીત કુંડલ અતિ સોહે, સોનેરી ઉતરી ધારી રે...હરિ૦ ૨
રતન જડીત બાયે બાજુ સાર, હેમકડાં છબી ન્યારી રે;
કૃષ્ણાનંદ ઘનશ્યામ છબી પર, વાર વાર બલિહારી રે...હરિ૦૩

### પદ-૨

હાંરે ઝુલે લલિત હિંડોળે નાથ રે; સુંદરવર પ્યારો રે,
ધર્મનો દુલારો રે...હાંરે૦ ટેક
પીરે વર સુરવાર પહીરે, પીરો જામો અતિ શોભે રે;
શીરપર પીરી પગિયાં સુંદર, પીરે તોરે મન લોભે રે...સુંદર૦ ૧
પીરે ગુચ્છ બાજુબંધ ગજરા, પીરો તે ગેંદ ઉછાળે રે;
પીત સુમન કુંડળ કાનમે, પીત ચંદન છે ભાલે રે...સુંદર૦ ૨
ચરનમે પીરે નુપુર સોહે, પીરે હાર છબી સારી રે;
કૃષ્ણાનંદ સહજાનંદ હરિ કી, મુરતિ લાગત પ્યારી રે...સુંદર૦ ૩

### પદ-૩

હાંરે ઝુલે સ્વામિનારાયણ શ્યામ રે; હિંડોળે હરિવર સુખકારી રે,
શોભા અતિ ભારી રે...હિંડોળે૦ ટેક
બહુમુલી વર વસન કસુંબી, ધાર્યા તન વનમાળી રે;
ચટક કસુંબી રંગ મનોહર, મોળીડે હદ વાળી રે...હરિ૦ ૧
કોટી કમલ નેન પર વારુ, મુખ પર કોટી ચંદ રે;
ભાલ વિશાળ તિલક છબી ભાળી, મોહી રહ્યા જનવૃંદ રે...હરિ૦ ૨
અધરબીંબ સમ દંત રૂપાળા, કુંદકળી અનુસારી રે;
કૃષ્ણાનંદના નાથને નીરખ્યા, ધન્ય તે નર ને નારી રે...હરિ૦ ૩

### પદ-૪

હાંરે ઝુલે સહજાનંદ હિંડોળે રે, હરિવર બહુનામી રે,
જન અંતરજામી રે...હાંરે૦ ટેક
મોતી રતન જડેલ હિંડોળે, દોરી રેશમની સારી રે;
ઝુલાવે સહજાનંદ હરિને, હેતે મુનિ બ્રહ્મચારી રે...હરિવર૦ ૧
અમૃત ભરી નજરે હેરીને, રંગડાની રેલું વાળી રે;
ગૌર કપોલ તિલ ત્રાજુ રાજે, નાસા અતિ અણીયાળી રે...હરિવર૦ ૨
શેષ શારદા નિગમ મુક્ત કવિ, પાર જેનો નવ પાવે રે;
કૃષ્ણાનંદ તે સહજાનંદને, સંક્ષેપે કરી ગાવે રે...હરિવર૦ ૩



### રાગ : સોરઠ પદ-૧

### ઢાળ : જોયા શ્રીધર્મકુમાર ચતુરવર

ઝુલત શ્રીહરિરાય, હિંડોળેમે ઝુલત શ્રીહરિરાય...ટેક.
ચાર સ્થંભ મણિ જડીત કંચનકે, દેખત અતિ મુદ થાય...હિંડોળે૦ ૧
એક એક ઓર દ્વાર તીન તીન હે, છબી બરની નહી જાય...હિંડોળે૦ ૨
ચારુ શીખર વર ચાર ખુને પર, તા બીચ શિખર સોહાય...હિંડોળે૦ ૩
કૃષ્ણાનંદ તા પર કળશ હેમકે, શોભા અતિહી રહી છાય...હિંડોળે૦ ૪

### પદ-૨

ઝુલત ધર્મકુમાર, હિંડોળેમે ઝુલત ધર્મકુમાર...ટેક.
દેવ વિમાન સમ અજબ હિંડોળો, કંચન મણિમય સાર...હિંડોળે૦ ૧
કંચન જડીત રતન શુભ ધારે, મસ્તક મુગટ ઉદાર....હિંડોળે૦ ૨
મકરાકાર વર કુંડળ કાનમે, ઝળકત કાંતિ અપાર...હિંડોળે૦ ૩
કૃષ્ણાનંદ સહજાનંદ હરિ પર, પ્રેમ પુલકી બલિહાર...હિંડોળે૦ ૪

### પદ-૩

ઝુલત શ્રીવૃષલાલ, હિંડોરમે ઝુલત શ્રીવૃષલાલ...ટેક.
જરકસી વસન મનોહર રાજે, ઉર પર મોતીન માલ...હિંડોળે૦ ૧
નવલ કલંગી શીર પેચ સેહરા, જરકસી પાઘકો તાલ...હિંડોળે૦ ૨
કેસર તિલક કિયે અતિ સુંદર, વીલસિત ભાલ વિશાલ...હિંડોળે૦ ૩
કૃષ્ણાનંદ હરિવર અતિ રાજત, શરણાગત પ્રતિપાલ...હિંડોળે૦ ૪

### પદ-૪

ઝુલત સહજાનંદ, હિંડોરમે ઝુલત સહજાનંદ...ટેક
જડીત વિવિધ મણિ કનક વિભુષણ, નિરખત જન આનંદ...હિંડોળે૦ ૧
અક્ષરપર અવતારી મનોહર, મુખ મુસકત હે મંદ...હિંડોળે૦ ૨
કોટી મદન મદ હરન શ્યામ રે, પુરુષોત્તમ જગવંદ...હિંડોળે૦ ૩
કૃષ્ણાનંદ હરિ મુરતિ અલૌકિક, ધ્યાન ધરત મુનિવૃંદ...હિંડોળે૦ ૪

## રાગ : સોરઠ હિંદોલ પદ-૧

### ઢાળ : તોરા મોરા જીયરા એક રે પ્યારે

સુમન હિંડોરેમે ઝુલત નાથ...સુમન૦ ટેક
શીરપર રંગ ગુલાબી પગિયાં, સુમન તોરા તે માથ...સુમન૦ ૧
રતન જડીત પોંચી બાજુબંધ, કનક કડાં બેઉ હાથ...સુમન૦ ૨
સહજાનંદ હરિવર અવતારી, અક્ષરપર સમરાથ...સુમન૦ ૩
કૃષ્ણાનંદ ઘનશ્યામ છબી જોઈ, મોયે હે રતિકો નાથ...સુમન૦ ૪

### પદ-૨

ઝુલત હિંડોરેમે રૂપનિધાન...ઝુલત૦ ટેક
ગુનસાગર પુરુષોત્તમ પ્યારો, સહજાનંદ સુજાન...ઝુલત૦ ૧
નંગ જડીત મકરાકૃતિ રાજે, કુંડલ ઝળકત કાન...ઝુલત૦ ૨
દેખી વદન ઉડુરાજ લજાને, નાસા હે કીર સમાન...ઝુલત૦ ૩
એ છબી પર તન મન ધન કીને, કૃષ્ણાનંદ કુરબાન...ઝુલત૦ ૪

### પદ-૩

ઝુલત હિંડોરમે સહજાનંદ...ઝુલત૦ ટેક
અંગ અંગ ભુષન છબી છાજે, તામે જડે મણિ વૃંદ...ઝુલત૦ ૧
સુંદર બસન કસુંબી ધારે, અતિ સોહત જગવૃંદ...ઝુલત૦ ૨
હેરત હરિ અમૃતભરી નજરે, નિરખત જન આનંદ...ઝુલત૦ ૩
કૃષ્ણાનંદ એહી છબી ઉર ધારી, દુર ભયે ભવફંદ...ઝુલત૦ ૪

### પદ-૪

ઝુલત હિંડોળેમે ધર્મકુમાર...ઝુલત૦ ટેક
સુમન કલંગી કુંડલ પગિયાં, તોરે ફુલન કે સાર...ઝુલત૦ ૧
ફુલન સુથની ફુલકી અંગિયાં, ફુલન કે ઉર હાર...ઝુલત૦ ૨
ફુલ ભુષણ સબ અંગ મનોહર, ફુલ દુશાલો ઉદાર...ઝુલત૦ ૩
કૃષ્ણાનંદ કહે સહજાનંદ પ્યારે, ધારત ઉર કરી પ્યાર...ઝુલત૦ ૪





# રંગોત્સવ

## રાગ : કાફી હોરી પદ-૧

### ઢાળ : સાંવરો નીકી બેન બજાવે

સાંવરો હરિ ખેલત હોરી, હોરી રે...સાંવરો૦ ટેક
રચ્યો અખાડો શ્રીબોટાદપુરમેં, ભક્ત ભીર ચહુ કોરી;
કર કંચન પીચકારી સોહાવે, છીરકે રંગ બરજોરી;
લેત હરિ જન ચિત્ત ચોરી...સાંવરો૦ ૧

રંગ ઉડાવત મુખ મુસકાવત, ભીજી ભક્ત જન ટોરી;
રંગ મેં રસબસ રાજત ધરની, મેઘ જ્યું અતિ બરસોરી;
બજત બાજે ઘનઘોરી...સાંવરો૦ ૨

સુરકે ગાયક મગન ગગનમેં, ગાવત તાનન તોરી;
ખેલ બિલોકત દેવ મુદીત મન, નમત પાની જુગ જોરી;
દેખી છબી મેન લજ્યોરી...સાંવરો૦ ૩

નાચત નભ સુર નારી મનોહર, હેરત ચંદ જ્યું ચકોરી;
કૃષ્ણાનંદ ચતુર મનમોહન, રહો ઈનમેં રતિ મોરી;
શ્યામ મેરી જીવનદોરી...સાંવરો૦ ૪

### પદ-૨

સાંવરો રંગ ધુમ મચાવે, મચાવે રે...સા૦ ટેક
ભર ભર ભાજન ચતુર છેલવર, રંગ ઉમંગસું ઉડાવે;
ચંચલ લોચન હેરત રસિયો, રંગ ઝડી બરસાવે;
દેખી જન આનંદ પાવે...સાંવરો૦ ૧

અતહી દુર ઠાડે જેહી નિજજન, તેહી નીકટ જ્યું ભીજાવે;
રંગ ખેલન ચતુરાઈ મોહનકી, ઉપમા ઓર નહીં આવે;
ભક્ત મન મોદ બઢાવે...સાંવરો૦ ૨

રંગકે પુર ચલે સબ મગનમેં, લાલ નદી જ્યું સોહાવે;
રંગ રેલ સબ ભક્ત મંડલમેં, શ્યામ મુરત મન ભાવે;
દેખી જેહી જન સુખ પાવે...સાંવરો૦ ૩
આનંદકારી અતહી છબી જીનકી, કહત શેષ સકુચાવે;
કૃષ્ણાનંદ શ્યામ છબી ઉપર, બાર બાર બલજાવે;
તેહી અંતર ઠહરાવે...સાંવરો૦ ૪

**પદ-૩**

ખેલત હરિ છેલ વિહારી, વિહારી રે...ખેલત૦ ટેક
લલિત ગુલાલ રૂમાલ ઝોર ભરી, ડારત જન પર ભારી;
શોભા શ્યામકી નીરખી મનોહર, થકીત ભયે નરનારી;
દેહ સબ ભાન બિસારી...ખેલત૦ ૧
ગરદ ગુલાલકી લાલ ભયે જન, લાલ કમલ અનુસારી;
સ્થાવર જંગમ જુત ધરનીમે, ડમર ગુલાલ અપારી;
દેખી હરખે તન ધારી...ખેલત૦ ૨
ઉડત ગુલાલ લાલ ભયો અંબર, તેહી શોભા ભઈ ન્યારી;
ખેચર ગતિ અટકાની ગગનમે, પટકે ધ્યાન ત્રિપુરારી;
આયે દેખન બનવારી...ખેલત૦ ૩
સંધ્યા ભ્રમ ભયો સબ જન મનમે, ચિત્રિત ભયે અસુરારી;
કૃષ્ણાનંદ હરિ ધારત ઉરમે, ગુનસાગર અવતારી;
ભક્તવત્સલ સુખકારી...ખેલત૦ ૪

**પદ-૪**

મોહન હોરી ખેલત માઈ, માઈ રે...મો૦ ટેક
અબીર ગુલાલ ભક્ત પર બરસત, મનમોહન મુદ પાઈ;
બોલત જય જય વાની દેવમુનિ, સુમન ઝડી બરસાઈ;
ગાત પ્રીતમકી બડાઈ...મોહન૦ ૧



પુર બાહીર હરિ ખેલ મચાયો, એસો અતહી સુહાઈ;
તા પીછે તુરંગ ચઢે સુંદરવર, ભક્ત સહિત હુલસાઈ;
ચલે બાલમ પુરમાંઈ...મોહન૦ ૨
ભર ભર ફેટ ગુલાલ ઉડાવત, જન પર હરિ સુરરાઈ;
નગર ડગર ઘર હાટન માંઈ, પુંજ ગુલાલ ભરાઈ;
દેખત જન અતહી લોભાઈ...મોહન૦ ૩
તા પીછે નાયકે આયે નિવાસમે, ભક્તન જુત સુખદાઈ;
શેઠ ભગાભાઈ હરિકું જમાયે, ભક્ત સહિત હરખાઈ;
નીકે પકવાન બનાઈ...મોહન૦ ૪
ભગાભાઈ સબ હરિજન મીલીકે, પુજા હરિકી કરાઈ;
કૃષ્ણાનંદ ઘનશ્યામ છબી પર, કોટી કામ બલજાઈ;
છબી ધારત ચિત્ત લાઈ...મોહન૦ ૫

**રાગ : દીપચંદી હોરી : પદ-૧**

**ઢાળ : માને નહીં નીપટ અહીરવા**

માને મારી તરછી નજરિયાં, હાંરે પ્યારે હરિ મેરી ધીરજ હરિયાં...ટેક.
નજર કટારી મારી કુંજ બીહારી, હાંરે મેરી ઘાયલ છતિયાં કરિયાં-મા૦ ૧
ઘાવકી પીર મોયે સહી નહીં જાવે, હાંરે મેં તો તનડાકી સુરત વીસરિયા-મા૦ ૨
સુખ નાંહી સેજે દરદ કરેજે, હાંરે માને રેન ન આવત નીંદરિયા-મા૦ ૩
કૃષ્ણાનંદ હરિ અધરામૃત દીનો, હાંરે મીલે અંકભરી પીર મેરી હરિયા-મા૦ ૪

**પદ-૨**

મોરે પ્યારે યાર કેસરિયા...મોરે૦ ટેક.
મત ડારો રંગભર પીચકારી, હાંરે મેરી ભીંજત સારી ગિરધરિયાં...મો૦૧
કર બરજોરી પકરી મેરી બૈયાં, હાંરે મોકું રંગમે રોરી બાવરિયાં...મો૦૨
નેનમે અબીર ગુલાલ ન ડારો, હાંરે મત ઢોરો શીર રંગ ગાગરિયા...મો૦૩
કૃષ્ણાનંદ કહત જ્યું પ્યારી, હાંરે તેરી રંગમે ભરુંગી પાઘરિયાં...મો૦૪

**પદ-૩**

હોરી ખેલે ચતુર લંગરવા, હાંરે રંગ બરખત શ્યામ સુધરવા...ટેક.
રંગકી ધુમ મચાઈ હરિ પ્યારે, હાંરે રંગ પુર ચલે નગર ડગરવા...હો૦ ૧
રંગમે ભીંજે સબે નરનારી, હાંરે રંગભીનો ખેલે સુખસાગરવા...હો૦ ૨
ડારત ગુલાલ છેલ રંગરેલો, હાંરે વાકી ગરદસે છાયો અંબરવા...હો૦ ૩
કૃષ્ણાનંદ નીરખન યહ લીલા, હાંરે દોરી આવત ગગન અમરવા...હો૦ ૪

**પદ-૪**

માને હેરિ હરિવર બીરવા, હાંરે આયેદોરી પકર્યો મેરો ચીરવા...ટેક.
ભર પીચકારી મેરે નેનમે ડારી, હાંરે મોપેડાર્યો હે ગુલાલ અબીરવા-મા૦ ૧
મુખ માંજ્યો મેરો કુરંગ સારસે, હાંરે રંગ રોરી બરાજોરી સુધીરવા-મા૦ ૨
ધર્મકુંવર સુંદર રંગરેલો, હાંરે છેલો ખેલત જમુનાકે તીરવા-મા૦ ૩
કૃષ્ણાનંદ ધારત યહ લીલા, હાંરે મીટેગે સબ ભવહુકી પીરવા-મા૦ ૪

**રાગ : દીપચંદી હોરી પદ-૧**

**ઢાળ : બેરન બીરમાયો સાવલ હજુયે**

મોહન મન ભાયો, સાંવલ હોરી ખેલન આયો...ટેક.
મૃગ મદ કુમકુમ રંગ સોહાવન, કેસર જાવક રંગ બનાયો...મોહન૦ ૧
કેસર પાઘ બસન કેસરિયા, નૌતમ લાલન વેશ બનાયો...મોહન૦ ૨
કર કંચન પીચકારી બીરાજે, ખેલન હોરી લાલન મુદ પાયો...મોહન૦ ૩
કૃષ્ણાનંદકો નાથ મનોહર, કોટી મદનકો માન હઠાયો...મોહન૦ ૪

**પદ-૨**

સાંવરો હરિ પ્યારો, સુંદર વર ધર્મદુલારો...ટેક.
ખેલત નિજજન સંગ છેલવર, છિરકત રંગ શ્યામ મતવારો...સાંવ૦ ૧
જલ એક ધાર જલદ જ્યું બરસે, બરે રંગ તેસે જગ ઉજીયારો...સાંવ૦ ૨



અબીર ગુલાલ ઉડાવત રસિયો, જન ચિત્ત ચોરત નેન નજારો...સાંવ૦ ૩
કૃષ્ણાનંદ હરિ છેલ છબીલે, ઉર ધારત સુંદર દ્રગ તારો...સાંવ૦ ૪

**પદ-૩**

લોચન લલચાયો, લાલન ખેલન હુલસાયો...ટેક.
હોરી ગાવત રંગ ઉડાવત, ડારત ગુલાલ છેલ વિલસાયો...લોચ૦ ૧
ભીંજે જન પિચકારીન ઝરસે, ગરદ ગુલાલસે સબજન છાયો...લોચ૦ ૨
હોરી ખેલન ચતુરાઈ શ્યામકી, સબ જન મન આનંદ ન માયો...લોચ૦ ૩
કૃષ્ણાનંદકે નાથકો મહિમા, બેદ પુરાન સંતજન ગાયો...લોચ૦ ૪

**પદ-૪**

ખેલત સુખદૈયાં, બાલમ હરિ છેલ બનૈયાં...ટેક.
મત ડારો મુખ પર પિચકારી, ડારો ન દ્રગમે ગુલાલ કનૈયા...ખેલ૦ ૧
કંચુ ભીંજત મેરો કીનખાપકો, ભીંજેગી ચટક ચુનર બલભૈયાં...ખેલ૦ ૨
મત માંજો કજરા મેરે મુખપર, પકરી પકરી કર ઝકર કનૈયા...ખેલ૦ ૩
કૃષ્ણાનંદ ઘનશ્યામ છબીપર, પ્રેમ પુલકી પુનિ પુનિ બલ જૈયાં...ખેલ૦ ૪

## રક્ષાબંધન

**રાગ : માલીગાડો પદ-૧**

**ઢાળ : ભૂતળ ભક્તિ પદારથ મોટું**

જાનીકે શ્રાવન માસ પૂનમને, મુનિ વર્ણી દ્વિજ આયે રે;
અવતારી સહજાનંદ હરિને, રાખડી બાંધન લાયે રે...જાની૦ ૧
વર ઉપચાર મનોહર લાયે, હરિ આજ્ઞા લઈ ધીર રે;
સ્વામિનારાયણ પુરુષોત્તમને પૂજત ગુણગંભીર રે...જાની૦ ૨

ભાલમેં કેસર આડ્ય બનાયકે, કીનેહે કુંકુમ ચંદ રે;
ફૂલન હાર બાજુબંધ ગજરા, પહીરાવત આનંદ રે...જાની૦ ૩
શ્રીહરિના ગ્રહી ભુજપંકજને, બાંધે રાખલડી સારી રે;
કૃષ્ણાનંદ હરિવર શોભા પર, વાર વાર બલિહારી રે...જાની૦ ૪

**પદ-૨**

રાખલડી ધરી સુંદર કરમેં, શોભે હરિ અતિ ભારી રે;
એ શોભા અતિ અદ્ભુત જોઈને, મોહી રહ્યા નરનારી રે...રાખ૦ ૧
વિવિધ રંગજુત રાખડિયુંની, ભઈ શોભા અતિ સારી રે;
રાખલડી જુત કરનાં લટકાં, કરે હરિ સુખકારી રે ...રાખ૦ ૨
નૌતમ એ છબી નીરખન પ્રીતે, આયે સુર ત્રિપુરારી રે;
હરિકું નીરખે ફૂલન બરસે, ગાવે ગુન ભવહારી રે...રાખ૦ ૩
રાખડિયુંની શોભા હરિવરને, ભઈ હે સબસે ન્યારી રે;
કૃષ્ણાનંદ છબી સહજાનંદકી, ભાવ કરી ઉર ધારી રે...રાખ૦ ૪

**પદ-૩**

સ્વામિનારાયણ પુરુષોત્તમને, રાખડિયું કર રાજે રે;
એ શોભા જોઈ ધર્મકુંવરની, કોટી કામ અતિ લાજે રે...સ્વામી૦ ૧
પાટકી નંગજડિત હે સુંદર, રાખડિયું અલબેલી રે;
પુની પુની માનની તેને જોઈને, હોવત હે સબ ઘેલી રે...સ્વામી૦ ૨
મંગલ ગીત જુવતી જન ગાવે, લેવે ભામણિયા ભાવે રે;
સહજાનંદ હરિ શોભાસાગર, ભાળી ત્રપત ન થાવે રે...સ્વામી૦ ૩
સબ જન હરિને પ્રીત કરીને, નીરખે પ્રાનસે પ્યારે રે;
રસિક છેલ નૌતમ મોહનને, કૃષ્ણાનંદ ઉર ધારે રે...સ્વામી૦ ૪

**પદ-૪**

સહજાનંદ અવતારી હરિને, રાખડિયું અતિ શોભે રે;
તે નીરખીને અગણિત જનનાં, લોચન મનડાં લોભે રે...સહ૦ ૧
અજબ રંગ નૌતમ ફૂમકડા, લાગત હે અતિ પ્યારા રે;
મોટા મોટા અતિ ઝળકત સુંદર, મોંઘા મોતી તેમાં સારાં રે...સહ૦ ૨



રાખડિયું પચરંગી બિરાજત, તેહી શોભા ભઈ સારી રે;
ઈન્દ્રધનુષ જુત જેસે અંબર, ત્યું સોહત હરિ ભારી રે...સહ૦ ૩
રાખડિયુંધર હરિવર કેરી, શોભાનો પાર ન આવે રે;
કૃષ્ણાનંદ ઘનશ્યામ છબી પર, વાર વાર બલજાવે રે...સહ૦ ૪

## યજ્ઞોપવિત

**રાગ : ધોળ પદ-૧**

**ઢાળ : આજ સખી આનંદની હેલી**

ધર્મકુંવર હરિવર સુખકારી, અષ્ટ વરસના થયા ભવહારી...૧
ધર્મદેવે ત્યારે મનમાં વિચાર્યું, ઉપવિત દેવાનું હરિને રે ધાર્યું...૨
પ્રથમ મંડપ અતિ સારો કરવી, વેદી તે મધ્ય સારી વિધિયે બનાવી...૩
પછી ગણેશની પુજા રે કીધી, કીધો માત્રીકા સ્થાપનનો રે વિધિ...૪
કૃષ્ણાનંદ કહે અતિ પ્રીતે, નાંદી શ્રાદ્ધ કીધું વેદની રીતે...૫

**પદ-૨**

ગ્રહ શાંતિ કરી નિગમ પ્રમાણે, તે પછી ઉતરાવ્યા કેશ સુજાણે...૧
હોમ સ્થાનકમાં આચારજ પાસે, ઉભા રહ્યા હરિ પરમ હુલાસે...૨
આચારજે કોપીન હરિવરને, પહેરાવી અતિ ઉછરંગ કરીને...૩
કટીમેખલા બાંધી કટી તટ સારી, આસને બેઠા શોભે અતિ ભારી...૪
કૃષ્ણાનંદ કહે વાજાં રે વાજે, તેનો નાદ સૌ દિશમાં રે ગાજે...૫

**પદ-૩**

પછી ધરાવ્યા છે ધર્મકુંવરને, ઉપવિત અજીન દંડ હરિવરને...૧
પછી પાવકની પ્રદક્ષિણા કીધી, તે પછી કીધો છે હોમનો વિધિ...૨
ગાયત્રી મંત્રનો ઉપદેશ લીધો, ભીક્ષા માગવાનો નિરધાર કીધો...૩
ભીક્ષા માગવા ગયા બ્રહ્મચારી, માતાએ આપી ભીક્ષા અતિ સારી...૪
કૃષ્ણાનંદ કહે ગુરુને રે દીધી, ભીક્ષા વિનય કરી હરિ સુખનિધિ...૫

**પદ-૪**

નવરાવ્યા પછી વિધિયે કરીને, વસ્ત્ર શોભિતા પે'રાવ્યાં હરિને...૧
માનની મંગલ ગીતને ગાય, વિધ વિધ વાજાના નાદ તે થાય...૨
ધાર્યુ ખભા પર પુસ્તક શોભે, વર્ણિવેશ જોઈ જન મન લોભે...૩
કાશીપુરી ભણી ભણવાને કાજ, બહુ ક્રોડ કરી ચાલ્યા વર્ણિરાજ...૪
અતિ દાખડે મામા તેડીને લાવ્યા, ધર્મકુંવર જનને મન ભાવ્યા...૫
વર્ણિવેશ શોભે હરિ અતિ ભારી, વાર વાર કૃષ્ણાનંદ બલિહારી...૬



## પ્રકીર્ણ

**રાગ : ધનાશ્રી પદ-૧ (પ્રકીર્ણ)**

**ઢાળ : એક કપટી ન તરે મહારાજ**

મુક્ત અમરપતિ કે મહારાજ, ચતુર હરિ પ્રગટ ભયે...મુક્ત૦ ટેક
અધરમ કલિબલસે સબ જન ભયે, પાપ કરત તજી લાજ...ચતુર૦ ૧
તિનકે મૂર ઉખારન પ્રગટે, બાંધન ધરમકી પાજ...ચતુર૦ ૨
અગનિત જન ભવતારન કારન, ઉદિત ભયે હરિ આજ...ચતુર૦ ૩
ધરમસે ભક્તિ વિષે અવતરિયા, સુરવરમુનિ શીરતાજ...ચતુર૦ ૪
કહે રઘુવીર રહો મમ ઉરમે, અવરકે નહિ કછુ કાજ...ચતુર૦ ૫

**પદ-૨**

મોય નટવર હરિ સુખધામ, લગન મન મગન ભયે...મોય૦ ટેક
અક્ષર પુરુષોત્તમ હરિ વિના, પ્રીય ન ધરા ધન ધામ...લગન૦ ૧
હરિ ગુન ગાન ધ્યાન અંતરમે, શ્રવન ભજન અભિરામ...લગન૦ ૨
નારાયણકો પ્રતાપ અમિતહે, દોષહરન શુભ નામ...લગન૦ ૩
વરગુન જુત અગનિત જન કીને, વિમલ હ્રદય જીત કામ...લગન૦ ૪
કહે રઘુવીર સુખદ હરિવર હે, ગુનનિધિ પૂરનકામ...લગન૦ ૫



**પદ-૩**

એક પ્રીતમ બિછુરે હરિરાય, વિરહ તન અતહિ જરે-એક૦ ટેક
સેજ જરત ઈંગાર લગત હે, રેન નિંદ નહિ આય-વિરહ૦ ૧
ખાન પાન મોય કછુ ન સોહાવત, પ્રિય વિનુ જીય અકુલાય-વિરહ૦ ૨
વિરહ દહન તન બેલી દહત હે, રોવત નિશ દિન જાય-વિરહ૦ ૩
જબ તેરી શ્યામ સંભારુ બતિયા, આવત છતિયા ભરાય-વિરહ૦ ૪
કહે રઘુવીર મિલે જબ રસિયા, તબ સબ પિર બુઝાય-વિરહ૦ ૫

**પદ-૪**

એક પરમ રસિકવર યાર, નિરખી હરિ નજર ઠરે...એક૦ ટેક
ગુનસાગર કરુનારસ ભીને, જીન વચનામૃત સાર...નિરખી૦ ૧
જન દરસાયે સમાધિ કરાયકે, શુભ નિજ ધામ ઉદાર...નિરખી૦ ૨
રૂપ શીલ ગુન જાનિકે ઈનસે, અતહિ વધત મોયે પ્યાર...નિરખી૦ ૩
જીનકે ચરીત શ્રવન બરનનસે, મનકે રીત વિકાર...નિરખી૦ ૪
કહે રઘુવીર દાસ મોય જાનકે, દિજે દરસ કીરતાર...નિરખી૦ ૫

**રાગ : ધનાશ્રી પદ-૧**

**ઢાળ : જેણે રે શ્રીકૃષ્ણ ચરણ રસ ચાખ્યો**

જે નરે નારાયણ શરણું રે લીધું, તેણે રે હરિધામ જાવા સાબત કીધું...જે૦-ટેક
જે ઘનશ્યામ કથા અનુરાગી, તે થાશે સુખિયા અતિ બડભાગી...જે૦ ૧
જે જને પ્રેમ કરી હરિ જસ ગાયો, તે જન સર્વે તિરથ ફલ પાયો...જે૦ ૨
જેણે હરિપદ પંકજ રસ પીધો, તેણે બીજો રસ વિષ સમ કીધો...જે૦ ૩
કૃષ્ણાનંદ જે હરિ ગુણ ગાવે, તે હરિ ધામમાં અતિ સુખ પાવે...જે૦ ૪

**પદ-૨**

જે જને હરિ પદ નેહ ન કીધો, તેણે રે સુધા તજી વિષરસ પીધો...જે૦ ટેક
જેણે હરિ મુરતિમાં મન નવ પ્રોયું, તેણે નિજ આયુષ એળે રે ખોયું...જે૦ ૧

જેણે રે વિસાર્યા હરિ કુંજ વિહારી, તેણે નિજ જનનીને ભારે રે મારી..જે૦ ૨
જે થયા ભાંડ ભવાઈમાં રે રાજી, તે પામશે જમ માર અતિ પાજી...જે૦ ૩
કૃષ્ણાનંદ જેણે હરિ ભજન ન કીધું, તેણે ભવ ભટકણ માથે રે લીધું...જે૦ ૪

**પદ-૩**

જેણે હેત કરી હરિ રુપ ન જોયું, તેણે કોડી સાટે રતન ધન ખોયું-જેણે૦-ટેક
જેનું મન હરિ તજી નારીમે મોયું, તેણે ગોરસ તજી નિર વલોયું-જેણે૦ ૧
જે હરિ ગુણ વિન અન્ય ગુણ ગાવે, તે અંબફલ તજી આક ફલ ખાવે-જેણે૦ ૨
જે જન વિષય કિચમાં રે ખુંતા, તે પશુ દેહ ધરી ફરે વગુતા-જેણે૦ ૩
કૃષ્ણાનંદ જે પાપ કામમાં રાજી, તે નર હાર્યા જરુર જીતી બાજી-જેણે૦ ૪

**પદ-૪**

જે હરિ નામ વિના બીજું નામ લેવે, તે કામધેનું તજી વાંઝણીને સેવે-જે૦ ટેક
જે હરિ ધ્યાન તજી ધનમાં રે ધાયા, તે નરદેહ પામી કાંય ન કમાયા-જે૦ ૧
જે જન માયિક સુખમાં રે રાચ્યા, તે તો જેમ પાડા રે માદલામાં રે માચ્યા-જે૦ ૨
જે સતસંગ તજી કુસંગમાં રે પેઠા, તે તો ગજરાજ તજી ખર ચડી બેઠા-જે૦ ૩
કૃષ્ણાનંદ જેણે ન કર્યા હરિ રાજી, તે મતિમંદ પામે વિપતિ રે ઝાજી-જે૦ ૪

**રાગ : ખમાચ - ઠુમરી પદ - ૧**

હરિ બાનક બસ ગઈ અંતરમેં, રતિવર ગરવ હરે રે...હરિ૦ ટેક.
ઐસી છબી કોઈ આ દુનિયામેં, ઓર નજર નહિ આવે રે;
અંગો અંગ સુંદર છબી છાઇ, હેરત નજર ઠરે રે...હરિ૦૧
જાકી ઉપમા કવિ નહિ પાવે, કહત શેષ સકુચાવે રે;
જેહી દેખી નહીં ઓર સોહાઈ, દેખત પાપ જરે રે...હરિ૦૨
લાવણ્યસાર દયા દિલ જાને, દેખી વદન વિધુ લાજે રે;
કૃષ્ણાનંદ હરિ સુરત હેરી, ભુવન ભોગ વિસરે રે...હરિ૦૩



**પદ-૨**

શીર પગીયાં ઝુક રહી સોહત હે, હરિવર ચતુર ધરે રે...શીર૦ ટેક
તા બીચ છોગે મુગટ જ્યું રાજે, શીર પેચન છબી છાજે રે;
તેજ અપાર અજબ પેચાળી, ઝળકત મોતી લરે રે...શીર૦ ૧
જરકસી ખુબીદાર અનોખી, સૂરજ તેજ લજાવે રે;
તા પર લટકે લલિત કલંગી, ઝગમગ જ્યોત કરે રે...શીર૦ ૨
જેહિ દેખી નરનારી લોભાને, બંદીજન મન ભાવે રે;
કૃષ્ણાનંદ હરિ પગીયાં દેખી, તન મન તાપ હરે રે...શીર૦ ૩

**પદ-૩**

દ્રગન સેન લગ ગઈ જોરનસે, છતીયન છેદ કરે રે...દ્રગન૦ ટેક
ક્યાં જાનું મોયે કહા કર ડાર્યો, ખાન પાન નહીં ભાવે રે;
પીર જોરસેં મૈ હું દીવાની, પરવશ પ્રાણ પરે રે...દ્રગન૦ ૧
સોનેરી તન બસન બીરાજે, કંચનમણિકી માલા રે;
કુંડલ કાન ભાનકી જ્યોતી, કંકન નંગ જરે રે...દ્રગન૦ ૨
ખંજન મૃગ અલી મીન લજાવે, ચંચલ નેન વિશાલા રે;
કૃષ્ણાનંદ રેખ રતનારી, મુનિજન ધ્યાન ધરે રે...દ્રગન૦ ૩

**પદ-૪**

લગન મેરી લગ ગઈ લાલનસે, ઈન બીનુ કલ ન પરે રે...લગન૦ ટેક
રૂપ શીલ ગુણ તેજ નિધાની, જોહની જન મન મોહે રે;
નેન સેન મારત ગિરધારી, તન મન પ્રાણ હરે રે...લગન૦ ૧
બસ કીને નરનાર સુજાના, કર કર નૌતમ ટોના રે;
જાદુસે નૃપ રાજ બહાઈ, જોગણ ભેખ ધરે રે...લગન૦ ૨
હાસ વિલાસ બિલોકન બંકી, જાસે જન ગુલતાન રે;
કૃષ્ણાનંદ સુની બોલની યાકી, ભવ દરિયાવ તરે રે...લગન૦ ૩

**રાગ : ખમાચ ઠુમરી**

મુરત શ્યામ નિત નઈયાં મનમેં, નિસદીન નઈ બિસરે રે...મુરત૦ ટેક
તીલ દછન ગાલનમેં રાજે, જેહી દેખત ચિત્ત ચોરે રે;
કાનન શ્યામ બિંદુ છબી છાઈ, જન મન મોદ કરે રે...મુરત૦ ૧
ગ્રામ સુરત મુરછના સુનાવે, દેવત વિધ વિધ તાલ રે;
ગાન તાન ગુલતાન ગુમાની, ગાવત મધુર સુરે રે...મુરત૦ ૨
પદ નેપુર પ્યારી છબી છાજે, ઝન ઝન ઝન ઝન બાજે રે;
કૃષ્ણાનંદ હરિ છેલ વિહારી, ધારત નેહ ભરે રે...મુરત૦ ૩

**રાગ : જંગલો ત્રિતાલ પદ-૧**

ગુલતાન ગાનકી તાન ભઈ, હરિ સોહત રાસ રસીલેકી-ગુલ૦ ટેક
નાચત થોમ થનનન થનનનન, નેપુર ધૂની ઝનનન ઝનનનન;
ભુજ બાજુન ઘૂઘરી ખનનનન, ગીતન છબી રંગરંગીલેકી-૧
પદ ઠનનન ઠનનન ઠમ ઠનનનન, ધરની ધૂની ધમધન ધનનનન;
તોરત તાનનન તોમ તનનનન, છોગન છબી છેલછબીલેકી-૨
મોહે જલચર થલચર ગાન ધૂની, તજે ખાનપાન તનભાન સુની;
વિધુ રવિરથ સ્થિર જીમી હોત થુની, કૃષ્ણાનંદ ચિત્ત બસીલેકી-૩

**પદ-૨**

હરિ છેલ બજાઈ ગાજ રહી, બંસી મોહન રંગભીનેકી-હરિ૦ ટેક
ગત સાત સુરનકી સરરરર, ઝરે અધર સુધા ઝર ઝરરરર;
ફરકત પટ પીરે ફરરરર, મુર્છના ગ્રામ છબી તિનેકી-હરિ૦ ૧
ઉર મોતીનકી લર લરરરર, ફૂલન બરસે સુર ખરરરર;
સબ તાન માન તર તરરરર, લાવન ગાવન પરવીનેકી-હરિ૦ ૨
બાંસુરિયા મન હરે હરરરર, સુની ધૂની જન દોરત દરરરર;
હેરત હરિ દગ ભર ભરરરર, છબી છાંઈ રહી સુર ઝીનેકી-હરિ૦ ૩
ફૂલન તોરે ઢર ઢરરરર, કુંડલ જ્યોતિ ઝર ઝરરરર;
લખી મેન પાય પરે પરરરર, કૃષ્ણાનંદ નાથ નવીનેકી-હરિ૦ ૩



# અથ તુલસી વિવાહ

ભક્તિ ધરમસુત શ્રીપુરુષોત્તમ, અક્ષરપર હરિ અવિનાશી;
તિનકે ચરનકમલ કર જોરી, બંદુ શુભ ગુન સુખરાશી...૧
શ્રીનારાયણ અખિલલોકપતિ, નટવર સુંદર ગિરધારી;
પાપ તાપ સબ ભવભયહારી, દિજે મોય મતિ પ્યારી...૨
સાધી પુરવાસી તરવાડી, શિવલાલ દ્વિજ ગુણવંતા;
પુત્ર ધનેશ્વરકે વનમાલી, તિનહિકે સુત ધીમંતા...૩
એકાંતિક હરિભક્ત શીરોમની, જીનકું હરિ હે અતિ પ્યારા;
બલિસમ સરવસ અરપન કીને, જીન હરિકું અતિ ઉદારા...૪
તિનકે અતિ હરિ ભાઈ સુંદર, હરિ પદપંકજ રતિ ભારી;
મોતીલાલ તિનહિકે સુત હે, મતિ નિરમલ તિનકી સારી...૫
શિવલાલકે સુત તરવાડી, ભૂધર નામ અતિ ધીરા;
પટેલ ગુલાબરાયજી મીતહિ, શિવલાલકે અતિ વીરા...૬
પાટીદાર ત્રિકમ રણછોડ હે, જાકું હરિ એક આધારા;
પટેલ રતનજી હિરા આદિક, હરિજન હરિ જીનકું પ્યારા...૭
રુકમણિ શિવલાલ જુવતી, તનયા અરુમાલી રેવા;
વસંતા નરબદા ધીરજા, નારી કરત હરિ સેવા...૮
શિવલાલ હરિ ભાઈ દોઉ ભૈયા, પરીવાર જુત પરવિના;
કૃષ્ણાનંદ હરિ ભક્ત બોલાયે, એક દિવસ હરિ રસભીના...૯

**પદ-૨**

શિવલાલ ઈન સબ ભક્તનસે, બોલે બાની સુખદાની;
તુલસીકે વિવાહ કરનકું, મનવરતિ મોય હુલસાની...૧
આચારજ સબ ગુરુ લછન જુત, બિહારીલાલ હરિ પ્યારા;
પધરામની ઈન પુરમે કરની, તિનકી મુનીજુત ઉદારા...૨

દેશનકે હરિ ભક્ત બોલાયકે, સુખદ મહોત્સવ શુભ કરનાં;
ઉદાર મનસે દાન જથારથ, દેના ઉમંગ ઉર ધરનાં...૩
રસ ભરી બાની શિવલાલકી, સુની હરખે હરિજન મનમેં;
ધન્ય ધન્ય કહી પ્રમાન કીની, જીનકી રતિ હરિ ચરનનમે...૪
તા પીછે કંકોતરી લીખ ભેજી, આચારજકું અતિ પ્રીતે;
દેશ દેશ ભક્તનકું ભેજી, કંકોતરી શુભ રસ રીતે...૫
તા પીછે ચલને ત્યારી કીની , બિહારીલાલજી મહારાજા;
બૈઠે સુંદર બાહનકે પર, સોહત હે ગુરુ શીરતાજા...૬
બાલમુકુંદ મનોહર હરિકું, સુખપાલમે પધરાયે;
સદગુરુ બાહનમે બૈઠાયે, અદ્ભુતાનંદ ગુરુરાયે...૭
સદ્ગુરુ ભુમાનંદ બેઠાયે, બાહનમે ગુરુ સુખદાની;
બાલમુકુંદ દાસ મુની પંડિત, બૈઠાયે બાહન જ્ઞાની...૮
ધર્મપ્રસાદદાસ આદિ મુની, બૈઠાયે બાહન પ્યારે;
કૃષ્ણાનંદ ચલે ઈન સંગે, બિહારીલાલ મુદિત ભારે...૯

**પદ-૩**

દામ વામકે ત્યાગી ગુરુ સંગ, ઓર ચલે મુની બ્રહ્મચારી;
શૂરવીર અસવાર ચલે, અરુ પાલા વિવિધ શસ્ત્રધારી...૧
વ્રતપુરીસે નિકસે મુરસદ, બાંછલિયે રયે ભયહારી;
તહાંસે સાંકરદે અટલાદર, મુકામ કીના સુખકારી...૨
તહાંસે ગોરિયાદમે કીના, મુકામ ગુરુ ગુનનિધાની;
તહાંસે સાધી પુરકે આયે, નિકટ સકલ જન સુખદાની...૩
તેહિ દિન નુતરિયે તહાં આયે, ઉત્સવ દેખન મુદ ભારી;
ગામ આંબલાકે તરવાડી, બાલાભાઈ દ્વિજ મતિ સારી...૪
વટપત્તનકે દાજીભાઈ દ્વિજ, તરવાડી રત સતસંગે;
ગામ પિજકે નારાયણજી, તરવાડી દ્વિજ ઉમંગે...૫



વિપ્ર કપડવંજકે તરવાડી, મગનલાલ જીન હરિ પ્યારા;
કાનમકે હરિજન તહાં આયે, મન આનંદ અતિ ઉદારા...૬
બાલમુકુંદ સહિત આચારજ, આવત સુનીકે મુદ પાયે;
શિવલાલ સામૈયા લેકર, બોલત જય સનમુખ આયે...૭
બાજત બાજે ગાજત ચહુદીશ, પુરકે ભક્ત તહાં આયે;
દેશનકે હરિજન સબ આયે, આનંદ અંગ નહિ માયે...૮
બાલમુકુંદ ગુરુ મુની આદિક, દેખી સબ જન સુખ પાયે;
કૃષ્ણાનંદ કીન બંદન અરુ, જય જય નાદ અતહિ છાયે...૯

**પદ-૪**

આચારજ સબહિકે કીને, યથા યોગ્ય અતિ સનમાના;
બાજત ગાજત પુર પધરાયે, સબ જન મન અતિ ગુલતાના...૧
નિક મકાન નિવાસ કરાયે, શિવલાલ અતિ પરવિના;
ભાત ભાત પકવાન જીમાયે, સબકે આદર અતિ કીના...૨
સબકું વાંછિત વસ્તુ દેવાયે, શિવલાલ મન ઉદારા;
સેવા સબકી અતહિ કીની, જીનકે શુભ જસ વિસ્તારા...૩
વરઘોડેકી કીન તયારી, રજનીમે મન મુદ ભારી;
ભુષન બસનસે કરી શનગારે, ઝલકત હોદે છબી સારી...૪
તેહિ ગજ પર વરકું બૈઠાયે, બાલમુકુંદજી સુખકારી;
બોત મુલકે બસન બિભુષન, સોહત અંગ અતિ ભારી...૫
બાલમુકુંદજી સેવક બૈઠે, તિન તેહિ કરી પર બ્રહ્મચારી;
વરરાજાકે પડખે ઢોરત, ચમર દોઉ નિજ કર ધારી...૬
શનગારે ઘોડી પર બૈઠે, અતિ સોહતહે ગુરુરાજા;
બડે બડે મુની બાહન બૈઠે, કરતે જનકે શુભ કાજા...૭
શૂરવીર અસકાર પદાતિ, ભયે તૈયાર શસ્ત્ર ધારી;
જય જયકાર સબૈ જન બોલત, આનંદ ઉરમેં અતિ ભારી...૮

ભાત ભાત કે બાજે બાજત, સબ દિશમેં તેહિ અતિ ગાજે;
કૃષ્ણાનંદ યહ અદ્‌ભુત શોભા, નિરખનમેં સબ દુખ ભાજે...૯

**પદ-૫**

ચલિ અસવારી બાજત ગાજત, શનગારે કરીવર સોહે;
તેહિ પર બાલમુકુંદ બિરાજત, દેખનમેં જન મન મોહે...૧
બહુત મસાલ તેજ અતિ પ્રસરે, રજનીમેં દિન ભ્રમકારી;
સોને રુપેકી છડી રાજત, બોલત ચોપદાર ભારી...૨
સોહત હે ઉડત પચરંગી, નિશાન શોભા ચિત્તહારી;
ઊંટ બાજ પર ડંકા બાજત, ચહુદિશ ગાજત હે ભારી...૩
બાજત ઢોલક પડઘમ તાસે, બડે ઝાંઝ તિનમેં બાજે;
રણશિંગી શરણાઈ બાજે, કરણાટક અતહિ ગાજે...૪
ઝાંઝ મૃદંગ બજાવત ગાવત, હરિજન ઓર સંત ગાવે;
જય જય બોલે હેરત હરિજન, આનંદ અંગ નહીં માવે...૫
સોહત હે અસવાર અજબ અરુ, પાલા ચલત શસ્ત્ર ધારી;
હોત બોત બંધુક ધડાકા, જયું ધન ગરજત અતિ ભારી...૬
નગર ડગરમેં બાજત ગાજત, ચલી જબ પ્યારી અસવારી;
તેહિ શોભા દેખન પુરજનકી, મગમે ભીર ભઈ ભારી...૭
બાલમુકુંદ સુભગ બરરાજા, નિરખી જન મન લલચાયે;
આચારજ મુની આદિક દેખી, તાપ ગયે અતિ મુદ પાયે...૮
ભુવન અટારી ચઢી પુર નારી, શોભા નિરખન ઉમંગે;
કૃષ્ણાનંદ કહે નિરખત હરખત, બરખત ફૂલ મુદિત અંગે...૯

**પદ-૬**

આતસબાજી હોત ફટાકા, બપોરિયા છૂટત છાજે;
તેજ પસારા અતિ ઉજીયારા, જીમી તારે ઝલકત રાજે...૧



જબ હરિ મંદિર નજીક આઈ, ધીરે ચલતી અસવારી;
આચારજ મુની આદિક ઉતરે, વાહનસે જન સુખકારી...૨
હરિકે દર્શન કરીકે બૈઠે, ગુરુ આસન પર મુદ આની;
આગે સભા ભઈ અતિ નિકી, મુની આદિકકી સુખદાની...૩
સુખપાલ બેઠાયે બરકું, બાલમુકુંદ બિપતહારી;
ગ્રહિ હરિજન જાનૈયા લે ચલે, મંડપ મુરત અતિ પ્યારી...૪
તોરન આયે બાજત ગાજત, વરરાજા આનંદકારી;
પાંખે રુકમની સાસુ મદ કરી, યથાવિધી બરકું પ્યારી...૫
મંડપમે આસન બૈઠાયે, બરરાજા અતહિ પ્યારે;
પિઠી ચોર કુંવરી નવરાયે, યથાવિધી ઉર મુદ ભારે...૬
બસન વિભૂષન મનિ કંચનકે, તુલસીજીકું પહિરાયે;
તા પીછે સુંદર મંડપમે, આસન પર તેહિ પધરાયે...૭
પંડિત બમન ગનપતિ નવ ગ્રહ, પૂજા કીની અતિ પ્યારી;
પૃથવિ પૂજનકર ચોરીમે, પધરાયે અગની ભારી...૮
હોમ કરત દ્વિજ બેદ ઉચારત, માનની મંગલ ગાવતહે;
કૃષ્ણાનંદ કહત શુભકારી, વાજે બાજત ગાજતહે...૯

**પદ-૭**

દેવ દુંદુભી બજત ગગનમે, બરખત ફૂલ દેવ ભાવે;
નાચત નભ અપસરા મુદિત મન, સુર ગાયક સુંદર ગાવે...૧
વર કન્યા પરનાયકે વિધીજુત, પેરામની સુંદર લાયે;
શિવલાલ અતિ ઉદાર મનકે, બરકું નિરખી સુખ પાયે...૨
પગિયાં જરકસી જામા બરકું, દિને શેલે દુશાલા;
હેકકડાં મનિજડીત હાર અરુ, બાજુ મોતીનકી માલા...૩
રતન જડીત મકરાકૃતિ કુંડલ, વિંટી વેઢ અતહિ પ્યારી;
બંદન કરકે બરકું પુની પુની, પરસન કીને અતિ ભારી...૪

શિવલાલ સબ જાનૈયાકું, પેરામરી કીની પ્યારી;
બહૂત મૂલકે બસન વિભૂષન, દિને હરખત શુભકારી...૫
દિને દ્વિજકું અંબર ભૂષન, રુપા મોર અતહિ પ્યારી;
બોત ધેનુ આદિક અરુ દિને, દાન અનોપમ મુદકારી...૬
આશીર્વાદ દિયે સબ દ્વિજવર, બરકન્યાકુ સુખકારી;
જયજયકાર ભયે ત્રિભુવનમે, ઈસબિધી પરને ગિરધારી...૭
બર કન્યાકી જોરી નિરખત, સુખી ભયે સબ નરનારી;
માનની લેત બલૈયા પુની પુની, ઉર ધારત મુરત પ્યારી...૮
બરરાજા પાલખી પર બૈઠે, બાજત ગાજત દ્રગ તારે;
કૃષ્ણાનંદ ગુરુ મુની આદિક સબ, મિલકર આયે ઉતારે...૯

**પદ-૮**

એક રોજ ફિર બાલમુકુંદજી, વરકી નીકસી અસવારી;
શનગારે ગજ પર બર બૈઠે, સોહત સેવક જુત ભારી...૧
અજબ ચમર ઢોરત બ્રહ્મચારી, બરરાજા અતહિ સોહે;
બહુત મુલ પટભુષન ધારે, દેખત કોટિ મદન મોહે...૨
વિવિધ બરન શિખરન ગિરિવર જ્યું, શનગારે કરીવર ડોલે;
તિન પીછે અસવારન ઘોડે, જાકી ચાલ્ય પવન તોલે...૩
શનગારે ઘોડે પર બૈઠે, બિહારીલાલ ગુરુરાજા;
બડે બડે મુની સબ બાહનમે, બૈઠે બાજત હે બાજા...૪
બંધુકકે પાલા અતિ કરતે, અવાજ ગાજત દિશ ઘેરી;
સુની તાસેકી સોર દોર જન, દેખન આયે સબ શેરી...૫
ચલી અસવારી રાજ મારગમે, તેહિ નિરખન જન ભીર ભઈ;
બરરાજા અરુ ગુરુ મુનીઆદિક, દેખત હરખે રીત નઈ...૬
બાજત ગાજત મંડપ આયે, તબ સબ ઉતરે બાહનસે;
જન અચરત અતિ લોચનસે, હેરત પ્રફુલ્લિત લોચનસે...૭
મંડપમે આસનપર બૈઠે, બરરાજા જન મન મોહે;



જથા જોગ્ય આસનપર બૈઠે, ગુરુ મુની આદિક અતિ સોહે...૮
શિવલાલ વંદત અતિ હરખત, લાયે પુજનકે સાજા;
કૃષ્ણાનંદ મુની હરિજન ગાવત, બાજતહે મંગલ બાજા...૯

**પદ-૯**

શિવલાલ પટ ભૂષન આદિક, ઉપચારનસે અતિ પ્યારે;
બરરાજા શ્રીબાલમુકુંદકી, પુજા કીની ભયહારી...૧
રુપા મોર હજારુ દિની, થાલ ભરીકે અતિ સારી;
શિવલાલ પ્રેમાતુર અંતર, આરતિ બરકી ઉતારી...૨
ગુરુકી પુજા બસન વિભુષન, આદિકસે કીની ભાવે;
રુપા મોર બહુત અરપન કર, આરતી કીની સુખ પાવે...૩
ચંદન કુંકુમ નૌતમ અંબર, આદિકસે અતિ સુખકારી;
મુની બ્રહ્મચારી પાલા આદિક, પુજે ઉર આનંદ ભારી...૪
તા પિછ ગુરુ આદિક સુંદર, અસવારીન જુત વરરાજા;
ઉતારેમે આયે ચહુદિશ, ગાજતહે બાજત બાજા...૫
બરરાજા ગુરુ મુની આદિકકું, હરિજન નિજ ઘર પધરાયે;
જથા જોગ્ય ઉપચારસે કીની, પુજા સબકી મુદ પાયે...૬
શિવલાલ નિત નિત જીમાયકે, ભોજન બિધબિધકે પ્યારે;
બરરાજા ગુરુ મુની આદિકકું, પરસન કીને ઉદારા...૭
બર ગુરુ મુની આદિકકું જીમાયે, પુર હરિજન આનંદ આની;
બડે બડે ઉપચારસે કીની, સબકી પૂજા સુખ દાની...૮
યહ ઉત્સવ શિવલાલ ભક્ત બર, કીના અતિ આનંદકારી;
કૃષ્ણાનંદ કહત સબ હરિજન, દેખત મુદિત ભયે ભારી...૯

**પદ-૧૦**

એક દિન બંદન બિનય સહિત, કર શિવલાલ અતિ મુદ આની;
અદ્‌ભુતાનંદ સદગુરુ આગે, બોલે કર જોરી બાની...૧

કામાદિક રીપુ મોય ન લોપે, પાપ તાપ સબ દુઃખકારી;
એક પલ અંતરસે નહિ બિસરે, મુરત હરિકી અતિ પ્યારી...૨
શિવલાલકો ભાવ અનોપમ, અતિ નિરમલ અંતર જાની;
તેહિ શીરપર નિજ દોઉ કર ધારે, યું બોલે બાની જ્ઞાની...૩
સબ રીપુ તેરે ફના હોયગે, ઈમી જાનો તુમે નિરધારા;
નહિ બિસરે તેરે અંતરસે, હરિ મુરત નેન તારા...૪
એસે વર દેઈ શિવલાલકું, અભય કીયે અતિ ગુણવંતા;
અદ્ભુતાનંદજી સદ્ગુરુવર, પ્યારે જીનકું ભગવંતા...૫
ઉત્સવ કર એસે અતિ સુંદર, કીની ચલનેકી ત્યારી;
સુખપાલ પર બર બૈઠાયે, મુરત સોહત હે પ્યારી...૬
અસવારીન જુત પુરસે નિકસે, ગુરુ મુની આદિક બરરાજા;
હરિજન પુરજન સબ દોરત હે, નિરખત બાજત હે બાજા...૭
શિવલાલ વિદાય કરનકું, ચલત ઝરત નેનન વારી;
ઓર હરિજન પીછે આવત, પ્રેમાતુર હોઈ અપારી...૮
તા પીછે ફિરકે ગામ ગામકે, હરિજનકું અતિ સુખ દિના;
કૃષ્ણાનંદ કે આયકે સુંદર, મુકામ બરતાલે કીના...૯



## અથ તુલસી વિવાહનાં ધોળ

**રાગ : ધોળ પદ-૧**

**ઢાળ : રઘુવીર શેરિયે આવિયા**

જયા લલિતા રમા સતી, આવ્યા હરિ ઉર ધ્યાન; તુલસીજીને રે માંડવે.
ગંગા પાંચાલી આવીયા, નાની જેને નૈ માન; તુલસીજીને રે માંડવે...ટેક
અમુલા દત્તા ને કુશલા, અમૃતબાઈ ગુણવાન...તુલસી૦



જસુબા સુરપ્રભા અમરી, જીતબા હરિ ગુણગાન...તુલસી૦ ૧
રામબાઈ બેઉને જાનબા, અદિબા રતિબા અનુપ...તુલસી૦
ફુલિબા ધનબા ને રાઈબા, ધારે નિત હરિ રુપ...તુલસી૦ ૨
લાધી માતાજી લાડકી, પ્રેમા ગંગા શુભ નામ...તુલસી૦
જમના ફૂલિ માંધી ઉમયા, કુશલકુંવર નિષકામ...તુલસી૦ ૩
જીતબા નાનીબા, રામબા સુખબા સુશીલ...તુલસી૦
અવલબા બે ને અંબાબાઈ, કુશલબા દયા દિલ...તુલસી૦૪
રતનબા તેજબા જીતબા, રામબા રાજબા નાર...તુલસી૦
બાજીબા જસબા ફૂલબા, અજુબા જોયતિ ઉદાર...તુલસી૦૫
અવલબા હેતબા રુપબા, જતનબા લાલબા સાર...તુલસી૦
એ આદિ ભક્ત બાઈ આવિયાં, કૃષ્ણાનંદ કહે અપાર...તુલસી૦૬

**ઢાળ : સુરજ ઉગ્યો રે કેવડીયાને પણસકે, વાણલા ભલે પદ-૨**

આવ્યો આવ્યો રે ધરમનો પરીવાર કે, શ્રીહરિ કેરી બારાતમાં...ટેક
આવ્યા આવ્યા રે ઈચ્છારામ રઘુવીર કે...શ્રીહરિ૦
આવ્યા આવ્યા રે ગોપાલજી સુધીર કે...શ્રીહરિ૦ ૧
આવ્યા આવ્યા રે વૃંદાવન સીતારામ કે...શ્રી૦
આવ્યા આવ્યા રે બદ્રીનાથ અકામ કે...શ્રી૦ ૨
આવ્યા આવ્યા રે ભગવતપ્રસાદ કે...શ્રી૦
આવ્યા આવ્યા રે પ્રેમે કૃષ્ણપ્રસાદ કે...શ્રી૦ ૩
આવ્યા આવ્યા રે શ્રીવિહારીલાલ કે...શ્રી૦
આવ્યા આવ્યા રે સરજુપ્રસાદલાલકે...શ્રી૦ ૪
આવ્યા આવ્યા રે પ્રીતે વિષ્ણુપ્રસાદ કે...શ્રી૦
આવ્યા આવ્યા રે પોતે પ્રભુપ્રસાદ કે...શ્રી૦ ૫
આવ્યા આવ્યા રે નારાયણપ્રસાદ કે...શ્રી૦
આવ્યા આવ્યા રે હેતે અવધપ્રસાદ કે...શ્રી૦ ૬

આવ્યા આવ્યા રે ઠાકોરરામ નંદરામ કે...શ્રી૦
આવ્યા આવ્યા રે રામશરણ અકામ કે...શ્રી૦ ૭
આવ્યા આવ્યા રે કેશવપ્રસાદ કે...શ્રી૦
આવ્યા આવ્યા રે નારાયણપ્રસાદ કે...શ્રી૦ ૮
આવ્યા આવ્યા રે લાલમુકુંદપ્રસાદ કે...શ્રી૦
આવ્યા આવ્યા રે પોતે રામપ્રસાદ કે...શ્રી૦ ૯
એહ આદિ સર્વે જન આવ્યા કે...શ્રી૦
કૃષ્ણાનંદ કે જન મન ભાવ્યા કે...શ્રી૦ ૧૦

**ઢાળ : કંકુ છાંટી કંકોતરી મોકલી પદ -૩**

અતિ હેત કરી રે સરવે આવિયાં,
આવ્યાં વરિયારી મુદિત ઉદાર, વૃંદા કેરે માંડવે-ટેક
આવ્યાં વિરજા ને મેનાં રુકમણિ, ઈન્દ્રવાશી ઈન્દ્રરાશી સાર...વૃંદા૦ ૧
કમલા કલ્પાશી બે ગંગા દેવીજી, ઈન્દ્રદેવી મોહરવાસી નાર...વૃંદા૦
આવ્યા ફૂલસરી ને ફૂલઝરી, સુવાસિની સુગંધા પ્યાર...વૃંદા૦ ૨
રામકુંવર ભાગ્યમતિ આનંદા, જાનકી લગનકુંવર હરકુંવર...વૃંદા૦
રાધા ગોવિંદા હરદિ બલવંતા, લક્ષ્મી જડાવ ફૂલકુંવર...વૃંદા૦ ૩
શ્યામકુંવર જમુનાં ને ગંગાજી, સુગનાદીન સિધના નામ...વૃંદા૦
એહ આદિ ધરમકુલ આવિયું, પાપ તાશ મન અભિરામ...વૃંદા૦ ૪
જીજીભાઈ નાગજી બાપુભાઈ, જોરાભાઈ તુલજારામ અકામ...વૃંદા૦
દેસાઈભાઈ હરિભાઈ દયાળજી, ગિરધરભાઈ જેઠાભાઈ કાશીરામ-વૃં૦૫
નારાયણભાઈ બીજા દયાળજી, વનમાલી ને ગણપતરામ...વૃંદા૦
કાનદાસ હરજી મીઠાભાઈ, ગુલાબભાઈ નરસિભાઈ નામ...વૃંદા૦ ૬
ગંગાદત્ત નંદુભાઈ કાશીદાસજી, તુલસીભાઈ વાલાભાઈ ઉદાર...વૃંદા૦
પ્રભાતગર ને નારાયણગરજી, જગરુપ અજુભાઈ સાર...વૃંદા૦ ૭



અંબારામ ગિરધર બેચરજી, દુલભરામ ને દયારામ...વૃંદા૦
પુંજોભાઈ વિષ્ણુદાસ તેજોભાઈ, ખોડાભાઈ જીભાઈ અકામ...વૃંદા૦ ૮
કાલિદાસ અજુસામી ભગાભાઈ, પ્રભાશંકર ને ગંગારામ...વૃંદા૦
દવે ઈશ્વરભક્તને મેઘજી, કૃષ્ણાનંદ જેને પ્રિય ઘનશ્યામ...વૃંદા૦ ૯

**પદ-૪**

ઉત્તમરાજા ઝીણાભાઈ ભૂપતિ, સોમસુર ભૂપ હરિદાસ...વૃંદા૦ ટેક.
ગગાભાઈ માંકાભાઈ આવિયા, એહ નૃપ જેનો હરિપદ વાસ...વૃંદા૦ ૧
દાદુભાઈ જાદવજી ને માવજી, નરસિ મેતો ને દામજી નામ...વૃંદા૦
ઉબો નરસૈ દવે ને કુરજી, ઈન્દ્રજી દેવજી અંબારામ...વૃંદા૦ ૨
આનંદજી મકન મુલચંદજી, કૃષ્ણજી ભટજી મયારામ...વૃંદા૦
ભક્ત શ્યામજી જેઠો જાદવજી, રુપશંકર ગોવિંદરામ...વૃંદા૦ ૩
હંસરાજ ને ભક્ત કલ્યાણજી, શિવશંકર ભીમજી સાર...વૃંદા૦
જટાશંકર માણેકલાલજી, અજરામરને હરિ સંગ પ્યાર...વૃંદા૦ ૪
શેઠ ગણેશ ને શવચંદજી, હંસરાજભક્ત મતિમાન...વૃંદા૦
વિપ્ર રઘુનાથ હરજી માવજી, ભક્ત દેસુર શુભ ગુણવાન...વૃંદા૦ ૫
હરિરામ ભક્તિભાઈ નાથજી, પુરુષોત્તમ મકનદાસ...વૃંદા૦
જગજીવન બે સદાશિવજી, રણછોડ ભક્ત પ્રભુદાસ...વૃંદા૦ ૬
જોરા મીઠાભાઈ દલા મૂળજી, બેગુમાન ને કુબેરદાસ...વૃંદા૦
વણારશી બાપુજી વાલાભાઈ, ભાલચંદ્ર ગોવિંદ હરિદાસ...વૃંદા૦ ૭
ભોળાભાઈ ભક્ત નાનાભાઈજી, એહ આદિક ભક્ત અપાર...વૃંદા૦
અતિ હરખ ભર્યા સરવે આવિયા, કૃષ્ણાનંદ જેને હરિપદ પ્યાર..વૃંદા૦ ૮

**ઢાળ : મારે સોના સમો રે સુરજ ઉગિયો પદ-૫**

આજ સુરનર આજ વરરાજ, પ્યારા શ્રીહરિ સુંદર આવિયા-ટેક.
વરને નિરખે હરખે ઉરમે, શોભે જાનૈયા કેરો સમાજ-પ્યારા૦ ૧

પાઘ બંકી સોનેરી શીર શોભતી, તેમાં છોગું મુગટ અનુસાર-પ્યારા૦
સોહે નવલ કલંગી લટકંતી, શીરપેચ મોતી તોરા સાર-પ્યારા૦ ૨
સુરવાળ જરીનો અતિ ઓપતો, નાડી હિરની સોનેરી તાર-પ્યારા૦
જામો જરકસી કેરો અતિ રાજતો, ખભે શેલુ ગુલાબી છબીદાર-પ્યારા૦ ૩
સોના કડાં સાંકળા અતિ ઝલકતાં, ઉર સોનેરી ઉતરી ઉદાર-પ્યારા૦
પોંચી રતન જડિત બાજુ રાજતા, રાજે મોહન માળા મોતી હાર-પ્યારા૦ ૪
સોહે કૌસ્તુભમણિ કંઠ ભૂષણ, કાંને કુંડળ મકરાકાર-પ્યારા૦
સોના કંદોરો મણિમય શોભતો, ચરણ ઝાંઝરનો ઝણકાર-પ્યારા૦ ૫
મંદહાસ વદન છબી જોઈને, લાજે કોટિ કમલ ઉડુરાજ-પ્યારા૦
મૃગ લાજે નેણ છબી જોઈને, પામે ખંજન મીન અતિ લાજ-પ્યારા૦ ૬
દંત કુંદકલિ સમ ઓપતા, અધર પ્રવાલ બિંબ અનુસાર-પ્યારા૦
નાસા તિલ કુસમસમ શોભતી, શોભે ભ્રકુટિ ધનુષઆકાર-પ્યારા૦ ૭
છેલો અમૃત નજરે રે હેરતા, હરે જન કેરા તાપ અપાર-પ્યારા૦
કર લટકાં હસિત છબી જોઈને, મોહ પામે અનેક નરનાર-પ્યારા૦ ૮
માથે ફૂલ ખુપ અતિ શોભતો, ફૂલ ગજરા કાજુ બાજુ હાર-પ્યારા૦
શોભા સાગર અંગ અંગ ઉલટ્યો, વાલા લાગે છે પ્રાણ આધાર-પ્યારા૦ ૯
જેના એક અંગની શોભા જોઈને, સરવે લોક શોભા ઝાંખી થાય-પ્યારા૦
કૃષ્ણાનંદ જોઈ વ્રજરાજને, કોટી કોટી મનોજ લજાય-પ્યારા૦ ૧૦

**રાગ : ધોળ**

**ઢાળ : સંત બોલે તે ભેળો હું બોલું રે**

વરરાજા જોઈ લાગે પ્યાર રે, કોટિ કામ ગરવ હરનાર રે...૧
ભાલ વિશાલ તિલક શોભે રે, હાસ વિલાસ જોઈ મન લોભે રે...૨
નેણાં સોહે કમલ અનુસાર રે, રાજે ભ્રકુટિ ધનુષ આકાર રે...૩
મુખ નિરખી કોટિ ચંદ લાજે રે, કાને કુંડલની છબી છાજે રે...૪



ભાળી અધર બિંબ છબી લાજે રે, દેખી રુપ સકલ દુઃખ લાજે રે...૫
છાતી ઉપડતી અતિ સારી રે, ભુજ કેરી છબી અતિ ન્યારી રે...૬
નેણ રાતી રેખ અતિ પ્યારી રે, જોઈ મોહ પામે નરનારી રે...૭
અમૃત ભરી નજરે ભાળી રે, રંગડાની તે રેલ્યુ વાળી રે...૮
ગૌર કપોલ શુભ તિલ ત્રાજુ રે, ફૂલ ગજરા તોરા હાર બાજુ રે...૯
જોઈ શોભા હરિની અપાર રે, કૃષ્ણાનંદ જાય બલિહાર રે...૧૦

**રાગ : ધોળ**

**ઢાળ : ભમરા પેલો વધાવો રે મારે આવિયો**

સખી રે વર હરિ સુંદર ઉભલા, જોઈ આનંદ અંગ ન માય રે,
વધાઈ વાજે આજ વૃંદા કેરે માંડવે૦ ટેક.
સખી રે રૂપ મનોહર છેલનું, વાલા લાગે અજબ વરરાય રે...વધાઈ૦ ૧
સખી રે શણગાર સજ્યા અતિ ઓપતા, શીર પાઘ સોહે છબીદાર રે...વધાઈ૦
સખી રે છોગું તે મુગટ સમાન છે, શીરપેચ કલંગી ખૂબીદાર રે...વધાઈ૦ ૨
સખી રે મોતી તોરા તેમાં લટકતા, જોઈ પાઘડલી વાધે પ્યાર રે...વધાઈ૦
સખી રે અંગ ભૂષણ અતિ શોભતાં, ઉર ઉતરી વર મોતીહાર રે...વધાઈ૦ ૩
સખી રે ભ્રકુટિ ભમર કેરી પાંખડી, શોભે લોચન ચપલ વિશાળ રે...વધાઈ૦
સખી રે હાસ વિલાસ મન ચોરતા, શોભે તિલક સહિત શુભ ભાલ રે...વધાઈ૦ ૪
સખી રે દંત છબી રે મન લોભતી, જોઈ દાડમ બીજ લજાય રે...વધાઈ૦
સખી રે નાસિકા કીર લજાવની, નીરખી સુખ મુખ કહ્યા ન જાય રે...વધાઈ૦ ૫
સખી રે બોલવું હસવું હેરવું, જોઈ લોચન મન લલચાય રે...વધાઈ૦
સખી રે તેજ અંબાર અંગ ઝળકતાં, જેને જોઈને અતિ સુખ થાય રે...વધાઈ૦ ૬
સખી રે લટકાં કરીને મન ચોરતા, રાજે રૂપ શીલ ગુણધામ રે...વધાઈ૦
સખી રે નીરખીને વર અભિરામને, કૃષ્ણાનંદ સુખ થાય ઘનશ્યામ રે-વધાઈ૦ ૭

### રાગ : ધોળ

### ઢાળ : લીલડી છે ઘોડી ને લીલડાં પલાણ

શણગારી માણકી ઘોડી રૂપાળી, મોતીડે જડાવ અતિ સાર રે;
નીરખી નેણાં લોભાણા...ટેક.
સોનેરી પલાણ મોરડો મણિનો, રાજે હરિવર અસવાર રે...નીરખી૦ ૧
સુંદર મોતીડે ગુંથી કેસવાળી, રતને જડિત કલંગી સાર રે...નીરખી૦
રતને જડિત લગામ શોભે, ગ્રહી કરમાં ધર્મકુમાર રે...નીરખી૦ ૨
પંચરંગ પાટનો જેરબંધ રાજે, પેઘડે હીરા જડ્યાં સાર રે...નીરખી૦
ડુમચિમે રતન જડિયાં છે સારાં, પાયે ઝાંઝરનો ઝણકાર રે...નીરખી૦ ૩
થન થન ઘોડી ચાલ ચાલે છે, ગરુડનો મદ હરનાર રે...નીરખી૦
અસવાર જાનૈયા જુથમે ઘેર્યા, રાજે વર ચતુર અસવાર રે...નીરખી૦ ૪
જોઈ વરરાજાની સુંદર શોભા, મોહ પામ્યાં અતિ નરનાર રે...નીરખી૦
જેને જોઈને કોટી અનંગ લાજે, મોહન પ્રાણ આધાર રે...નીરખી૦ ૫
તારા મંડળમાં જેમ ચંદ્રમાં શોભે, એમ શોભે રંગરેલ રે...નીરખી૦
કૃષ્ણાનંદ હરિ શોભાના સાગરવર, કેસરિયો અલબેલ રે...નીરખી૦ ૬

*॥ ઈતિ સર્વાવતારી શ્રીસહજાનંદસ્વામી શિષ્ય અચિંત્યાનંદવર્ણી ઉર્ફે કૃષ્ણાનંદવર્ણી રચિત કીર્તનો સમાપ્ત ॥*

